






## કચ્છ કડવા પાટીદાર સનાતની જ્ઞાતિ

# સનાતની અસ્તિત્વનો ઉત્સવ
# શતાબ્દી મહોત્સવ

## ૨૦૨૩

## સ્મૃતિગ્રંથ




કચ્છ કડવા પાટીદાર સનાતની જ્ઞાતિનો

# સનાતની અસ્તિત્વનો ઉત્સવ

# શતાબ્દી મહોત્સવ

૨૦૨૩

## સ્મૃતિગ્રંથ





પ્રેરણા સ્ત્રોત સંતો

સમાજના આદ્ય સુધારકો






પ્રકાશન દિનાંક : 20-August-2024 | નકલ : 2500




પ્રકાશક :

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ
સનાતની શતાબ્દી મહોત્સવ આયોજન સમિતિ

# સનાતની શતાબ્દી મહોત્સવ સ્મૃતિગ્રંથ
# વિમોચન દાતા

## શુભેચ્છા



| | | |
|---|---|---|
| શ્રીમતી લીલાબેન રતનશીભાઈ લાલજી દિવાણી | વિરાણી | તા. માંડવી |
| શ્રીમતી વર્ષાબેન વિનોદ રતનશી દિવાણી<br>દિતી, હેતી | વિરાણી | તા. માંડવી |
| શ્રીમતી ગીતાબેન સુરેશ રવજી લીંબાણી<br>સાક્ષી, હર્શિલ | નવાવાસ | તા. માંડવી |
| શ્રીમતી વર્ષાબેન રાજેશ શાન્તીલાલ ચૌધરી<br>વંશ, માહી | ગાંધીગ્રામ | તા. માંડવી |
| શ્રીમતી ઉષાબેન હિતેશ અમૃતલાલ રૂડાણી<br>ધીર | જીયાપર | તા. નખત્રાણા |
| શ્રીમતી રશ્મિબેન કેતન ભાગવત પોકાર<br>વેદી | જનકપુર | તા. માંડવી |

 **જય લક્ષ્મીનારાયણ...જય ઉમિયા મા...જય સનાતન** 



# પ્રમુખશ્રીનો અંતરનાદ

**અબજીભાઈ વિશ્રામભાઈ કાનાણી**

કરાંચી ખાતે પરિષદના માધ્યમથી તત્કાલીન જ્યોતિર્ધર દીર્ઘદ્રષ્ટા આગેવાન દ્વારા જ્ઞાતિની પ્રથમ પરિષદ તા. ૮ થી ૧૧ ઓગસ્ટ ૧૯૨૦ કરાંચી તથા બીજી પરિષદ તા. ૭ થી ૯ ઓકટોબર૧૯૨૨ કરાંચી તથા ત્રીજી પરિષદ તા.૧૮ થી ૨૧ એપ્રિલ ૧૯૨૪ ઘાટકોપર-મુંબઈ દ્વારા શરૂ કરેલી સનાતની જ્યોતની ગૌરવપૂર્ણ શૌર્યયાત્રા આજે વિરાટ મશાલ બની છે અને તેનો કેસરિયો પ્રકાશ કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં સનાતની તેજ સ્વરૂપે ઝળહળી રહ્યો છે. સો વર્ષની આ સંઘર્ષમય યાત્રાના ગૌરવપ્રદ ક્ષણોના વધામણા કરવાનો રૂડો અવસર સમાજને આંગણે આવ્યો, જેમાં સમાજની વર્તમાન અને ભાવિ પેઢીને એક છત્ર હેઠળ ભેગા કરી સામાજિક ભાવનાને બળવતર બનાવી સનાતની સંસ્કરણને દ્રઢ કરવા શ્રીસમાજનું પ્રથમ સનાતની અધિવેશન સ્વરૂપે આ સાથે યોગાનું યોગ યુવાસંઘનો સ્વર્ણિમ ઉત્સવ અને મહિલાસંઘનો રજત જયંતિ પર્વ પણ નિમિત્ત બનતાં ત્રણેય સંસ્થાના સંયુક્ત ઉપક્રમે સનાતની શતાબ્દી મહોત્સવ ભવ્યાતિભવ્ય રીતે સમગ્ર જ્ઞાતિજનોના અભૂતપૂર્વ સહકારથી નખત્રાણા ખાતે તારીખ ૧૦ મે થી ૧૪ મે ૨૦૨૩ દરમિયાન યોજાઈ ગયો.

પાંચસો વર્ષથી વિધર્મી ઓછાયાથી ધાર્મિક રીતે પરધર્મ આધીન થયેલી આપણી જ્ઞાતિ ને પુનઃ હિંદુત્વના રાહ પર પગરાંણ કરવાની વિરલ ઘટનાનો મંગલ પ્રારંભ એટલે ૧૯૨૦ નું કરાંચી અધિવેશન જ્યાં જાગૃત પ્રહરી સમા વડીલોએ અનેક પડકારો અને અંતરાયો વચ્ચે ધર્મ ભૂલેલી જ્ઞાતિને પુનઃ સ્વધર્મમાં પરત લાવવા સંકલ્પબદ્ધ થયા. પુનઃહિંદુત્વની રાહ પર પગરણ ભરવાની શરૂઆત નરવીર કેસરા પરમેશ્વરા પછી નારાયણ રામજી લીંબાણીની ટીમ દ્વારા ભગીરથ પ્રયાસો કરવામાં આવેલ પરંતુ વિધિસર પરિષદો ભરી આ એક વિરલ ક્રાંતિકારી શરૂઆત હતી ત્યારબાદ સો સો વર્ષના સનાતની વાયરા વાયા. જેનો સિલસિલા બંધ ઈતિહાસ આપણા સૌની નજર સમક્ષ છે.

સો વર્ષ પહેલાં કરાંચી ખાતે ક્રાંતિના મંડાણ કરનાર જ્ઞાતિના મુઠ્ઠી ઊંચેરા નરવીરો પ્રત્યે ઋણભાવ વ્યક્ત કરવાના ઉદ્દેશ સાથે સનાતની શતાબ્દી મહોત્સવનું આયોજન કરવામાં આવ્યું. સાથે આ જ્યોતિર્ધરોને સાચી શ્રદ્ધાંજલિ આપવા જ્ઞાતિના છઠ્ઠા અધિવેશનને પ્રથમ સનાતની અધિવેશન તરીકે યોજવામાં આવ્યું.

ઓગસ્ટ ૨૦૨૨ ની સામાન્ય સભામાં ઉપસ્થિત સૌ સભ્યોના એક સૂરથી સનાતની શતાબ્દી મહોત્સવ ઉજવવાનો નિર્ધાર કરવામાં આવ્યો. ત્યારબાદ શ્રીસમાજના કર્ણધારોએ આયોજન કરીને જવાબદારી ઉપાડી લઈને કાર્યક્રમને સફળ અને યાદગાર બનાવ્યો.

આપણા જ્ઞાતિજનોને રૂબરૂ આગોતરૂ આમંત્રણ પહોંચાડવા માટે સનાતની ગૌરવ યાત્રા નું આયોજન કરવામાં આવ્યું આ ગૌરવ યાત્રા અંતર્ગત કેન્દ્રીય સમાજના કર્ણધારોની ટીમો બનાવી તમામ ઝોનના ઘટક સમાજો સુધી જઈને શ્રીસમાજની સમાજ અને જ્ઞાતિજનોના હિતની વિવિધ યોજનાની જાણકારી સમાજની કાર્યશૈલી ની વાત કરીને સમાજની વર્તમાન ગતિવિધિ જણાવવામાં આવી સાથે સનાતની શતાબ્દી મહોત્સવનું આગોતરું આમંત્રણ આપવામાં આવ્યું. જેમાં ઠેર ઠેર ગૌરવ યાત્રાનું સન્માન કરવામાં આવ્યું અને ઉત્સાહભેર સમાજની ભાવનાઓનો પ્રતિસાદ આપવામાં આવ્યો જેના પરિણામે મહોત્સવમાં અબાલ વૃદ્ધ સૌની ઉત્સાહભેર વિશેષ હાજરી જોવા મળી.

સનાતની શતાબ્દી મહોત્સવના થનાર ખર્ચ માટે યુવાસંઘ તરફથી રદ્દી થી સમૃદ્ધિનો નવતર પ્રેરક પ્રયોગ કરવામાં આવ્યો જેના થકી નોંધપાત્ર આવક આપણે મેળવી શક્યા.

સનાતની શતાબ્દી મહોત્સવ શ્રી સમાજની ત્રણેય પાંખના સંયુક્ત ઉપક્રમે યોજવામાં આવેલા પાંચ દિવસીય વૈવિધ્યસભર કાર્યક્રમ સાથે અભૂતપૂર્વ શમિયાણુ, રુચિકર ભોજન વ્યવસ્થા બિઝનેસ સ્ટોલ જ્ઞાતિજનો માટે આકર્ષણનું કેન્દ્ર બન્યા હતા.

ભવ્યાતિભવ્ય શોભાયાત્રા, શંખનાદ આપણા યશસ્વી વડાપ્રધાન અને વિશ્વ રાજપુરુષ નરેન્દ્રભાઈ મોદીનું જ્ઞાતિની ગૌરવ ગાથા અને ધાર્મિક સંઘર્ષ ગાથાની પ્રતીતિ ધરાવતું પ્રેરક વર્ચ્યુઅલ ઉદબોધન. માનનીય મુખ્યમંત્રીશ્રી ભુપેન્દ્રભાઈ પટેલ અને કેન્દ્રીય મંત્રીશ્રી પુરૂષોત્તમભાઈ રૂપાલા તેમજ વિશ્વ ઉમિયા ફાઉન્ડેશનના શ્રી આર પી. પટેલનાં ઉદબોધન દ્વારા આપણા સૌમાં વિશેષ ઉર્જાનો સંચાર થયો.

દ્વારકા શારદાપીઠના જગતગુરુ શંકરાચાર્ય સ્વામી શ્રી સદાનંદતીર્થજી મહારાજે આપણા સનાતની  હિન્દુસ્તાનના અસ્તિત્વ માટેની સંઘર્ષ ગાથા જણાવીને આપણને સનાતની આશીર્વાદ આપ્યા હતા.

સનાતની સમર્પિત સૌ વડીલોતથા સંતોને ભાવાંજલિ અર્પણ કરવાના રૂડા અવસરે તમામનું પાવન સ્મરણ કરી તેમના પ્રત્યે ૠણ ભાવ વ્યક્ત કરવા આપણે જ્ઞાતિની ત્રણ ત્રણ પેઢી શમીયાણાના મંડપના એક છત્રની નીચે બેસીને નતમસ્તક કૃતઘ્નતા વ્યક્ત કરી પોતાનામાં સનાતની સંસ્કારનું દ્રઢીકરણ કર્યું હતું.

સનાતની શતાબ્દી મહોત્સવને સફળ બનાવવા બદલ આપણી ૨૧-૨૪ની જવાબદાર ટીમ સાથે તમામ ઝોનના કર્ણધારો, જ્ઞાતિના ભામાશા સ્વરૂપ દાતાશ્રીઓ, સ્વયંસેવક મિત્રો, યુવાસંઘ અને મહિલાસંઘના કર્ણધારોનો હૃદય પૂર્વક આભાર માનું છું.





# સનાતની શતાબ્દી મહોત્સવના ચેરમેનશ્રીની કલમે...

**ગોપાલભાઈ વાલજીભાઈ ભાવાણી**

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજની તા. ૧૨ ઓગષ્ટ ૨૦૨૨ના રોજ નખત્રાણા પાટીદાર વિદ્યાર્થી ભવન ખાતે મળેલ વાર્ષિક સાધારણ સભામાં સર્વાનુમતે નક્કી કરવામાં આવ્યું કે આપણી જ્ઞાતિમાં ધાર્મિક ક્ષેત્રે જાગૃતિ લાવવા ૧૦૦ વર્ષ પહેલા ૧૯૨૦માં કરાંચી ખાતે પરિષદનું આયોજન કરી ધાર્મિક ચેતનાનો શંખનાદ કર્યો હતો. તેની શતાબ્દી મહોત્સવ ઉજવવાનું નક્કી કરવામાં આવ્યું. જેમાં આ મહોત્સવના ચેરમેન તરીકે મને જવાબદારી સોંપવામાં આવી. ત્યારથી જ અંતરની અભિલાષા હતી કે મને સોંપેલી જવાબદારીમાં હું ખરો ઉતરૂં અને મહોત્સવ સર્વાંગી રીતે દીપી ઉઠે તે માટે સમયની માંગ પ્રમાણે સમાજનાં વડીલો, યુવાનો, મહિલા શક્તિ સૌને રૂચિકર હોય તેવા પ્રેરક કાર્યક્રમોનું આયોજન કરી મહોત્સવને યાદગાર બનાવવાનો મનોમન સંકલ્પ કર્યો. આ માટે પ્રાથમિક ચિંતન કરવા SUV ઈન્ટરનેશનલ સ્કૂલ, વલથાણ મુકામે શ્રી સમાજ અને યુવાસંઘના મુખ્ય હોદ્દેદારો તેમજ ઉત્સાહી કાર્યકરો સાથે પ્રથમ બેઠકનું આયોજન કરવામાં આવ્યું. જેમાં યુવા સંઘના પ્રમુખ શ્રી હિતેશભાઈ રામજીયાણી, દક્ષિણ ઝોનના પ્રમુખ શ્રી રમેશભાઈ પારસીયા તથા પશ્ચિમ કચ્છ ઝોનના પ્રમુખ શ્રી રતનશીભાઈ ભીમાણીની મહોત્સવના વાઈસ ચેરમેન તરીકે તથા શ્રી પુરૂષોત્તમભાઈ ભગતની મહોત્સવના મહામંત્રી તરીકે વરણી કરવામાં આવી તથા આ જ સભામાં મહોત્સવની ઉજવણી તા. ૧૧ થી ૧૪ મે ૨૦૨૩ દરમ્યાન ઉજવવાનું નક્કી કરવામાં આવ્યું.

ત્યારબાદ નરોડા-અમદાવાદ ખાતે બીજી સભાનું આયોજન કરવામાં આવેલ. જે સભામાં શ્રી સમાજનાં ટ્રસ્ટીશ્રીઓ, હોદ્દેદારશ્રીઓ, પ્રભારીશ્રીઓ, યુવા સંઘ ટોપ-૨૦, અમદાવાદ ઝોન સમાજનાં ઉત્સાહી કાર્યકર્તાઓએ સભામાં ભાગ લઈ આયોજનની રૂપરેખા બનાવવા સૌએ સમુહ ચિંતન કરી પોતાના પ્રેરક સુઝાવો આપ્યા હતાં. અને ધીમે ધીમે આયોજનનો માહોલ તૈયાર થઈ રહ્યો હતો.

ત્યાર પછી શ્રી સમાજનું મુખ્ય કાર્યાલય પાટીદાર વિદ્યાર્થી ભવન, નખત્રાણા મુકામે ત્રીજી સભાનું આયોજન કરી આયોજન સમિતીની રચના કરવામાં આવી. જેમાં ૩૦૦ જેટલા કાર્યકરોને સમાવવામાં આવ્યા. જેમાં શ્રી સમાજના ટ્રસ્ટીઓ, હોદ્દેદારો, કારોબારી સભ્યો, યુવા સંઘ-મહિલા સંઘના પ્રતિનિધીઓ, ઝોન સમાજના પ્રમુખશ્રીઓ, મહામંત્રીશ્રીઓ, યુવા સંઘ રિઝીયનના પ્રમુખશ્રીઓ-મહામંત્રીશ્રીઓ, ઉમિયા માતાજી સંસ્થા વાંઢાય, લક્ષ્મીનારાયણ સંસ્કાર ધામ - દેશલપર, સમાજ સંચાલિત વિવિધ સંસ્થાઓના પ્રતિનિધિઓ વગેરેનો સમાવેશ કરવામાં આવ્યો. સાથે સાથે આ સભામાં વિવિધ સમિતીઓના કન્વિનર અને સહકન્વિનરની રચના કરવામાં આવી.

સમગ્ર દેશમાંથી પસંદ કરવામાં આવેલા આયોજન સમિતીના સભ્યોનું નિરંતર ચાલતા આયોજનના કાર્યમાં સૌનું અવાર નવાર સંકલન કરવું અઘરૂં બને તે સ્વાભાવિક છે. તે માટે આયોજન સમિતીમાંથી ચુનંદા ૨૪ સભ્યોની પસંદગી કરીને સંકલન સમિતી(કોર કમિટી)નું

નિર્માણ કરી સંજોગો અને જરૂરીયાત મુજબ કોર કમિટીને નિર્ણયો લેવાના અધિકારો આપવામાં આવ્યા. સમગ્ર ભારતમાં વસતા આપણા જ્ઞાતિજનોને સનાતનની શતાબ્દી મહોત્વની આગોતરી જાણ કરવા તથા મહોત્સવના પ્રચાર પ્રસાર તેમજ સનાતની ગૌરવ ગાથાની જ્ઞાતિજનોને પ્રતિતી કરાવવા સનાતની ગૌરવ યાત્રાનું આયોજન કરવામાં આવ્યું. શ્રી સમાજનીમુખ્ય હોદ્દેદારોની ટીમ બનાવી પ્રભારીઓને સાથે રાખી સમગ્ર ભારતમાં ઘટક સમાજોમાં સામે ચાલી જઈને શ્રીસમાજની વિવિધ યોજનાઓ શ્રીસમાજની કાર્યપ્રણાલી અને સનાતની ગૌરવગાથા વર્ણવીને સૌમાં સનાતની શતાબ્દી મહોત્સવની જીજ્ઞાસા જાગૃત કરવામાં આવી. સમગ્ર ભારતમાં સનાતની ગૌરવ યાત્રાના હર્ષ ઉલ્લાસથી વધામણા કરવામાં આવ્યા. આ યાત્રાને જ્ઞાતિજનો દ્વારા બહોળો પ્રતિસાદ મળ્યો.

આપણા લોકલાડીલા ભારતના યશસ્વી વડાપ્રધાન શ્રી નરેન્દ્રભાઈ મોદી સાહેબને જ્યારે અમે સમાજનું પ્રતિનિધિ મંડળ દિલ્હી ખાતે મળવા ગયા ત્યારે વડાપ્રધાનશ્રીના આવકારમાં આપણી જ્ઞાતિ પ્રત્યેના વિશેષ ભાવના દર્શન થયા અને જ્ઞાતિજનો પ્રત્યે વડાપ્રધાન શ્રી એ પોતીકા પણાનો વિશિષ્ટ ભાવ પ્રદર્શિત કર્યો હતો.

લોક લાગણીને ધ્યાને લઈ શોભાયાત્રાના સમયમાં ફેરફાર કરતાં તા. ૧૦ મે ૨૦૨૩ના રોજ બપોરના ૩.૦૦ વાગે દેવાશિષ હોસ્પીટલના પ્રાંગણમાં દેવાશિષ હોસ્પીટલના પ્રમુખશ્રી તેમજ તેમની સમગ્ર ટીમે કરેલ સદર વ્યવસ્થા પ્રમાણે ભગવાન લક્ષ્મીનારાયણના રથનું પૂજન દાતાશ્રીના હસ્તે કરી, બજરંગ ગ્રાઉન્ડથી ભારત ભરમાંથી પધારેલ ૨૫ ઝોનની વિવિધ કૃતિઓને શોભાયાત્રામાં સામેલ કરી અદ્‌ભુત નજારો નખત્રાણા મધ્યે રચાયો હતો. સાંજે યુવા સંઘ દ્વારા ૮૫૧ ભાઈ બહેનો દ્વારા સમુહ શંખનાદ કરીને અનોખો વિક્રમ સ્થાપ્યો હતો.

તા. ૧૧ મે ૨૦૨૩ના રોજ દાતાશ્રીઓના વરદ હસ્તે મુખ્ય મંચનું ઉદ્‌ઘાટન કરી દીપ પ્રાગટ્ય કરવામાં આવ્યું હતું. અને ત્યારબાદ સનાતનની શતાબ્દી મહોત્સવના ઉદ્‌ઘાટન સત્રનો પ્રારંભ થયો હતો. આ કાર્યક્રમમાં આપણાં ભારત સરકારના કેન્દ્રીય કેબીનેટ મંત્રી શ્રી પુરૂષોત્તમભાઈ રૂપાલા સાહેબ, કચ્છના સંસદ શ્રી વિનોદભાઈ ચાવડા સાહેબ, કચ્છ જીલ્લાના જુદાજુદા મત ક્ષેત્રના ધારાસભ્યશ્રીઓ આપણી જ્ઞાતિના તાલુકા જીલ્લા પંચાયતના હોદ્દેદારશ્રીઓ, વિશ્વ ઉમિયા ફાઉન્ડેશનના શ્રી આર. પી.પટેલ સાહેબ અને એમની ટીમ, શ્રી ઉમિયા માતાજી સંસ્થા ઉંઝાના વડિલ શ્રી ઈશ્વરભાઈ અને ટીમ તેમજ શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્ર સ્થાનના પ્રમુખ શ્રી ગંગારામભાઈ રામાણી, શ્રી ઉમિયા માતાજી સંસ્થા, વાંઢાયના પ્રમુખ શ્રી હંસરાજભાઈ ધોળુ અને અન્ય અગ્રણીઓ ઉદ્‌ઘાટન મહોત્સવને શોભાવવા માટે ઉપસ્થિત રહી આશીર્વાદ આપ્યા હતાં. સમગ્ર ઉદ્‌ઘાટન સત્ર માટે શિરમોર સમા આપણા વડાપ્રધાન શ્રી નરેન્દ્રભાઈ મોદીએ અને ગુજરાતના મુખ્ય મંત્રી શ્રી ભુપેન્દ્રભાઈ પટેલે વર્ચ્યુઅલી સભાને સંબોધીને મહોત્સવની આન, બાન અને શાન વધારીને સનાતની શતાબ્દી મહોત્સવને શુભેચ્છા અને આશીર્વાદ આપ્યા હતાં.

બપોર પછીના બીજા સત્રમાં દ્વારકા પીઠાધિશ્વર પ.પૂ.જગદ્‌ગુરૂ શંકરાચાર્ય, સદાનંદ સરસ્વતીજીએ ઉપસ્થિત રહીને સનાતન ધર્મના વડાને છાજે તેવા આપણનેઆશીર્વાદ આપી આપણાં વડવાઓના સનાતની સંઘર્ષને બિરદાવ્યો હતો. ત્યારબાદ આપણી જ્ઞાતિના પૂજ્ય સંતો મોહનદાસજી મહારાજ, ઈશ્વરઆશ્રમ વાંઢાય,પરમ પૂજ્ય મહામંડળેશ્વર શ્રી કેશવદાસજી મહારાજ - સુંદરપુરા અરવલ્લી, શ્રી વલ્લભકૃષ્ણજી મહારાજ-લક્ષ્મીનારાયણ કેન્દ્ર સંસ્થાન સંસ્કારધામ - દેશલપર, પૂજ્ય રમા માતાજી, પૂજ્ય શુશ્રી ભારતીદીદી અને ભાગવતાચાર્ય પૂજ્ય દિપાલીદીદીએ પ્રેરક આશીર્વાદ આપ્યા હતા. સાંજે નિશા સત્રમાં નરોડા સમાજ ગ્રુપ દ્વારા

સનાતની ગૌરવ નાટીકાની પ્રસ્તુતિ કરવામાં આવી હતી.

તા. ૧૨ મે ૨૦૨૩ સવારના સત્રમાં વિઝન સમિતી અંતર્ગત સમાજની નિયત વિવિધ થીમોનું ફિલ્મ દ્વારા પ્રસ્તુતિકરણ કરવામાં આવ્યું. ત્યારબાદ યુવા સંઘે સુવર્ણ જયંતિનું ઓપનિંગ સેરેમની યોજીને યુવા સંઘ આયોજીત વિવિધ સ્પર્ધાઓની મંચ પર રજુઆત કરવામાં આવી હતી. શેષ દિવસ પર્યંત યુવા સંઘના કાર્યાક્રમો ચાલુ રહ્યા હતાં.

તા. ૧૩ મે ૨૦૨૩ રોજ મહિલા સંઘ દ્વારા રજત જયંતિ પર્વની ઉજવણી કરવામાં આવી. જેમાં પૂર્વ પ્રમુખશ્રીઓ તેમજ મહામંત્રીશ્રીઓના સન્માન, સંપર્ક પુસ્તિકાનું વિમોચન, વિશિષ્ટ સિદ્ધિઓ પ્રાપ્ત કરનાર મહિલા વિભૂતીઓનું સન્માન અને મોટીવેશનલ સ્પીકર નેહલબેન ગઢવીના વક્તવ્યનું આયોજન કરવામાં આવ્યું હતું.

તા. ૧૪ મે ૨૦૨૩ સવારના ૬.૩૦ કલાકે આપણી જ્ઞાતિના પ્રેરણા સ્ત્રોત વડીલોની સાત જગ્યાએથી ભવ્ય યાત્રાઓ કાઢવામાં આવી. જેનું ૮.૦૦ કલાકે નખત્રાણા ખાતે આગમન થતાં સૌના સામૈયા સાથે આદરણીય પ્રમુખ શ્રીના વરદ હસ્તે વધામણાં કરી વાજતે ગાજતે સભા મંડપમાં મુખ્ય મંચ પાસે યોગ્ય સ્થાને ૧૦ મહાન વિભૂતિની પ્રતિકૃતિઓના બેસણાં કરાવી દાતા પરિવારના હસ્તે પૂજન આરતી કરાવીને સૌના આશીર્વાદ લઈ આપણી જ્ઞાતિનો પ્રથમ સનાતની અધિવેશનનો પ્રારંભ કરવામાં આવ્યો. અદ્‌ભૂત ઉત્સાહ અને જીજ્ઞાશાના સૌને દર્શન થતાં સનાતન અધિવેશનના સભાધ્યક્ષ તરીકે સન્માનિય શ્રી અબજીભાઈ વિશ્રામભાઈ કાનાણીના નામની દરખાસ્ત મહોત્સવના ચેરમેન શ્રી ગોપાલભાઈ ભાવાણીએ કરતાં સભામાં ઉપસ્થિત ૫૦ હજારના જનસમુદાયે હાથ ઉંચા કરી તાળીઓના ગડગડાટથી વધાવી લેતાં સભાના અધ્યક્ષની ધુરા શ્રી અબજીભાઈ કાનાણીએ સંભાળી હતી. અધિવેશનની પ્રસ્તાવના મહામંત્રી શ્રી પુરૂષોત્તમભાઈ ભગતે કરી હતી. વિષય વિચારણીય સમિતીની વિશેષ સભામાં પસાર કરેલ સનાતની જ્ઞાતિ રીત રિવાજોના ૧૭ ઠરાવોની રજુઆત શ્રી શંકરભાઈ કાનાણી સાહેબે કરી હતી. અને બનાવેલ નિતી-નિયમોની રજુઆત સી.એ. શ્રી ચંદ્રકાંતભાઈ છાભૈયાએ કરી હતી.

શ્રી સમાજ કે કેન્દ્રીય સમાજ આપણી માતૃસંસ્થા છે. એટલે કે આપણા સૌ માટે જનેતાનું સ્વરૂપ છે. અને આપણા માટે પ્રેરક અને પોષક પણ છે. સમાજને તંદુરસ્ત રાખવા માટે સમાજનો આદેશ શિરોમાન્ય રાખવો પડશે. એટલે આ અધિવેશનમાં પસાર કરેલા તમામ ઠરાવોનું તથા નિતી-નિયમોનું આપણે સૌ પ્રમાણિકતા અને નિષ્ઠાથી પાલન કરીએ અને કરાવીએ એવી દરેક ઝોન સમાજ અને ઝોન સમાજ અંતર્ગતની ઘટક સમાજોને અત્રેથી વિનંતી કરવામાં આવે છે.

સનાતની શતાબ્દી મહોત્સવના ચેરમેન તરીકે અઘરી જવાબદારી આપ સૌના સહકાર અને સૌજન્યતાથી હળવી અને સરળ બની છે. જવાબદારી સંભાળ્યાથી લઈ અને મહોત્સવની પૂર્ણાહૂતી સુધીમાં અનેક અંતરાયો અને અડચણો આવી. તેના નિરાકરણ માટે મારી સાથે અડીખમ ઉભા રહીને માર્ગદર્શન આપનાર સન્માનનીય પ્રમુખ શ્રી અબજીભાઈ વિશ્રામભાઈ કાનણીનો આભારી છું. મારા સહયોગી સર્વ ટ્રસ્ટી વડીલોએ આપેલ સહકાર બે મિસાલ હતો. સર્વ ટ્રસ્ટીઓનો પણ હું આભારી છું. મારા ત્રણેય વાઈસ ચેરમેનશ્રીઓએ પોતાની જવાબદારી સમજી રાત-દિવસ એક કરી આપેલ સહકાર બદલ તેમનો પણ આભારી છું. મહત્વનું પાસુ એટલે મહામંત્રીશ્રી અને મંત્રીશ્રીઓના અનન્ય યોગદાન બદલ હાર્દિક પ્રણામ સાથે આભારની લાગણી વ્યક્ત કરૂં છું. શ્રીસમાજના ત્રણે ઉપપ્રમુખશ્રીઓ, ખજાનચીશ્રી, સહખજાનચીના અગમ્ય સાથ સહકાર બદલ

સૌનો હું આભારી છું. પશ્ચિમ ઝોનના સપ્તર્ષિ યુવા મિત્રો પડદા પાછળ રહીને લાંબા સમયથી જે સાથ આપ્યો છે તેઓ સૌ ધન્યવાદને પાત્ર છે. તેમનો પણ સહૃદયે આભાર માનું છું. સનાતની ટીમના મહાનુભાવોએ મહત્વના નિર્ણયોમાં સાથે રહી આપેલ સહયોગ બદલ તેમનો પણ વિશેષ આભારી છું. વિશેષ આભારી છું દાનશુરા સર્વ દાતા પરિવારોનો જેમણે અઢળક દાન આપી પ્રસંગને મંગલમય બનાવ્યો છે.

યુવા સંઘના યુવા મિત્રો, મહિલા સંઘની માતાઓ બહેનો અને સૌ કાર્યકર્તાઓએ મહોત્સવ સફળ બનાવવા માટે આપેલ સહકાર બદલ સૌનો આભારી છું. માત્ર વતન કચ્છમાં વસતા સ્થાનિક સમાજોના આગેવાનો, કાર્યકર યુવાનો, ૪૮ વિવિધ સમિતિઓના ભાઈઓ તથા બહેનો અને અખંડ કચ્છ રિજીયનના પ્રમુખ શ્રી શાંતિભાઈ નાયાણી તથા શ્રી સુરેશભાઈ ભગત અંતર્ગત ૭૦૦૦ સનાતની સૈનિકોના અદમ્ય ઉત્સાહ અને અથાગ પરિશ્રમથી સમગ્ર પ્રસંગને સફળ બનાવવા બદલ સૌને જેટલા અભિનંદન અપાય એટલા ઓછા છે. સૌનો વિનમ્ર ભાવે આભારી છું. પાટીદાર સંદેશ મહાતંત્રી શ્રી શામજીભાઈ, તંત્રી શ્રી કરમસીભાઈ, ઈશ્વરભાઈ તેમજ પાટીદાર સૌરભના તંત્રી શ્રી સી.કે.પટેલ, ઉમા દર્પણ તંત્રી શ્રી રતિલાલભાઈ તેમજ અન્ય પત્રકારોએ આપેલ સહયોગ બદલ તેમની આભાર સહ નોંધ લઈ તેમના પ્રત્યે આભારની લાગણી વ્યક્ત કરૂં છું.

જગતજનની કુળદેવી મા ઉમિયાજી, ઈષ્ટદેવ ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની અસીમ કૃપાથી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ, નખત્રાણા સો વર્ષની યાત્રા સનાતની તરીકેની સાચી ઓળખ અને સ્પષ્ટ નિતી સાથે પાંચ દિવસીય ત્રિવેણી મહોત્સવ ઉજવવામાં આપણે સીમાચિન્હ રૂપ ભવ્ય પ્રસંગની સફળતાનો યશ દેશ-દેશાવર અને વિદેશમાંથી ઉમટી પડેલ આપણી સનાતની જ્ઞાતિ પરિવારોના સહિયારા પુરૂષાર્થને જાય છે. મહોત્સવની ફળશ્રુતિ એટલે જ્ઞાતિના યુવાન દિકરા-દિકરીની હાજરી પ્રશંસાને પાત્ર હતી. ઉજવાઈ ગયેલ સનાતનની શતાબ્દી મહોત્સવનો આછેરો અહેવાલ આપ સૌ સમક્ષ પ્રસ્તુત કરતાં આનંદની ભાવના પ્રગટ કરી હર્ષનો શંખનાદ કરૂ છું. મહોત્સવને યાદગાર બનાવવા બદલ આપ સૌ જ્ઞાતિજનોનો ધન્યવાદ સાથે આભાર વ્યકત કરૂ છું. કાર્યક્રમમાં ક્યાંક જાણે અજાણ્યે ક્ષતિ રહી ગઈ હોય તો એ મારી જવાબદારી સ્વીકારી આપ સૌ પાસે ક્ષમા પ્રાર્થું છું.

પરમ કૃપાળુ પરમાત્મા ભગવાન લક્ષ્મીનારાયણ, કુળદેવી મા ઉમિયાજી સમસ્ત સમાજને સુખ, સમૃદ્ધિ અને શાંતિ બક્ષે એ જ અભ્યર્થના સહ પ્રાર્થના.





# યુવાસંઘના પ્રમુખશ્રીનું નિવેદન

**હિતેશભાઈ હિરાલાલ રામજીયાણી**
**પ્રમુખશ્રી, કેન્દ્રીય યુવાસંઘ**

## જય ઉમિયા... જય લક્ષ્મીનારાયણ... જય સનાતન...

સનાતની શતાબ્દી મહોત્સવ એ શ્રીસમાજ, યુવાસંઘ, મહિલાસંઘનું સંયુક્ત આયોજન હતું. આ આયોજનની તૈયારીથી લઈને સફળ બનાવવા સુધીની સફરમાં ખૂબ જ જાણવા તેમજ શીખવા મળ્યું. સમાજના વડીલો સાથે કાર્ય કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું. તેમાં પણ પ્રમુખ શ્રી અબજીભાઈ, મહામંત્રી શ્રી પુરુષોત્તમભાઈ તેમજ આયોજનના ચેરમેન શ્રી ગોપાલભાઈનો આભારી છું કે તેઓએ મને આયોજનના વાઈસ ચેરમેન તરીકે જવાબદારી સોંપી અને તેમની સાથે કાર્ય કરવાની તક આપી. વડીલો સાથે કાર્ય કરવાની ખૂબ જ મજા આવી. વડીલોમાં પણ યુવાનો જેવી જ સ્ફૂર્તિ જોવા મળી હતી.

આ જ કાર્યકાળ દરમ્યાન યુવાસંઘના ૫૦ વર્ષ પૂર્ણ થતાં હોઈ યુવાસંઘ દ્વારા સ્વર્ણિમ મહોત્સવનું આયોજન કરવામાં આવ્યું હતું. સ્વર્ણિમ મહોત્સના પ્રથમ ચરણ રૂપે સીકંદરાબાદ ખાતે ક્રિકેટ તેમજ વોલીબોલનું ભવ્યાતિભવ્ય આયોજન કરવામાં આવ્યું હતું. સનાતની શતાબ્દી મહોત્સવમાં આપણી જ્ઞાતિના વડીલોની સાથે સાથે બાળકો તેમજ યુવાનો પણ મોટી સંખ્યામાં ઉપસ્થિત રહે તે હેતુથી યુવાસંઘ દ્વારા નોલેજ કાર્નીવલનું આયોજન કરવામાં આવ્યું હતું જેમાં વિવિધ હરીફાઈ ઓનું આયોજન કરવામાં આવ્યું હતું જેમાં ભારત ભરના યુવાન દીકરા દીકરીઓએ મોટી સંખ્યામાં ભાગ લઈને તેમનામાં છુપાયેલ પ્રતિભાના દર્શન કરાવ્યા હતા. સાથે સાથે યુવાસંઘ દ્વારા સનાતની શંખનાદનું આયોજન કરવામાં આવ્યું હતું જેમાં ભારત ભરના જ્ઞાતિજનોએ મોટી સંખ્યામાં ભાગ લઈને એશિયા બુક ઓફ રેકોર્ડમાં નામ અંકિત કર્યું હતું.

આમ સનાતની શતાબ્દી મહોત્સવને સફળ બનાવવા વડીલો અને યુવાનો સાથે સાથે મહિલા શક્તિનું પણ સારું યોગદાન રહ્યું હતું. સનાતની શતાબ્દી મહોત્સવને સફળ બનાવવા માટે મારી ટીમના સાથી મિત્રો તેમજ ભારતભરના યુવાન મિત્રોનો પણ ખૂબ સાથ સહકાર રહ્યો હતો. આશા રાખું છું કે વડીલો એ મારા ઉપર મૂકેલ વિશ્વાસમાં ખરો ઉતર્યો હોઈશ.



# મહિલાસંઘના પ્રમુખશ્રીનું નિવેદન

**જશોદાબેન શાંતિલાલ નાકરાણી, પ્રમુખશ્રી, મહિલાસંઘ**

અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના સનાતની શતાબ્દી મહોત્સવ તથા યુવાસંઘના સુવર્ણ જયંતી નિમિત્તે યોગાનુંયોગ મહિલાસંઘની સ્થાપનાને ૨૫ વર્ષ પૂર્ણ થતા હોઈ મહિલાસંઘની " રજત જયંતિ મહોત્સવ " ઉજવવાનો સોનેરી અવસર અમને સાંપડ્યો. જે અમારી સમગ્ર કાર્યવાહક ટીમનું સદ્ભાગ્ય કહેવાય.

૧૯૯૮ માં સ્થપાયેલ અમારા મહિલાસંઘની ૨૫ વર્ષની સામાજિક યાત્રા દરમિયાન નારી જાગૃતિની સાથે સમાજ ઉત્કર્ષના અનેકવિધ કાર્યો મહિલાસંઘ દ્વારા કરવામાં આવ્યા છે. કેન્દ્રીય સમાજના સમાજ વિકાસના કાર્યમાં મહિલાસંઘ હંમેશા સહભાગી થયું છે. વિતેલા ૨૫ વર્ષના મહિલાસંઘની કાર્યપ્રણાલીના લેખા જોખા કરીએ તો કન્યા કેળવણીને ઉત્તેજન, અંધશ્રદ્ધા અને સામાજિક કુરિવાજો સામે ઝુંબેશ, સમૂહ લગ્નોને પ્રોત્સાહન જેવી પ્રવૃત્તિઓને મહિલા સંગે હંમેશા અગ્રીમતા આપી સમગ્ર ભારતમાં મહિલા સંગઠનને મજબૂત કર્યું છે.

મારા કાર્યકાળ દરમિયાન કેન્દ્રીય સમાજ અને યુવાસંઘની જેમ ઝોન પ્રથાનું મહિલાસંઘમાં અમલીકરણ કરીને ભારતભરમાં નવીન ૨૫ ઝોનોની રચના કરીને મહિલા સંગઠનનો વ્યાપ્ત સમાજના છેવાડા સુધી પહોંચાડ્યો છે. જેના થકી મહિલાસંઘને બહોળી સંખ્યામાં ઝોન અને ઘટક સમાજ કક્ષાએ નેતૃત્વ કરનાર મહિલા શક્તિ ઉજાગર થઈ છે. આવનારા દિવસોમાં મહીલાસંઘનું ઝોન માળખું વધુ મજબૂત થઈને તેના ક્ષેત્રમાં અસરકારક રીતે કાર્ય કરીને શ્રીસમાજ અને મહિલાસંઘના હેતુ અને ઉદ્દેશને બર લાવવા મહત્વની ભૂમિકા અદા કરશે.

સનાતની શતાબ્દી મહોત્સવ અંતર્ગત ઉજવાયેલી મહિલાસંઘની રજત જયંતિને સફળ બનાવનાર મહિલાસંઘની મારી જવાબદાર બહેનો ઉપરાંત દાતાશ્રીઓ તથા શ્રી સમાજના કર્ણધારો અને યુવાસંઘના ભાઈઓએ અનન્ય સહયોગ આપી આપણા રજત જયંતિ પર્વને યાદગાર અને યશસ્વી બનાવેલ છે તે બદલ સૌની આ સ્થાનેથી હાર્દિક નોંધ લઇ સૌ પ્રત્યે આભારની લાગણી વ્યક્ત કરું છું..



# સંપાદકીય



**પુરુષોત્તમભાઈ ભગત**-મહામંત્રીશ્રી, કેન્દ્રીય સમાજ

કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિની સર્વોપરી કેન્દ્રીય સંસ્થા શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનો સનાતની શતાબ્દી મહોત્સવ સાથે પ્રથમ સનાતની અધિવેશન (જ્ઞાતિનું છઠ્ઠું અધિવેશન )તા ૧૦ થી ૧૪ મે ૨૦૨૩ ના રોજ નખત્રાણા ખાતે ભવ્યાતિભવ્ય જ્ઞાતિની ગરિમાને છાજે એ રીતે અભૂતપૂર્વ માનવ મહેરામણની ઉપસ્થિતિમાં ઉજવાયો એ અવિસ્મરણીય સોનેરી ક્ષણોને સ્મૃતિબદ્ધ કરવા એક સ્મરણિકા પ્રકાશિત કરવાનો સમાજે નિર્ણય કર્યો તેનું ઉત્તરદાયિત્વ અમારી સમિતિના શિરે મુકવામાં આવ્યું.

આ સ્મૃતિગ્રંથમાં શતાબ્દી વર્ષ દરમિયાન ભારતભરના તમામ ઝોન અને ઘટક સમાજોમાં રૂબરૂ જઈને સનાતની ગૌરવ યાત્રાના માધ્યમથી જ્ઞાતિના ૪૨૦૦૦ ઉપરાંત સનાતની પરિવારોમાં આગોતરાં આમંત્રણ આપ્યા તથા રદ્દી થી સમૃદ્ધિના નવતર પ્રયોગનું સંકલન કરવાનું કાર્ય થોડું અઘરું હોય તે સ્વાભાવિક છે પરંતુ સમિતિના ઉત્સાહી સભ્યોનો સહયોગ મેળવી શક્ય તેટલી વધુ માહિતી સમાવવાનો પ્રયત્ન કર્યો છે, તેમ છતાં કેટલીક જરૂરી માહિતી સમયસર પહોંચી ન હોવાને કારણે આ પુસ્તકમાં સમાવિષ્ટ ના થઈ હોય તેવું પણ બન્યું હશે તો જ્ઞાતિજનો ક્ષમ્ય ગણશો.

આ સ્મૃતિગ્રંથના કેન્દ્રમાં શ્રીસમાજનો સનાતની શતાબ્દી મહોત્સવ છે ચાર દિવસનો મહોત્સવ અને પાંચમા દિવસે યોજાયેલ જ્ઞાતિના પ્રથમ સનાતની અધિવેશન(છઠ્ઠું અધિવેશન)નો સચિત્ર અહેવાલ પ્રસ્તુત સોવેનીયરમાં આવરી લેવાયો છે.

આ મહોત્સવમાં વ્યક્તિ વિશેષશ્રીઓને આપેલ નિમંત્રણની તસવીરો ઉપરાંત સનાતની ગૌરવયાત્રાની ફોટોગ્રાફી તેમજ સન્માનિત કરાયેલ દાતાશ્રીઓ અને વિશિષ્ટ મહાનુભાવોની સચિત્ર ઝલક છે. તો મહોત્સવ નિમિત્તે શ્રી સમાજને રૂપિયા એક લાખથી વધુ દાન આપનારા દાતાઓની યાદી પણ અપાઇ છે આ સાથે પોતાના મૂલ્યાંક સમયનું દાન આપનાર શ્રમદાતાઓની જુદી જુદી સમિતિઓના ફોટા સાથેનો ઉલ્લેખ પણ આ સોવિનિયરમાં કરાયો છે.

૧૯૨૦થી શરૂ થયેલી સો વર્ષની સનાતની ગૌરવ ગાથાની આછેરી ઝલકને શબ્દ દેહે કંડારવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે.

મહોત્સવના ખર્ચમાં મદદરૂપ થવા યુવાસંઘ પ્રેરિત રદ્દી થી સમૃદ્ધિનો નવતર પ્રયોગની શ્રુતિનો ચિતાર આપવામાં આવ્યો છે. શ્રી સમાજની ધાર્મિક સંસ્થાઓમાં ઉમિયા માતાજી સંસ્થાન વાંઢાયના અમૃત મહોત્સવની ઝાંખી તથા શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાન સંસ્કારધામ દેશલપરના આછેરા ઇતિહાસની સંક્ષિપ્તમાં જાણકારી આપવામાં આવી છે.

જ્ઞાતિના છઠ્ઠા અધિવેશન એટલે કે પ્રથમ સનાતન અધિવેશનમાં પસાર કરાયેલા ધારાધોરણ અને રીત રિવાજો લખવામાં આવ્યા છે સમાજના પ્રમુખશ્રી અને સનાતન શતાબ્દી મહોત્સવના ચેરમેનશ્રી ઉપરાંત યુવા અને મહિલા પાંખના પ્રમુખના નિવેદનો દ્વારા તેમના વિચારોનો પ્રતિબિંબ ઝીલાયું છે.

ગુજરાતના પનોતા પુત્ર વૈશ્વિક રાજપુરુષ અને ભારતના યશસ્વી વડાપ્રધાન શ્રી નરેન્દ્રભાઈ મોદીના વર્ચ્યુઅલ સંબોધન તેમજ ગુજરાતના મુખ્યમંત્રી શ્રી ભુપેન્દ્રભાઈ પટેલના વર્ચ્યુઅલ પ્રવચનના સંકલિત અંશો ઉપરાંત દ્વારકા પીઠાધીશ્વર જગતગુરુ શંકરાચાર્ય શ્રી સદાનંદ સરસ્વતીજીના આશીર્વાદ તેમજ કેન્દ્રીય મંત્રી શ્રી પુરુષોત્તમભાઈ રૂપાલાજીના પ્રવચનના સંકલિત અંશો સમાવવાનો વિનમ્ર પ્રયાસ કરવામાં આવ્યો છે.

આ સોવિનિયર સંપાદિત કરવામાં અમોએ પુરા ખંતથી નિષ્ઠાપૂર્વક પ્રયત્ન કર્યા છે. આ સોવિનીયરમાં જરૂરી તમામ માહિતી પૂરી પાડનારનો અમે હૃદય પૂર્વક આભાર માનીએ છીએ.

અમને સમાજના સનાતની શતાબ્દી મહોત્સવનું સોવિનિયર સંપાદન કરવાનું કામ સોંપીને અમારી શક્તિને જ્ઞાતિજનોના ચરણે ધરવાની જે અમૂલ્ય તક આપી છે તે માટે અમે સમાજનો હૃદય પૂર્વક આભાર માનીએ છીએ.

સનાતની શતાબ્દી મહોત્સવની ભવ્યતાથી થયેલ ઉજવણી આ સોવિનિયર દ્વારા ચિરંજીવી બની રહેશે મહોત્સવની ઐતિહાસિક ઘડીઓને સાચવી રાખનાર ઐતિહાસિક દસ્તાવેજ બની રહેશે અને આવનાર પેઢી માટે પ્રેરણાનું પિયુષ બની રહેશે તેવી અમને શ્રદ્ધા છે.

શ્રી સમાજના સનાતની શતાબ્દી મહોત્સવનું સોનેરી સંભારણાનો અને માહિતીના સંપુટરૂપી નજરાણું આપ સૌ જ્ઞાતિજનોના કર કમલમાં મુકતાં અમે આનંદ અને ગૌરવની લાગણી અનુભવીએ છીએ.



# શતાબ્દી સોવિનિયર સમિતિ



પુરુષોત્તમ ભાઈ રવજી ભાઈ ભગત
ઉગેડી અંકલેશ્વર



ડો. અશોકભાઈ જયંતીભાઈ ભાવાણી
જીયાપર - હીરાપુરકંપા (ધનસુરા)



રમેશભાઈ વાલજીભાઈ પારસીયા
દયાપર-સુરત



મોહનભાઈ હરિભાઈ ધોળું
નાગલપર - પેટલાદ



વિનોદભાઈ માવજીભાઈ ભગત
વિથોણ-ભુજ



સૂર્યકાંતભાઈ પુરૂષોત્તમભાઈ ધનાણી
વિરાણી મોટી



છગનભાઈ ખેતાભાઇ ધનાણી
નખત્રાણા



શાંતિલાલ પ્રેમજીભાઈ નાકરાણી
વિરાણી મોટી

# અનુક્રમણિકા

# શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના કર્ણધારો

## ટ્રસ્ટીશ્રીઓ


**ગોપાલભાઇ વાલજીભાઇ ભાવાણી**
ખીરસરા(નેત્રા) : હાલે - કોલ્હાપુર


**મણિલાલ હિરજીભાઇ ભગત**
બિદડા


**નાનજીભાઇ સામજીભાઇ રામાણી**
પલીવાડ : હાલે - રાયપુર


**રવજીભાઇ ભીમજીભાઇ ભાદાણી**
રામપર(નેત્રા) : હાલે - ચેન્નૈ


**મોહનલાલ રતનશીભાઇ રામજીયાણી**
મદનપુરા(કોડાય) : હાલે - મુંબઇ


**વિશ્રામભાઇ લાલજીભાઇ છાભૈયા**
કોટડા(જ.) : હાલે - બેંગ્લોર


**હરિલાલ કેશરાભાઇ ભગત**
રવાપર : હાલે - મોરબી


**છગનભાઇ કાનજીભાઇ પોકાર**
જીયાપર : હાલે - મુંબઇ


**લક્ષ્મણભાઇ નાનજીભાઇ ચૌહાણ**
ખોંભડી : હાલે - નવી દિલ્હી


**જેઠાભાઇ કેશરાભાઇ પોકાર**
નાની વિરાણી(લખપત) : હાલે - કોલ્હાપુર


**ડૉ. પ્રેમજીભાઇ રામજીભાઇ ગોગારી**
સાંયરા(યક્ષ) : હાલે - ગાંધીધામ

# શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના કર્ણધારો

## હોદ્દેદારશ્રીઓ


અબજીભાઇ વિશ્રામભાઇ કાનાણી
પ્રમુખશ્રી | ખારઘર (વિરાણી મોટી)


પુરષોત્તમભાઇ રવજીભાઇ ભગત
મહામંત્રીશ્રી | અંકલેશ્વર (ઉગેડી)


ભાણજીભાઇ વાલજીભાઇ પોકાર
ઉપપ્રમુખશ્રી | કડોદરા (મથલ)


જયંતિભાઇ કરમશીભાઇ રામાણી
ઉપપ્રમુખશ્રી | નરોડા (લક્ષ્મીપર નેત્રા)


રાજેશભાઇ મેઘજીભાઇ દિવાણી
ઉપપ્રમુખશ્રી | કોટડા (જ.)


ડો. અશોકભાઇ જયંતિભાઇ ભાવાણી
મંત્રીશ્રી | ધનસુરા (જીયાપર)


મોહનભાઇ હરીભાઇ ધોળુ
મંત્રીશ્રી | પેટલાદ (નાગલપર)


વિનોદભાઇ માવજીભાઇ ભગત
મંત્રીશ્રી | ભુજ (વિથોણ)


પ્રવીણભાઇ સામજીભાઇ ધનાણી
ખજાનચીશ્રી | નખત્રાણા


મણિલાલ કેશરાભાઇ માવાણી
સહ ખજાનચીશ્રી | વરજડી

### ઓડીટરશ્રીઓ


શ્રી ગંગારામ ભાણજી લીંબાણી
અમદાવાદ


શ્રી ડાહ્યાભાઇ હરજી રામાણી
અમદાવાદ


શ્રી ધીરજલાલ રામજી ડાયાણી
અમદાવાદ

## કેન્દ્રિય સામાજીક-ન્યાય સમિતિ

| | | | |
|---|---|---|---|
| ૧ | મનુભાઈ કાનજીભાઈ નાકરાણી | પ્રમુખશ્રી | ફલટણ |
| ૨ | વસંતલાલ કેશવલાલ ગોરાણી | મહામંત્રી | ઉડુપી |
| ૩ | કાંતિભાઈ હરિભાઈ લીંબાણી | સભ્યશ્રી | મુંબઈ |
| ૪ | ખીમજીભાઈ પ્રેમજીભાઈ પોકાર | સભ્યશ્રી | નેલમંગલા |
| ૫ | હરિભાઈ મેઘજીભાઈ જાદવાણી | સભ્યશ્રી | હુબલી |
| ૬ | ઈશ્વરભાઈ હરજીભાઈ પોકાર | સભ્યશ્રી | માંડવી |
| ૭ | એડ. રતીભાઈ રતનશીભાઈ પોકાર | સભ્યશ્રી | મીરજ |
| ૮ | ખેતાભાઈ કાનજીભાઈ પોકાર | સભ્યશ્રી | ઉમરેઠ |
| ૯ | મણિલાલ વાલજીભાઈ લીંબાણી | સભ્યશ્રી | કોટડા(જ.) |
| ૧૦ | એડ. ધવલકુમાર પાંચાણી | સભ્યશ્રી | નખત્રાણા |
| ૧૧ | એડ. કેતનકુમાર ધનાણી | સભ્યશ્રી | નખત્રાણા |
| ૧૨ | અ.સૌ. ગંગાબેન લાલજીભાઈ રામાણી | સભ્યશ્રી | નખત્રાણા |

# કારોબારી સભ્યશ્રી

| | |
|---|---|
| શ્રી ધનજીભાઇ મનજીભાઇ છાભૈયા | બેંગ્લોર |
| શ્રી અર્જુનભાઇ હિરજીભાઇ સાંખલા | બેંગ્લોર |
| શ્રી કાન્તિભાઇ વાલજીભાઇ પોકાર | ગાંધીધામ |
| શ્રી ચંદ્રકાન્તભાઇ કાન્તીલાલ છાભૈયા | મુંબઇ |
| શ્રી હિંમતભાઇ રતનશીભાઇ ખેતાણી | મુંબઇ |
| શ્રી નવિનભાઇ લધાભાઇ લીંબાણી | મુલુંડ |
| શ્રી અરૂણભાઇ કરસનભાઇ ચૌધરી | અમદાવાદ |
| શ્રી મહેન્દ્રભાઇ જીવરાજભાઇ સેંઘાણી | મુંબઇ |
| શ્રી હરસુખભાઇ વિશ્રામભાઇ રામાણી | અમદાવાદ |
| શ્રી વસંતલાલ કેશવલાલ ગોરાણી | ઉડુપી |
| શ્રી કિશોરભાઇ ગંગારામભાઇ સાંખલા | નવી દિલ્હી |
| શ્રી ગોવિંદભાઇ સામજીભાઇ ધોળુ | નાગલપર |
| શ્રી તુલસીદાસ શીવદાસભાઇ પોકાર | સાંગનારા |
| શ્રી જીતેન્દ્રભાઇ ભીમજીભાઇ ધોળુ | માંડવી |
| શ્રી ભોગીલાલ નાનજીભાઇ ધોળુ | વડાલી |
| શ્રી લાલજીભાઇ હંશરાજભાઇ રામાણી | નખત્રાણા |
| શ્રી વસંતભાઇ નથુરામ ચોપડા | જીયાપર |
| શ્રી શાન્તીલાલ કરસનભાઇ નાકરાણી | તલોદ |
| શ્રી કાન્તીભાઇ ડાયાભાઇ હળપાણી | સાવલી |
| શ્રી વિરજીભાઇ હરજીભાઇ રૂડાણી | ગુણાતીતપુર |
| શ્રી કાન્તીલાલ સામજીભાઇ ધોળુ | રાયણ મોટી |
| શ્રી ડાહ્યાભાઇ ખેતાભાઇ ગોરાણી | કોલ્હાપુર |
| શ્રી ખેમચંદભાઇ જેઠાભાઇ છાભૈયા | નાગપુર |

## કો-ઓપ્ટ સભ્યો

| | |
|---|---|
| રામજીભાઈ કરમશીભાઈ નાકરાણી | રાયપુર |
| કરસનભાઈ સામજીભાઈ સેંઘાણી | સુરત |
| ડો.શાંતિલાલ મેઘજીભાઈ સેંઘાણી | નખત્રાણા |
| ભવનભાઈ હરિભાઈ લીંબાણી | મુંબઈ |
| રમેશભાઈ માવજીભાઈ વાઘડીયા | બેંગલોર |
| મનુભાઈ કાનજી ભાઈ નાકરાણી | ફલટણ |
| હરિભાઈ માવજીભાઈ વાઘડિયા | કોલ્હાપુર |
| કેશવલાલ દામજીભાઈ લીંબાણી | મુંબઈ |
| છગનભાઈ માવજીભાઈ રૈયાણી | નખત્રાણા |
| માવજીભાઈ સામજીભાઈ કેસરાણી | નખત્રાણા |

## પ્રભારીશ્રી

| | |
|---|---|
| વિનયકાંતભાઈ પ્રેમજીભાઈ રવાણી | લોકાપુર |
| શંકરલાલ પરબતભાઈ રવાણી | જયપુર |
| ધીરજલાલ દેવજીભાઈ ભાવાણી | અમરાવતી |
| રતનશીભાઈ લાલજીભાઈ દિવાણી | થાણા |
| કાંતિભાઈ લાલજીભાઈ રવાણી | અમદાવાદ |
| દામજીભાઈ હિરજીભાઈ વાસાણી | ભુજ |

## સહપ્રભારીશ્રી

| | |
|---|---|
| મુકેશભાઈ ધનજીભાઈ હળપાણી | હોસુર |
| ખીમજીભાઈ દાનાભાઈ પોકાર | રાયપુર |
| ભરતભાઈ અરજણભાઈ માવાણી | રાયપુર |
| ખેતશીભાઈ લખમશીભાઈ રવાણી | નાશિક |
| ઈશ્વરભાઈ કરશનભાઇ રૂડાણી | રત્નાગિરી |
| ગંગારામભાઈ જીવરાજભાઈ પોકાર | વસઇ |
| અમૃતલાલ શિવદાસભાઈ નાકરાણી | અંકલેશ્વર |
| પ્રવીણભાઈ નારણભાઈ ધોળુ | નાગલપર |

## તમિલનાડુ-કેરાલા-પોંડિચેરી ઝોન

| | |
|---|---|
| ખીમજીભાઈ મનજીભાઈ ભાવાણી | ચેન્નઈ |
| પરષોતમભાઈ ભાણજીભાઈ રંગાણી | કોચીન |
| નરસિંહભાઈ મનજીભાઈ જબુઆણી | પોંડિચેરી |

## તેલંગાણા આંધ્ર પ્રદેશ ઝોન

| | |
|---|---|
| કાંતિભાઈ પ્રેમજીભાઈ ગોગારી | સિકંદરાબાદ |
| હંસરાજભાઈ નાનજીભાઈ દડગા | સિકંદરાબાદ |
| સુરેશભાઈ સામજીભાઇ ધોળુ | ખમામ |
| કરશનભાઇ નારણભાઈ સેંઘાણી | હૈદરાબાદ |

## ઉત્તર કર્ણાટક ઝોન

| | |
|---|---|
| રવજીભાઈ કરશનભાઈ ભાદાણી | ધારવાડ |
| કરશનભાઇ શિવજીભાઈ છાભૈયા | સૌંદતી |
| વાલજીભાઈ હરજીભાઈ પોકાર | રાણેબેન્નર |

## દક્ષિણ કર્ણાટક ઝોન

| | |
|---|---|
| ચીમનભાઈ નાનજીભાઈ લીંબણી | બેંગ્લોર |
| પરષોતમભાઈ હરિભાઈ વેલાણી | બેંગ્લોર |
| રતિલાલ લધારામભાઈ ભાવાણી | બેંગ્લોર |

# કારોબારી સભ્યશ્રી

## છતીસગઢ ઝોન

| | |
|---|---|
| કાંતિભાઈ માવજીભાઈ લીંબાણી | રાયપુર |
| અર્જુનભાઈ હંસરાજભાઈ ધનાણી | રાયપુર |
| જેઠાભાઈ ચંદુભાઈ દિવાણી | રાજનાંદગાંવ |

## ઓરિસ્સા ઝોન

| | |
|---|---|
| પરેશભાઈ વાલજીભાઈ છાભૈયા | સંબલપુર |
| ધનજીભાઈ હરજીભાઈ ભાવાણી | સંબલપુર |
| મુકેશભાઈ ગોવિંદભાઈ છાભૈયા | બાલેશ્વર |

## આસનસોલ - બિહાર ઝારખંડ ઝોન

| | |
|---|---|
| રામજીભાઈ હિરજીભાઈ ધોળુ | બાંકુડા |
| ગંગારામભાઈ પરબતભાઈ ચૌહાણ | પાનાગઢ |
| મણિલાલ દેવશીભાઈ છાભૈયા | નિયામતપુર |
| પ્રભુલાલ ભીમજીભાઈ પોકાર | રાંચી |
| છગનલાલ રામજીભાઈ રામાણી | રાંચી |

## પશ્ચિમ બંગાળ ઝોન

| | |
|---|---|
| મનહરભાઈ પ્રેમજીભાઈ રૂડાણી | કલકતા |
| શિવલાલ સામજીભાઈ ચોપડા | કલકતા |
| રમણીકભાઈ દેવશીભાઈ રૂડાણી | કલકતા |

## મધ્ય પ્રદેશ ઝોન

| | |
|---|---|
| હરીભાઈ કરશનભાઈ પોકાર | ઈન્દોર |
| શ્રી ગોવિંદભાઈ ભાણજીભાઈ પેથાણી | ઈન્દોર |
| શ્રી ચંદ્રકાન્તભાઈ ડાયાભાઈ નાકરાણી | ઈન્દોર |

## દિલ્હી-રાજસ્થાન ઝોન

| | |
|---|---|
| ગંગારામભાઈ કાનજીભાઈ રવાણી | જયપુર |
| વિરચંદભાઈ માવજીભાઈ પોકાર | જોધપુર |
| જગદીશભાઈ કરશનભાઈ ચૌહાણ | નવી દિલ્હી |
| કિશોરભાઈ કાનજીભાઈ ચોપડા | નવી દિલ્હી |

## બૃહદ મુંબઈ ઝોન

| | |
|---|---|
| કાંતિલાલ લખમશીભાઈ લીંબાણી | થાણા |
| પરેશભાઈ સોમજીભાઈ માવાણી | મુલુંડ |
| ઉમેશભાઈ ડાહ્યાભાઈ નાથાણી | ઘાટકોપર |
| શાંતિલાલ રતનશીભાઈ રૂડાણી | બોરીવલી |
| મણિલાલ વાલજીભાઈ લીંબાણી | ભિવંડી |
| અમૃતભાઈ જયંતીલાલ સેંઘાણી | ઘાટકોપર |

## વિદર્ભ ઝોન

| | |
|---|---|
| ભીમજીભાઈ લાલજીભાઈ સેંઘાણી | નાગપુર |
| રસિકભાઈ દેવજીભાઈ ચોપડા | નાગપુર |
| મનસુખભાઈ રવજીભાઈ દિવાણી | નાગપુર |

## મધ્ય મહારાષ્ટ્ર ઝોન

| | |
|---|---|
| જેઠાભાઈ રતનશીભાઈ દિવાણી | કોપરગાંવ |
| શંકરલાલ રાજારામભાઈ લીંબાણી | જલગાંવ |
| શરદભાઈ શાંતિલાલ માવાણી | નાસિક |
| ભાવેશભાઈ નારાયણભાઈ દિવાણી | ઔરંગાબાદ |

## દક્ષિણ મહારાષ્ટ્ર-ગોવા ઝોન

| | |
|---|---|
| પુરષોતમભાઈ આખેઈભાઈ રૂડાણી | રાજાપુર |
| કાંતિભાઈ રવજીભાઈ ઠકરાણી | વિજયદુર્ગ |

## પુના ઝોન

| | |
|---|---|
| પ્રો.ડૉ.પુરષોત્તમભાઈ ખીમજીભાઈ પોકાર | પુના |
| ચતુરભાઈ રતનશીભાઈ લીંબાણી | પુના |

## દક્ષિણ ગુજરાત ઝોન

| | |
|---|---|
| રમેશભાઈ વાલજીભાઈ પારસીયા | સુરત |
| હરેશભાઈ શિવજીભાઈ રામાણી | બારડોલી |
| મગનભાઈ ગોવિંદભાઈ રામાણી | બારડોલી |
| કાંતિલાલ સોમજીભાઈ સાંખલા | સુરત |

## મધ્ય ગુજરાત ઝોન

| | |
|---|---|
| C.A. ધરમશીભાઈ તેજાભાઈ પોકાર | વડોદરા |
| ભરતભાઈ મગનભાઈ લીંબાણી | વડોદરા |
| નથુભાઈ કરમશીભાઈ પોકાર | કઠલાલ |

## અમદાવાદ શહેર ઝોન

| | |
|---|---|
| C.A. રણછોડભાઈ નાનજીભાઈ પોકાર | નરોડા |
| તુલસીદાસભાઈ ખીમજીભાઈ ધોળુ | સાણંદ |
| મણિલાલ વિશ્રામભાઈ લીંબાણી | ઓઢવ |
| મગનભાઈ રવ જીભાઈ ધોળુ | વસ્ત્રાલ |

## ઉત્તર ગુજરાત ઝોન

| | |
|---|---|
| ઈશ્વરલાલ રતનશીભાઈ હળપાણી | કલોલ |
| રમેશચંદ્રભાઈ શિવજીભાઈ પોકાર | વિજાપુર |
| દિનેશભાઈ ખીમજીભાઈ મૈયાત | કલોલ |

# કારોબારી સભ્યશ્રી

## સાબરકાંઠા ઝોન

| | |
|---|---|
| રસિકભાઈ દેવજીભાઈ છાભૈયા | હિંમતનગર |
| જેઠાભાઈ રામજીભાઈ હળપાણી | નવાનગર |

## અરવલ્લી ઝોન

| | |
|---|---|
| અમૃતભાઈ રતનશીભાઈ રામાણી | રાજપુરકંપા |
| ડાહ્યાભાઈ હંસરાજભાઈ ગોગારી | મોડાસા |

## સૌરાષ્ટ્ર ઝોન

| | |
|---|---|
| કરમશીભાઈ અરજણભાઈ વાસાણી | જોરાવરનગર |
| મનસુખભાઈ કરશનભાઈ વાડિયા | વાંકાનેર |
| હસમુખભાઈ ડાહ્યાભાઈ ચોપડા | હળવદ |

## પશ્ચિમ કચ્છ ઝોન

| | |
|---|---|
| રતીભાઈ સોમજીભાઈ ભીમાણી | દેવપર(યક્ષ) |
| છગનભાઈ ખેતાભાઈ ધનાણી | નખત્રાણા |
| નવીનભાઈ પ્રેમજીભાઈ જાદવાણી | ઘડુલી |
| રૈયાલાલ ખેતાભાઈ ભગત | વિથોણ |

## માંડવી ઝોન

| | |
|---|---|
| કાંતિભાઈ ભાણજીભાઈ અમૃતિયા | શ્રીરામનગર |
| મોહનભાઈ કરશનભાઈ પરવાડિયા | ગઢશીશા |

## ભુજ ઝોન

| | |
|---|---|
| ઈશ્વરભાઈ નાનજીભાઈ ભાવાણી | ભુજ |
| રમેશભાઈ ગોવિંદભાઈ પોકાર | ભુજ |

## આમંત્રિત સભ્યશ્રીઓ

| | |
|---|---|
| વાલજીભાઈ હિરજીભાઈ ચૌહાણ | દહાણું રોડ |
| જીવરાજભાઈ મનજીભાઈ જબુઆણી | હૈદરાબાદ |
| ધનજીભાઈ દામજીભાઈ સાંખલા | નડિયાદ |
| જ્યંતીલાલ પરબતભાઈ પોકાર | અમદાવાદ |
| મણિલાલ ડાહ્યાભાઈ પોકાર | રાણાઘાટ |
| સુરેશભાઈ ઈશ્વરભાઈ કાનજીયાણી | વિરાણી મોટી |
| શિવગણભાઈ ખેતાભાઈ વાસાણી | ત્રિચી |
| રતિલાલ મનજીભાઈ સાંખલા | પુના |
| બાબુલાલ દેવજીભાઈ સાંખલા | ઔરંગાબાદ |
| ગંગારામભાઈ શિવગણભાઈ ચૌહાણ | ભુજ |
| રતનશીભાઈ તેજાભાઈ લીંબાણી | કોલ્હાપુર |
| શાંતિલાલ ગોપાલભાઈ નાકરાણી | ગોવા |
| મગનભાઈ વસ્તાભાઈ નાકરાણી | રાયપુર |
| રામજીભાઈ માવજીભાઈ બાથાણી | ભિવંડી |
| કિશોરભાઈ ખીમજીભાઈ લીંબાણી | કલકતા |
| વસંતભાઈ કેશરાભાઈ છાભૈયા | અમદાવાદ |
| કેશવલાલ વાલજીભાઈ ભગત | ખેરાલુ |
| અરવિંદભાઈ વિશ્રામભાઈ રૂડાણી | અમદાવાદ |
| શાંતિલાલ રામજીભાઈ ગોગારી | ગાંધીનગર |
| વાલજીભાઈ અબજીભાઈ દિવાણી | નાગપુર |
| ગોપાલભાઈ માવજીભાઈ સાંખલા | અમદાવાદ |
| દેવશીભાઈ લાલજીભાઇ છાભૈયા | બેંગ્લોર |
| ખેતાલાલ કાનજીભાઈ પોકાર | ઉમરેઠ-નાગપુર |
| જીતેન્દ્રભાઈ અખઈભાઈ જાદવાણી | કડલુર |
| કાંતિલાલ હંસરાજભાઈ સાંખલા | સિન્નર |
| ભરતભાઈ જીવરાજભાઈ સોમજીયાણી | વિરાણી મોટી |
| હિરાલાલ હંસરાજભાઈ ધનાણી | નખત્રાણા |
| બાબુલાલ હીરાલાલ વાસાણી | ભીલવાડા |
| વસંતભાઈ રાજાભાઈ લીંબાણી | મોડાસા |
| બાબુલાલ વિશ્રામભાઈ દડગા | મોમાય મોરા |
| મણિલાલ શામજીભાઈ ધનાણી | ગુણાતીતપૂર |
| ગોપાલભાઈ વાલજીભાઈ દિવાણી | ઔરંગાબાદ |
| જેન્તીલાલ પરબતભાઈ ચિકાણી | નાંદેડ |
| જવાહરલાલ દેવજીભાઈ ભગત | વિશાખાપટ્ટનમ |
| કરશનભાઈ વેલજીભાઈ લીંબાણી | નખત્રાણા |
| પ્રદીપભાઈ મોહનભાઈ સેંઘાણી | પુના |
| શાંતિલાલ ગૌરીશંકર નાકરાણી | કોટડા(જ.) |
| જ્યંતીલાલ દેવજીભાઈ રામાણી | જામથડા |
| નાનજીભાઈ ભીમજીભાઈ પોકાર | બેલગાંવ |
| હંસરાજભાઈ પ્રેમજીભાઈ દિવાણી | વિરાણી મોટી |
| અમૃતલાલ ગોવિંદભાઈ સામાણી | ભુજ |
| નિતીનભાઈ રવજીભાઈ લીંબાણી | હોસુર |
| ડાહ્યાલાલ નારણભાઈ સેંઘાણી | નખત્રાણા |
| બાબુલાલ ભાણજીભાઈ કેશરાણી | માનકુવા |
| કૃષ્ણકુમાર રવજીભાઈ વાગડિયા | પુના |
| શંકરલાલ હંસરાજભાઈ કાનાણી | નખત્રાણા |
| બાબુલાલ દેવજીભાઈ ધનાણી | નખત્રાણા |
| સૂર્યકાંત પરષોતમભાઈ ધનાણી | વિરાણી મોટી |
| જશુભાઈ ઉમરશીભાઈ પોકાર | ઘાટકોપર |
| હિરાલાલ લાલજીભાઈ ભગત | કોટડા (જ.) |

# કારોબારી સભ્યશ્રી

ભીમજીભાઈ હંસરાજભાઈ રામાણી — નખત્રાણા
જ્યંતીલાલ મણિલાલ પોકાર — તલોદ
મણિલાલ દેવજીભાઈ વેલાણી — રાયણ મોટી
દિનેશભાઈ કેશવલાલ લીંબાણી — બેંગ્લોર
અંબાલાલ શિવગણભાઈ લીંબાણી — પંચવટી ફાર્મ
પ્રભુદાસભાઈ નાનજીભાઈ પોકાર — ડુંગરી કંપા
ભાઈલાલભાઈ પ્રેમજીભાઈ સુરાણી — વડાગામ
જીવરાજભાઈ નાનજીભાઈ રામાણી — કઠલાલ
રવિલાલ વાલજીભાઈ પારસીયા — બાયડ
જીવરાજભાઈ રામજીભાઇ રામાણી — નાગપુર
અરવિંદભાઈ કરશનભાઇ ઘોળુ — પદમપુર
ઈશ્વરલાલ હરજીભાઈ પોકાર — માંડવી
મણિલાલ કાનજીભાઇ સેંઘાણી — બિદડા
શાંતિલાલ પ્રેમજીભાઈ નાકરાણી — વિરાણી મોટી
ડૉ.વસંતલાલ અરજણભાઈ ધોળુ — તલોદ
શૈલેષભાઈ ગોપાલભાઈ પોકાર — નખત્રાણા
ડાયાભાઈ જેઠાભાઈ માવાણી — વરજડી
ડૉ. વિઠ્ઠલભાઈ નારણભાઈ ભાવાણી — અમદાવાદ
રતીભાઈ મનજીભાઈ પોકાર — ભુજ
શામજીભાઈ રામજીભાઈ પટેલ — સાણંદ
ચંદુલાલ કરશનભાઇ લીંબાણી — નખત્રાણા

## ઉમા એજ્યુકેશન

**પ્રમુખ**
શ્રી છગનભાઈ વિરજીભાઈ સાંખલા — અંકલેશ્વર
**મહામંત્રી**
શ્રી રમેશભાઈ વાલજીભાઈ પારસીયા — સુરત

## કેન્દ્રીય ન્યાયપંચ

**પ્રમુખ**
શ્રી મનુભાઈ કાનજીભાઈ નાકરાણી — ફલટણ
**મહામંત્રી**
શ્રી વસંતભાઇ કેશવલાલ ગોરાણી — ઉડુપી

## કેન્દ્રીય યુવા સંઘ

**પ્રમુખ**
C.A. શ્રી પંકજભાઈ રમેશભાઈ પારસીયા — નરોડા
**મહામંત્રી**
ડૉ. વિપુલભાઈ હેમંતભાઈ છાભૈયા — નરોડા

## કેન્દ્રીય મહિલા સંઘ

**પ્રમુખ**
શ્રીમતી જશોદાબેન શાંતિલાલ નાકરાણી — ગોવા
**મહામંત્રી**
શ્રીમતી રમિલાબેન ખેતશીભાઈ રવાણી — નાશિક

## ઉમિયા માતાજી સંસ્થાન

**પ્રમુખ**
શ્રી હંસરાજભાઈ દેવજીભાઈ ધોળુ — ભુજ
મહામંત્રી
શ્રી બાબુલાલ શામજીભાઈ ચોપડા — જિયાપર

## સંસ્કાર ધામ

**પ્રમુખ**
શ્રી ગંગારામભાઈ શિવદાસભાઈ રામાણી — ભુજ
**મહામંત્રી**
શ્રી રતીભાઈ મનજીભાઈ પોકાર — ભુજ

## પા. વિદ્યાર્થી ભવન-નખત્રાણા

**કન્વીનર-સહ કન્વીનર**
શ્રી ગોવિંદભાઈ સામજીભાઈ ઘોળુ — નાગલપર
શ્રી કરશનભાઈ વેલજીભાઈ લીંબાણી — નખત્રાણા

## પા. કન્યા છાત્રાલય-નખત્રાણા

**કન્વીનર-સહ કન્વીનર**
શ્રી પ્રવીણભાઈ શામજીભાઈ ઘનાણી — નખત્રાણા
શ્રી સામજીભાઈ રામજીભાઈ લીંબાણી — નખત્રાણા

## પા. કન્યા છાત્રાલય-ભુજ

**કન્વીનર-સહ કન્વીનર**
શ્રી પ્રો. કે. વી . પાટીદાર — ભુજ
શ્રી અમૃતલાલ ગોવિંદભાઈ સામાણી — ભુજ

## પા. સ્ટુડન્ટ હોસ્ટેલ-ભુજ

**કન્વીનર-સહ કન્વીનર**
શ્રી રમેશભાઈ ગોવિંદભાઈ પોકાર — ભુજ
શ્રી લક્ષ્મણભાઈ શિવગણભાઈ માવાણી — ભુજ

## ગાંધીધામ સમાજવાડી

**કન્વીનર-સહ કન્વીનર**
શ્રી વાસુદેવભાઈ દેવજીભાઈ સાંખલા — ગાંધીધામ
શ્રી રવજીભાઈ ખેતાભાઈ સાંખલા — ગાંધીધામ

## કન્યા છાત્રાલય-માંડવી

**કન્વીનર-સહ કન્વીનર**
શ્રી જિતેન્દ્રભાઈ ભીમજીભાઈ ધોળુ — માંડવી
શ્રી શાંતિલાલ મણિલાલ ભગત — માંડવી

## પા. સ્ટુડન્ટ હોસ્ટેલ-વિદ્યાનગર

**કન્વીનર-સહ કન્વીનર**
શ્રી મહેન્દ્રભાઈ કાનજીભાઈ પોકાર — કરમસદ
શ્રી ચંદુભાઈ વિશ્રામભાઈ ભાદાણી — વિદ્યાનગર



# માનનીય વડાપ્રધાન શ્રી નરેન્દ્રભાઇ મોદી સાહેબનું ઉદ્દબોધન

જય લક્ષ્મીનારાયણ

આ મારા કચ્છી પટેલ...કચ્છનું નહીં પણ હવે પૂરા ભારતનું ગૌરવ છે. કારણકે હું ભારતના કોઈપણ ખૂણામાં જાઉં ત્યાં મારો સમાજ જોવા મળે.. મારા કચ્છી ભાઈઓ મળે.. મળે ને મળે, એટલે તો કીધું છે...

**કચ્છડો ખેલે ખલકમે.. જો મહાસાગર મે મચ્છ**
**જિતે હેકડો કચ્છી વસે.. ઉતે ડિયાણી કચ્છ**

કાર્યક્રમમે ઉપસ્થિત શારદાપીઠ કે જગતગુરુ પૂ. શંકરાચાર્ય સ્વામી સદાનંદ સરસ્વતીજી, ગુજરાત કે મુખ્યમંત્રી શ્રીમાન ભુપેન્દ્રભાઈ પટેલ, કેન્દ્રમે મેરે મંત્રીપરિષદ કે મેરે સાથી પુરુષોત્તમભાઈ રૂપાલા, અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ કે અધ્યક્ષ શ્રી અબજીભાઈ વિશ્રામભાઈ કાનાણી એવં અન્ય સભી પદાધિકારીગણ ઓર દેશ વિદેશથી જુડે મેરે સભી ભાઈઓ ઓર બહેનો... આપ સભી કો સનાતની શતાબ્દી મહોત્સવ કી બહોત બહોત શુભકામનાએ...

આજ મેરે લિયે સોને મેં સુગંધ હૈ.. મેરે લિયે પહેલા અવસર હૈ જબ મુઝે જગત ગુરુ શંકરાચાર્ય સ્વામી સદાનંદ સરસ્વતીજી કી ઉપસ્થિત મે ઉનકો શંકરાચાર્ય પદ ધારણ કરને કે બાદ કિસી કાર્યક્રમ મે આને કા અવસર મિલા હે, ઉનકા સ્નેહ હંમેશાં મુજ પે રહા હૈ... હમ સબ પર રહા હૈ, તો આજ મુઝે ઉનકો પ્રણામ કરને કા અવસર મિલા હૈ

સાથિયો... સમાજ મેં સેવા કે સો વર્ષ કા પુણ્ય કાળ, યુવા વિંગ કા પચાસવાં વર્ષ ઓર મહિલા વિંગ કા પચ્ચીસવાં વર્ષ. આપને યે જો ત્રિવેણી સંગમ બનાયા હૈ.. યે અપને આપમે સુખદ સંયોગ હૈ.. જબ કિસી સમાજ કે યુવા..ઉસ સમાજ કી માતાએ..બહેને..અપને સમાજ કી જીમેવારી અપને કંધો પર લેતે હૈ, તબ માન લેના ઉસકી સફળતા ઓર સમૃદ્ધિ તય હો જાતી હૈ.. મુજે ખુશી હૈ કી શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ કે યુવા એવમ્ મહિલા વિંગ કી નિષ્ઠા મહોત્સવ કે રૂપ મેં આજ ચારો તરફ નજર આ રહી હે, આપને.. અપને પરિવાર કે સદસ્ય કે રૂપમેં સનાતની શતાબ્દી મહોત્સવ કા હિસ્સા બનાયા, મૈં ઇસ કે લિયે આપ સભી કા આભારી હું.

સનાતન સિર્ફ એક શબ્દ નહીં હૈ, નિત્ય નૂતન હૈ, પરિવર્તનશીલ હૈ. ઇસમેં બીતે હુએ કલ સે ખુદકો ઔર બહેતર બનાને કી એક અંતર નિહિત ચેષ્ટા હૈ ઓર ઇસલિયે સનાતન અજર અમર હૈ.

સાથીયો... કિસી ભી રાષ્ટ્ર કી યાત્રા ઉસકે સમાજ કી યાત્રા કા હી એક દર્શન હોતી હૈ, પાટીદાર સમાજ કા સેંકડો સાલ કા ઇતિહાસ.. સો વર્ષો કી શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર કે યાત્રા ઓર ભવિષ્ય કે લિયે વિઝન.. યે એક તરહ સે ભારત ઓર ગુજરાત કો જાનને.. દેખને કા માધ્યમ ભી હૈ. સેંકડો વર્ષ ઇસ સમાજ પર વિદેશી આક્રાંતાઓને ક્યા ક્યા અત્યાચાર નહિ કિએ.. લેકિન ફિર ભી સમાજ કે પૂર્વજોને અપની પહેચાન નહિ મીટને દી, અપની આસ્થા કો ખંડિત નહીં હોને દિયા. સદીઓ પહેલે કે ત્યાગ ઓર બલિદાન કા પ્રભાવ હમ આજ ઇસ સફલ

સમાજ કી વર્તમાન પીઢી કે રૂપ મેં દેખ રહે હૈ. આજ કચ્છ કડવા પાટીદાર સમાજ કે લોગ દેશ-વિદેશ મેં અપની સફલતા કા પરચમ લહેરા રહે હૈ. વો જહાં ભી હૈ..અપને શ્રમ ઓર સામર્થ્ય સે આગે બઢ રહે હૈ. ટીમ્બર હો.. પ્લાયવુડ હો.. હાર્ડવેર.. માર્બલ.. બિલ્ડીંગ મટીરીયલ.. હર સેક્ટર મેં આપ લોગ છાયે હુએ હૈ ઔર મુજે ખુશી હૈ કિ ઈન સબકે સાથ હી આપને પીઢી દર પીઢી..સાલ દર સાલ અપની પરંપરાઓ કા માન બનાયા હૈ ..સન્માન બઢાયા હૈ ઈસ સમાજને અપને વર્તમાન કા નિર્માણ કિયા.. અપને ભવિષ્ય કી નીંવ રખી.

સાથિયો.. રાજનૈતિક જીવન મેં મૈને આપ સબ કે બીચ..એક લંબા સમય ગુજારા હૈ.. આપ સભી સે બહુત કુછ સીખા હૈ, ગુજરાત કા મુખ્યમંત્રી રહતે હુએ આપ કે સાથ કઈ વિષયો પર કામ કરને કા અવસર ભી મિલા હૈ, ચાહે કચ્છ મે આયે ભૂકંપ કા મુશ્કિલ દોર હો.. યા ઉસ કે બાદ રાહત, બચાવ ઓર પુનઃ નિર્માણ કે લંબે પ્રયાસો હો..યે સમાજ કી તાકાત હી થી. જિસસે મુજે હંમેશાં એક આત્મવિશ્વાસ મિલતા થા.

વિશેષ કર..જબ મૈં કચ્છ કે દિનો કે બારે મે સોચતા હુ..કિતના પુરાના યાદ આને લગતા હૈ, એક સમય થા.. જબ કચ્છ.. દેશ કે સબસે પીછડે જીલ્લો મે સે એક થા, પાની કી કિલ્લત.. ભૂખમરી.. પશુઓ કી મોત,પલાયન, બદહાલી.. યહી કચ્છ કી પહેચાન થી. કીસી અફસર કા ટ્રાન્સફર કચ્છ હોતા થા તો ઉસે પનીશમેન્ટ માના જાતા થા...કાલાપાની માના જાતા થા, લેકીન બીતે વર્ષો મેં હમને સાથ મિલકર કે કચ્છ કા કાયાકલ્પ કર દિયા હૈ, હમને કચ્છ કે પાની સંકટ કો હલ કરને કે લીયે જીસ તરહ સે સાથ મિલકર કામ કિયા.. હમને સાથ મિલકર જીસ તરહ કચ્છ કા ઈતના બડા ટુરિસ્ટ ડેસ્ટીનેશન બનાયા.. વો સબકા પ્રયાસ કા એક બેહતરીન ઉદાહરણ હૈ, આજ મુજે દેખકર ગર્વ હોતા હૈ કી કચ્છ..દેશ કે સબસે તેજી સે વિકસિત હોતે જીલ્લો મે સે એક હૈ. કચ્છ કી કનેક્ટિવિટી સુધર રહી હૈ. વહાં બડે બડે ઉદ્યોગ આ રહે હૈ. જિસ કચ્છ મેં કભી ખેતી કે બારેમે સોચના ભી મુશ્કિલ થા,આજ વહાં સે કૃષિ ઉત્પાદન એક્સપોર્ટ હો રહે હૈ, દુનિયા મેં જા રહે હૈ.ઈસમે આપ સભી લોગો કી બડી ભૂમિકા રહી હૈ.

ભાઈઓ ઓર બહેનો... મેં નારાયણ રામજી લીંબાણી સે બહોત પ્રેરિત રહા હુ. શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ કો આગે બઢાને વાલે કંઈ લોગો સે મેરા વ્યક્તિગત આત્મીય સંબંધ ભી રહા હૈ, ઈસલીયે સમય-સમય પર સમાજ કે કામો ઓર અભિયાનો કે બારે મેં મુઝે જાણકારી મિલતી રહેતી હૈ. કોરોના કે સમય મેં ભી આપ સબને બહોત પ્રશંસનીય કાર્ય કિયા હૈ, મુજે ખુશી હે ઈસ સનાતની શતાબ્દી સમારોહ કે સાથ હી આપને અગલે ૨૫ વર્ષો કા વિઝન ઓર ઉસકે સંકલ્પ ભી સામને રખે હૈ. આપકે ૨૫ વર્ષો કે સંકલ્પ ઉસ સમય પૂરે હોગે.. જબ દેશ અપને આઝાદી કે ૧૦૦ બરસ કી આઝાદી કા મહોત્સવ મનાયેગા.

આપને ઈકોનોમી સે લેકર ટેકનોલોજી તક.. સામાજિક સમરસતા સે લેકર પર્યાવરણ..ઓર પ્રાકૃતિક ખેતી કે લીયે જો સંકલ્પ લીયે હૈ..વો દેશ મેં અમૃત સંકલ્પો સે જુડે હુએ હૈ. મુજે વિશ્વાસ હૈ શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ કે પ્રયાસ ઈસ દિશા મેં દેશ કે સંકલ્પો કો તાકાત દેંગે, ઉન્હે સિદ્ધિ તક પહુચાયેગે...

ઈસી ભાવના કે સાથ આપ સભી કો એક બાર ફિર
બહોત...બહોત શુભકામનાએ, ધન્યવાદ.



# આદિ શંકરાચાર્ય દ્વારા સ્થાપિત હિન્દુ ધર્મના મૂળ ચાર પીઠમાંની એક પીઠ દ્વારકા શારદાપીઠના અનંત વિભુષિત જગદ્‌ગુરુ શંકરાચાર્ય પરમ પૂજય સ્વામી શ્રી સદાનંદ સરસ્વતીજી મહારાજનું સનાતન ધર્મ જાગૃતિ પ્રવચન



કચ્છ કડવા પાટીદાર સનાતન સમાજના આ વિશાળ કાર્યક્રમમાં સામેલ સૌ સજ્જનો અને બહેનો, જ્યારે આ જીવ માતાના ગર્ભમાં આવે છે અને ત્યાં નવ મહિના સુધી રહે છે, ત્યારે તે ભગવાનને પ્રાર્થના કરે છે કે, ભગવાન, તમે મને ગર્ભમાંથી મુક્ત કરો છો, તો હું તમને પ્રાર્થના કરી રહ્યો છું, જે સનાતન ધર્મમાં તમે આશ્રય લો છો. તે સનાતન ધર્મ ક્યાંથી શરૂ થાય છે, તેની કલ્પના ક્યાં છે, તેની સ્થાપના ક્યાં છે અણુઓ નહોતા, પાણીની કોઈ સૃષ્ટિ ન હતી, તે સમયે તે શાશ્વત બ્રહ્મા, સનાતન ભગવાન, વિશ્વની રચના માટે સામગ્રી સાથે એકલા ઊભા હતા, વેદોમાં પુરાવા છે

શ્વાસ છે. ચાલી રહ્યું છે, શું શ્વાસ પહેલેથી જ છે, તેથી જ તે ઉપર અને નીચે જઈ રહ્યું છે, શ્વાસ આવી રહ્યો છે અને શ્વાસ બહાર આવી રહ્યો છે. સનાતન ધર્મ વગેરે શાશ્વત છે, જ્યારે કશું જ નહોતું, ત્યારે તે હતા, તેનું નામ બ્રહ્મ છે, આપણે જાણીએ છીએ કે બ્રહ્મ સનાતન વેદ દ્વારા, સનાતન ભગવાને સનાતન જીવોના કલ્યાણ માટે સનાતનની રચના કરી છે. વેદોને કોઈના પુરાવાની જરૂર નથી આપણા જીવનની શરૂઆત અને અંત આપણા જીવનમાં શાણપણ પ્રદાન કરવા માટે

આપણા ઋષિઓએ, આપણા મહર્ષિઓએ આ વિદ્યા, આત્મા વિદ્યા, બ્રહ્મ વિદ્યાને સાચવી રાખી છે અને આજે આપણી સામે જે પીરસવામાં આવી રહ્યું છે તે વેદ અને શાસ્ત્રોનું મહત્વ છે, તેના કારણે જ આપણે જાણી શક્યા છીએ કે આપણે મનુષ્ય છીએ તો શું છે? માનવ હોવાનો ધર્મ વેદ દ્વારા જ આપણે જાણી શકીએ છીએ, વેદ એ આપણું જીવન

જે આપણા જીવનને હવા આપે છે તે ભગવાનને આપણે વેદના માધ્યમથી ઓળખીએ છીએ, તેથી જ આપણો સનાતન ધર્મ વેદ અને શાસ્ત્રો પર આધારિત છે અનાદિ કાળથી અને અનાદિ કાળ સુધી ચાલુ રહેશે આપણી આખી સંસ્કૃતિ મહર્ષિ વેદવ્યાસની સંપૂર્ણ ઋણી છે અને રહેશે. તેમણે ચારેય વેદોનું સંકલન કરીને આપણને અનુપમ ભેટ આપી. જેના ઉપરથી આખો વૈદિક સનાતન ધર્મ ઓળખાય છે.

આ સૃષ્ટિ પર ધર્મની સાથે અધર્મ, અમૃતની સાથે વિષ અને સત્યની સાથે અસત્ય જોડાયેલો છે તેમાંથી આપણો ધર્મ, અમૃત અને સત્યને ઓળખી જીવનમાં આગળ વધવું જોઈએ.

બહુ ગભરાવાની જરૂર નથી, તમે લોકો જાણો છો કે સનાતન પાટીદાર સમાજ કડવો છે, સનાતન પાટીદાર સમાજ જાણે છે કે તમારી સાથે ૭૫ વર્ષ પહેલાં શું થયું હતું, ૧૦૦ વર્ષ પહેલાં શું થયું હતું, પરંતુ આજે તમે જોઈ રહ્યા છો કે શું થઈ રહ્યું છે, તમે લોકોને તમારી પાસે લાવ્યા, તમે તમારા પૂર્વજોના સનાતન ધર્મનું રક્ષણ કર્યું.ધર્મ આપણા લોહીમાં છે, તે આપણા લોહીમાં વહી રહ્યો છે, તેની કોઈ ઉંમર નથી, તે આપણાથી ક્યારેય જઈ શકતી નથી કારણ કે તે પરંપરાથી વારસામાં મળે છે અને તે પરંપરા એવી પરંપરા છે કે તે ગંગોત્રી, ગોમુખમાંથી સદાકાળ ચાલુ રહેશે કેટલીક જગ્યાએ પ્રવાહ ગાઢ બને છે અને અન્ય સ્થળોએ તે પાતળો હોય છે

પરંતુ જ્યારે ગંગા બહાર આવે છે

જ્યાં તમે પાણી પીશો ત્યાં આચમન કરશો, તે તમને બચાવશે, એવી જ રીતે આ આપણો સનાતન ધર્મ છે. આપણી ભારતીય પરંપરા જે સનાતન પરંપરા છે તેના માર્ગે ચાલીને પોતાનું જીવન સફળ બનાવવાનું છે. ધર્મની આપણી પરંપરા જીવના તત્વ જિજ્ઞાસાની પરંપરા છે.

ભગવાન પૂજનીય છે, તે ઉમિયા માતા હોય, જેની પ્રિય દેવી હોય, કે ભગવાન લક્ષ્મી નારાયણ હોય, અહીં-તહીં ભટકવાની જરૂર નથી, કંઈ નહીં મળે, કંઈ નહીં મળે, એક-એક ફૂટના ૧૦૦ ખાડા ખોદશો તો તમને કંઈ નહીં મળે અને ૧૦૦ ફૂટનો ખાડો બનાવી દો તો પાણી નીકળશે,

આપણે આપણા ધર્મ પ્રત્યે, આપણી પરંપરાઓ પ્રત્યે મજબૂત વફાદારી રાખવી જોઈએ, તે મજબૂત વફાદારી જ પરિણામ આપે છે, સજ્જનો કોઈએ બીજા રસ્તે ન જવું જોઈએ, ઘણા રસ્તાઓ છે, ગેરમાર્ગે દોરનારા ઘણા લોકો છે.

જો સુખ મેળવવાની ઈચ્છા હોય, આનંદ મેળવવાની ઈચ્છા હોય તો ધર્મનું પાલન કરવું જોઈએ, માટે બધા ધર્મોમાં જો કોઈ શ્રેષ્ઠ ધર્મ હોય તો તે છે સનાતન ધર્મ, ધર્મ દરેકને સમાવે છે, કોણ જાણે કેટલા લોકો આ ભૂમિ પર આવ્યા અને આપણે, સનાતન ધર્મના લોકોએ ક્યારેય કોઈનો વિરોધ નથી કર્યો, પરંતુ જ્યારે તેઓ આપણા ધર્મ પર અત્યાચાર કરવા લાગ્યા, ત્યારે? વિધર્મીઓ બ્રહ્મા પર હુમલો કરવા લાગ્યા આપણી આસ્થા પર પ્રહારો થવા લાગ્યા, અધ્યાત્મવાદનું સ્થાન ગૂઢવિદ્યાએ લીધું, પછી આપણે ઉભા થઈને કહેવું પડ્યું, આપણો દેશ છોડો, અંગ્રેજો ભારત છોડો, આઝાદી મળી અને આજે સ્વતંત્ર દેશમાં આપણે આચરણ કરી શકીએ છીએ.



ધર્મના માર્ગમાં જે અવરોધો આવે છે તેને દૂર કરવાનું આપણું કામ છે, તે રીતે જાગૃતિ લાવવાનું કામ છે પાટીદાર પટેલ સમાજે અહીં કર્યું, આટલા આપણા હિંદુઓ આપણે પણ એક સમાજ છીએ, બધાએ આ કરવું જોઈએ, તેમણે કડવા શિક્ષક સનાતન સમાજ પાસેથી આ શીખવું જોઈએ.

આપણે અહીં આવીને જોવું જોઈએ કે તેઓએ કેટલું મોટું સંગઠન બનાવ્યું છે અને તેમના ધર્મના રક્ષણ માટે, તેમના સમાજના ધર્મના રક્ષણ માટે, અન્ય સમુદાયના લોકોએ એકસાથે આવીને જે સંદેશ આપ્યો છે. અમારી પાસેથી શિક્ષણ લો અમે અહીં અમારા ધર્મને અનુસરવા માટે છીએ તેથી, આપણે બધા અહીં એક ખૂબ જ સારા પ્રસંગે ભેગા થયા છીએ અને ધર્મનું પાલન કરવા માટે, ધર્મના જ્ઞાન માટે, આપણે ચોક્કસપણે ઋષિઓ, મહર્ષિઓ, વેદ અને શાસ્ત્રોનો આશ્રય લેવો જોઈએ, સ્વર્ગમાં જવા માટે કોઈ સીડી નથી, સ્વર્ગ છે. દાદરમાં ક્યાંક જવા માટે.

તમે સ્વર્ગમાં કેવી રીતે જશો અને સવા સો વર્ષ પછી જવાનું નિશ્ચિત છે, તમે કેવી રીતે જશો તે નિશ્ચિત છે, ફક્ત વેદ જ કહેશે, ફક્ત શાસ્ત્રો જ કહેશે કે સ્વર્ગ કેવી રીતે મેળવવું, પાપ કોને કહેવાય, શું છે? સદ્‌ગુણ કોને કહેવાય, અધર્મ કોને કહેવાય, એ તો વેદ અને શાસ્ત્રો જ કહેશે?

તેથી આપણે વેદ અને શાસ્ત્રોનો આશ્રય લઈ ધર્મનું પાલન કરવું જોઈએ, તમે લોકોએ જે રીતે આ મોટી ઈવેન્ટનું આયોજન કર્યું છે, એક-બે વર્ષમાં આવા મોટા કાર્યક્રમોનું આયોજન કરો, આ સાથે નાના કાર્યક્રમોનું આયોજન કરો. તાલુકા અને જીલ્લામાં પ્રાદેશિક કાર્યક્રમોનું આયોજન કરો.

સત્સંગ મંડળ બનાવો, તમારા નવા બાળકોને તૈયાર કરો, જ્યાં જરૂર હશે ત્યાં અમને બોલાવો, અમે આવીશું, અમારા મહાત્માઓ આવશે, જ્યાં અમે ન આવી શકીએ ત્યાં અમારા શિષ્યો આવશે.

કચ્છ પ્રદેશમાં ખૂબ જ સાધુ સમુદાય છે, ત્યાં ઘણા નાના-મોટા મહાત્માઓ રહે છે, તપસ્યા કરે છે અને પૂજા પણ કરે છે. તમે તેને લઈ શકો છો જેમ કે દર પૂર્ણિમાના દિવસે અથવા અમાવસ્યાના દિવસે સંસ્કાર ધામમાં લક્ષ્મી નારાયણ મંદિર છે, કદાચ ત્યાં દરરોજ સભા હોય છે, દર મહિને અમાવસ્યા તથા પૂર્ણિમાએ ત્યાં ઋષિઓ આવે છે, સંતો આવે છે અને ઉપદેશ આપે છે, આવી જગ્યાએ જઈને આપણે નાના ગામડાઓમાં આપણે સત્સંગ યોજી શકીએ છીએ, આપણે મંડળો બનાવી શકીએ છીએ.

સત્સંગ થકી શંકાઓનો નાશ થાય છે,સનાતન ધર્મ સાથે જોડાઓ હિંદુ ધર્મ સાથે જોડાઓ હિંદુ ધર્મ કોસ્ટિ ધર્મ કથમ સહપ્યતે ધર્મ શું છે તે સમજો ધર્મનું સ્વરૂપ શું છે તે જાણીને આપણે તે મૂલ્યો આપણા બાળકોમાં કેળવવા જોઈએ અને આમ કરવાથી ચોક્કસપણે ઘણું કામ થયું છે.

ભગવાન લક્ષ્મી નારાયણના ૫૦ મંદિરોનું નિર્માણ કરાવ્યું છે  મંદિરો આના કારણે બંધાય છે, ભગવાન આપણી આંખે દેખાતા નથી, મંદિરે જવાનું કારણ છે, અહીં બેઠેલા દરેક મંદિરે જાય છે, શા માટે મંદિરમાં જવું જોઈએ, મંદિરને ધાર્મિક ઉર્જા કેન્દ્ર તરીકે સમજવું જોઈએ. આ આંખો નથી.

પૂજામાં બે માર્ગો રજૂ કરવામાં આવ્યા હતા, એક પ્રતિકોની પૂજા અને બીજું પૂજા માટે  મંદિરો બનાવવામાં આવ્યા હતા, જેમાં વેદ મંત્રોની મદદથી મૂર્તિઓની સ્થાપના કરવામાં આવી હતી અને તેમની પૂજા માટેના નિયમો બનાવવામાં આવ્યા હતા. જ્યારે આપણે મંદિરમાં જઈએ છીએ, ત્યારે આપણે આપણી આંખોથી તે ભગવાનની મૂર્તિના દર્શન કરીએ છીએ



આ છે સનાતન ધર્મ. આ રીતે, તમે બધાએ આ પ્રસંગનું આયોજન કર્યું છે, સમાજના ઉત્થાન માટે આવા કાર્યક્રમોનું આયોજન થતું રહેવું જોઈએ, તમે જુઓ, એક દીવો છે, ઘી છે વાટ છે, બધું છે પણ તે બળતું નથી, અંધકાર છે. તો ગુરુ આવ્યા, દીકરા, અંધારામાં તું કેમ રડે છે, ગુરુએ કહ્યું, માચીસ ઉપાડ, દીવો લગાડ, અંધારું થઈ ગયું. પ્રકાશ આવ્યો છે, ન તો સૂર્ય છે, ન ચંદ્ર છે, તારકમ નેમા, વિદતો, બંતિ, કોતોયમ અગ્નિ જ્ઞાનનો પ્રકાશ છે

દેશનું પ્રકાશનું કિરણ જન્મ-જન્મથી આપણા અજ્ઞાનનો નાશ કરે છે, તેથી આપણે જ્ઞાનનું કિરણ મેળવવાનો પ્રયત્ન કરતા રહેવું જોઈએ અને સમાજના સંગઠનમાં કદાપિ કમી ન થવી જોઈએ સમાજમાં

જે લોકો પાસે પૈસા છે તેઓએ આર્થિક રીતે નબળા લોકોને મદદ કરવી જોઈએ જેઓ પૈસાના અભાવે લગ્ન કરી શકતા નથી અને જેઓ પૈસાના અભાવે ભણી શકતા નથી જે નથી મળતું તેને ભણાવવું જોઈએ જ્યારે આપણે શિક્ષિત થઈ જઈએ તો કોઈ આપણને મૂર્ખ બનાવી શકે નહીં. અજ્ઞાન જ ગયું છે એનો અર્થ એ છે કે જ્ઞાન મેળવવા માટે કંઈક કરવાની જરૂર છે એવી જ રીતે, જ્ઞાનનો પ્રકાશ આપણા જન્મ પછીના અજ્ઞાનનો નાશ કરે છે, આ કાર્યક્રમના આયોજક, આ કાર્યક્રમના અધ્યક્ષ, જેમણે સ્વાગત પ્રવચન કર્યું હતું અને બીજા ઘણા બધા લોકોનો આભાર. આ કોઈ એક વ્યક્તિનું કામ નથી.

ભગવાન દ્વારકાધીશ અને ચંદ્રમૌલીશ્વર વતી તેઓના અને સમગ્ર સમાજના તેમજ અહીં ઉપસ્થિત શ્રોતાઓના કલ્યાણ માટે હું મારી વાણીને આશીર્વાદ આપીને વિરામ આપું છું.

# ગુજરાતના મુખ્યમંત્રી
# શ્રી ભુપેન્દ્રભાઇ પટેલનું સંબોધન



પાટીદાર સમાજ દ્વારા આયોજિત સનાતની શતાબ્દી મહોત્સવમાં આપણા સૌનું માર્ગદર્શન કરવા વર્ચ્યુઅલ માધ્યમથી જોડાયેલા વિશ્વના સૌથી લોકપ્રિય નેતા અને ભારતના યશસ્વી વડાપ્રધાન શ્રી નરેન્દ્રભાઈ મોદી સાહેબ, કેન્દ્રીય મંત્રી શ્રી પુરુષોત્તમ રૂપાલાજી, સાંસદશ્રી વિનોદભાઈ ચાવડા, શ્રી અખિલ ભારતીય કચ્છ કરવા પાટીદાર સમાજના પ્રમુખશ્રી અબજીભાઈ કાનાણી, વિશ્વ ઉમિયા ફાઉન્ડેશનના પ્રમુખશ્રી આર.પી.પટેલ, શ્રી ઉમિયા માતાજી સંસ્થાનના પ્રમુખશ્રી હંસરાજભાઈ ધોળું, શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્ર સંસ્કારધામના પ્રમુખશ્રી ગંગારામભાઈ રામાણી, જિલ્લાના અધ્યક્ષ અમારા ધારાસભ્ય શ્રી કેશુભાઈ પટેલ, જિલ્લા પંચાયતના પ્રમુખ શ્રીમતી પારુલ બેન કારા, સર્વે ધારાસભ્યશ્રીઓ, તમામ ટ્રસ્ટીશ્રીઓ, હોદ્દેદારશ્રીઓ, દાતાશ્રીઓ, ભાઈઓ, બહેનો, પત્રકાર મિત્રો સૌને મારા નમસ્કાર

આપણા લોક લાડીલા વડાપ્રધાન શ્રીનરેન્દ્રભાઈ મોદીએ એક ભારત.. શ્રેષ્ઠ ભારત બનાવવાની હાકલ કરી છે. એક ભારતના નિર્માણ માટે સામાજિક એકતા અનિવાર્ય છે. આપણા લક્ષમાં એક બની.. નેક બની.. શ્રેષ્ઠ ભારતના નિર્માણમાં યોગદાન આપવાનું છે.

આજથી શરૂ થઈ રહેલો આ સનાતની શતાબ્દી મહોત્સવ સામાજિક એકતાને સુદઢ કરવાની પથીકા(કેડી) સમાન છે. વિવિધ કાર્યક્રમો અને અધિવેશન સભર શતાબ્દી મહોત્સવથી આ લક્ષ્ય જરૂર પાર પડશે તેવો મને વિશ્વાસ છે. કચ્છના કડવા પાટીદારોએ તેમની મહેનત અને આવડતથી વિશ્વભરમાં નામના મેળવી છે, સમજણ, સંસ્કાર અને સાહસને વરેલો આ સમાજ છે. આવા ગૌરવપૂર્ણ સમાજ ભૂતકાળમાં કઠિન સંજોગોનો સામનો કરીને પણ મૂળ સ્વધર્મની સનાતની જ્યોત પુનઃ પ્રગટાવી હતી. મૂળ ધર્મ તરફ પાછા વળવાનું ક્રાંતિકારી પગલું પણ ભર્યું હતું. કરાચી ખાતે પરિષદના માધ્યમથી શરૂ થયેલી આ સનાતની જ્યોત આજે વિરાટ મસાલ બની છે. ધર્મ શુધ્ધિ અને સામાજિક શુધ્ધિ માટે આ સનાતની પરંપરા શરૂ કરનાર સનાતની પાટીદાર રત્નોને હું વંદન કરું છું. એક વિશાળ સમુદાય ઉત્કર્ષના સાચા માર્ગે ચાલી રહ્યો છે આ મહોત્સવના આયોજન અને કાર્યવાહી માટે શ્રી અબજી ભાઈ કાનાણી, શ્રી પરસોત્તમભાઈ ભગત, શ્રીગોપાલભાઈ ભાવાણી સહિત સમગ્ર ટીમને ખુબ ખુબ અભિનંદન પાઠવું છું.

આ મહોત્સવ યુવાનો, મહિલાઓ, આબાલ-વૃધ્ધ સૌ કોઈ માટે સાંસ્કૃતિક સામાજિક પ્રગતિ નો મંચ બની રહેવાનો છે. વડાપ્રધાનશ્રીએ સબ સમાજ કો સાથ મેં લેકર આગે હૈ બઢતે જાના એવી દિશા આપણને ચીંધી છે. જે સમાજ વાડાઓમાં વહેંચાયેલો હોય, પોતાના મૂળથી વિમુખ થયો હોય તે ક્યારેય વિકાસ સાધી શકે નહીં. સાંસ્કૃતિક ધાર્મિક ઐક્ય માટે સાથે મળીને ચાલવું પડે, સૌને સાથે લઈને ચાલવાની એ ભાવના આ સનાતની શતાબ્દી મહોત્સવના માધ્યમથી ઉજાગર થઈ રહી છે. મહોત્સવની ભવ્યતા અને દિવ્યતા લાખો લોકોને સદાચાર અને સત્કાર્યની પ્રેરણા આપશે તેવો મને વિશ્વાસ છે. મહોત્સવની સફળતા માટે શુભકામનાઓ પાઠવી વિરમુ છું.

ભારત માતાકી જય... વંદે માતરમ.. .જય જય ગરવી ગુજરાત

# ભારત સરકારના કેન્દ્રિય કેબીનેટ મંત્રી શ્રી પુરુષોત્તમભાઇ રૂપાલાના પ્રવચનના અંશો



સનાતની શતાબ્દી મહોત્સવનું આમંત્રણ અબજીભાઈ અને સમાજના આગેવાનો દિલ્હી રૂબરૂ આપવા આવેલા અને માતાજીની કૃપાથી આજે ઉજવાઈ રહ્યો છે. સમાજને ૧૦૦ વર્ષ થયા છતાં સમાજે એની મૂળ પરંપરાને જાળવી રાખવાનું જે કામ કર્યું છે એ માટે સમાજના મોભીઓને હું લાખ લાખ અભિનંદન આપું છું. તમે તમારા કુળના મૂળભુત સંસ્કારો, તમારી બોલ-ચાલને હજુ તમે જાળવી રાખી છે. તમે તમારા પહેરવેશને, તમારા ખાનપાનને પણ જાળવી રાખવાની કોશિશ કરી છે. તમારામાં સંયુક્ત કુટુંબની ભાવના હજુ નાના મોટા અંશે જીવાડવાનો પ્રયાસ કર્યો છે. આ આપણી તાકાત છે અને એનું અનુસરણ નવી પેઢીમાં આવે એને માટે સમાજે જે યુવા પાંખ અને મહિલા પાંખની રચના કરી એની સુવર્ણ જયંતી અને રજત જયંતિ મહોત્સવની તારીખો જોડી ત્રિવેણી સંગમ રૂપે આ કાર્યક્રમનું આયોજન કરી યુવા પાંખ અને મહિલા પાંખને મંચના ભાગીદાર બનાવ્યા એટલા માટે આયોજકોને અભિનંદન.સનાતની શતાબ્દી મહોત્સવમાં તમે મને સમાજનો દીકરો ગણીને નોતરું આપ્યું, માન સન્માન સહિત આપના મંચ ઉપર મને તેડાયો એટલા માટે હું સમાજનો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું.

ભારત હવે અમૃત મહોત્સવમાંથી અમૃત કાળની અંદર પ્રવેશી ગયું છે એવું આપણા પ્રધાનમંત્રીશ્રી કહે છે અને હમણાં આપણને સંદેશો પણ આપવાના છે. આ સમાજે એકતા અને વ્યાપકતાનો જે પરિચય બતાવ્યો. આખી દુનિયામાં ફેલાયેલા સમાજને એક તાંતણે બાંધી રાખવા માટેની તમારી જે ભાવના છે એ ખૂબ જ મોટી બાબત છે. અમૃત મહોત્સવ અને અમૃતકાળની અંદર જ્યારે આપણે પ્રવેશી રહ્યા છીએ ત્યારે થોડા સમય પહેલા આ સમાજની યુવા પાંખે વૃક્ષારોપણનું ખૂબ મોટું અભિયાન આખા દેશમાં ચલાવ્યું હતું. લાખો વૃક્ષો વાવવા માટેનો સંકલ્પની સાથે પોષણ આપવા માટેનો પ્રયાસ કર્યો છે. આમ તો કચ્છ કડવા પાટીદાર સમાજનો ઉલ્લેખ થાય ને ગમે ત્યાં પાટિયું વાંચો એટલે આજુબાજુમાં ક્યાંક બેનસો હશે એટલે લાકડા વેરવાનું કામ... પણ કચ્છ કડવા પાટીદાર સમાજને મારે અભિનંદન આપવા છે એમણે પર્યાવરણના જતન કરવા માટેના કાર્યક્રમને સમાજનો એજન્ડા બનાવવાનું કામ કર્યું છે. જન્મ જયંતી જેવા અનેક પ્રસંગોએ એકાદ સારા વૃક્ષ ઉછેરવા માટેના નિર્ણય કરવા જોઈએ.. એને સમાજની ઓળખ બનાવવી જોઈએ. પાટીદાર સમાજનો કાર્યક્રમ હશે એટલે ત્યાં વૃક્ષ રોપણ નો કાર્યક્રમ હશે. નવા નવા રિવાજો આવતા જાય છે એને આપણે સારા રિવાજોમાં કન્વર્ટ કરવા માટેની કોશિશ કરવી જોઈએ. અબજીભાઈ આપના સમાજને અભિનંદન એટલા માટે આપવા છે કે આવા કાર્યક્રમ કરવા તમારી સમાજની જે ક્ષમતા છે તે ખરેખર નોંધનીય છે. અત્યારે આપણા સમાજના આપેલા આમંત્રણને માન આપીને રાજ્યના માનનીય મુખ્યમંત્રી શ્રી ભૂપેન્દ્રભાઈ પટેલ આપણી સાથે જોડાઈ ચૂક્યા છે. હું ભૂપેન્દ્રભાઈ પટેલ સાહેબનું કચ્છ કડવા પાટીદાર સમાજ વતી કચ્છની આ ધરતી ઉપરથી સ્વાગત કરું છું. આપ સૌને મેં જે પ્રમાણે કહ્યું કે આપણે આપણા સામાજિક રીત રિવાજો અને એની અંદર આપણે વૃક્ષ રોપણના, પર્યાવરણ જેવા વિષયો જોડી દઈએ તો કેવડો મોટો ફેરફાર થઈ શકે. સામાજિક મંચ ઉપરથી મારે આપ સૌને વિનંતી કરવી છે કે... આ પર્યાવરણના જતન માટેના પ્રયાસો આવા સંગઠિત સમાજ દ્વારા જો થશે તો એની અસર આખા રાજ્યને.. રાષ્ટ્રના જીવન ઉપર આવી શકે, એનું નેતૃત્વ આપણે કરી શકીએ.

ગુજરાતમાં નળ ચાલુ કરતાં નર્મદાજી આવે છે અને નર્મદાના દર્શનનું મહત્વ છે એના દર્શન કરી પછી પાણી વાપરવું જોઈએ. કચ્છની અંદર આપણા આદરણીય વડાપ્રધાન શ્રી નરેન્દ્રભાઈ મોદીજીના અથાગ પ્રયાસોને કારણે નર્મદાના પાણી પહોંચી ચૂક્યા છે. મારી કચ્છના ખેડૂત તરીકે આપને વિનંતી છે કે બધા જ ખેડૂત મિત્રો પાણીનો ટપક પદ્ધતિથી જ ઉપયોગ કરવા માટેનો નિર્ણય કરવો જોઈએ. કચ્છ કડવા પાટીદાર જેવો એક માતબર સંગઠિત સમાજ પોતાનો શતાબ્દી મહોત્સવ ઉજવી રહ્યો છે ત્યારે મારે સમાજના એક અંગ તરીકે આપ સૌને નમ્ર વિનંતી કરવી છે કે આપણા આખા વર્તનની અંદર

પાણીનો.. વીજળીનો.. પેટ્રોલનો.. ડીઝલનો..whatsappનો ઉપયોગ સમજી ખપ પૂરતો જ કરવો જોઈએ. whatsappમાં શું શું આવે છે એની ખબર જ પડતી નથી. આજે આપ સૌને વિનંતી કરું છું કે આપણા સૌના રોજિંદા જીવનમાં પણ મહેનતને થોડુંક પ્રાધાન્ય આપવાની આવશ્યકતા છે શ્રમ જ્યાં સુધી આપણી સાથે હતો ત્યારે આજની પેઢી સુખી સંપન્ન છે. તેમનું મૂલ્ય આપણે ત્યાં હોવું જોઈએ. સંસ્કૃતિનો અમૂલ્ય વારસો, સામાજિક જીવન પદ્ધતિ, આપણી ભાવિ પેઢીને સોંપવા માટેનું કામ આવા મંચ ઉપરથી વિચાર પૂર્વક આપવાનું આયોજન કરવું જોઈએ. સનાતન ધર્મ નો મતલબ જે કાયમી છે...જેનો કદી નાશ નથી. કેટલીય સંસ્કૃતિ આવી અને કાળક્રમે નાશ થઈ ગઈ પરંતુ આપણે હયાત છીએ એનું કારણ આ સનાતન સંસ્કૃતિ છે.

કચ્છના કડવા પાટીદાર સમાજના વડવાઓ એટલા હોશિયાર છે કે તેઓએ પોતાના આરાધ્યદેવ તરીકે લક્ષ્મી નારાયણને જ પસંદ કર્યા, એને કારણે લક્ષ્મીજીની કૃપા તમારી ઉપર થઈ. આવો સમૃદ્ધ સમાજ.. શિક્ષિત સમાજ... સંગઠિત સમાજ એ રાજ્યના અને રાષ્ટ્રના જીવનનો આધાર સ્તંભ બની શકે છે. આપણો હિન્દુ સમાજ મોટો છે, તેમાં ઘણા અંગો છે અને બધા જ અંગો મહત્વના છે. પાટીદાર સમાજ એ હિંદુ સમાજની કરોડરજ્જુ છે એને હંમેશા ટટ્ટાર જ રહેવું પડે. હિન્દુ સમાજને ટટ્ટાર રાખવાની જવાબદારી આપણા સમાજની છે અને આપણી જવાબદારી છે એટલે આપણને અધિકાર નથી કે આપણે નેગેટિવ વિચારી શકીએ, આપણે પોઝિટિવ જ વિચારવું પડશે. આપણી પોષણની જવાબદારી છે. જગતના તાતનું ટાઈટલ આપણને કેમ મળ્યું..? શું કામ આપણને જગતનો તાત કહેવામાં આવે છે..? કારણ આપણી જીવન પદ્ધતિ એવી હતી. હાલમાં આખી દુનિયા ડોલર પર અવર જેમ કામ કરવાના ટાઈમના કલાક પર ભાવ ચાલે છે ત્યારે... આપણો ખેડૂત પરિવાર આખું વર્ષ ખૂબ મહેનત કરે અને મહેનત કર્યા પછી વાદળી ન વરહે અને આખા વર્ષના ખેતરના ખળામાંથી ખાલી પછેડીએ ઘેર પાછો આવે, આખા વર્ષના સરવૈયામાં ઝીરો લખેલું આવે, આખા વર્ષની મહેનતનો કંઈ ન મળે તો ખેડૂત બીજે વર્ષે ખેતી કરવાનું બંધ નથી કરતો. અખાત્રીજ આવે ને વળી... બળદીયા ને કપાળે તિલક કરી.. મોમાં ગોળની ગાંગડી ખવડાવી, પાછો હાંતી જોડે. આ પ્રકારનો ગુણધર્મ... આખું વર્ષ મહેનત કરે અને મહેનતનું વળતર ન મળે તેમ છતાં બીજા વર્ષે મહેનત કરવા ઉતરે.. આવો ગુણ ધરાવતો વિશ્વનો એકમાત્ર સમાજ એ પાટીદાર સમાજ.

કચ્છ રણ પ્રદેશ તરીકે ઓળખાતો હતો, દુષ્કાળના પ્રદેશ તરીકે ઓળખાતો હતો. મને આજે ગર્વ થાય છે કે કચ્છ રાજ્યનો નહીં પરંતુ દેશનો સારામાં સારી ખેતી કરતો જિલ્લો છે. કચ્છના ખેડૂતોની મહેનતને કારણે આજે આ કચ્છનો વટ છે.. એની અંદર આપણે નર્મદાના પાણી ભારતીય જનતા પાર્ટીની સરકારે ગુજરાતમાં આવ્યા પછી જે અકલ્પ્ય હતું એ આપણે કચ્છની કાંધી સુધી પોગાડવાનું શક્ય થયું. આવા કચ્છી માડુઓ વિશ્વભરની અંદર પથરાયા છે. વિશ્વભરની અંદર તમે પથરાણા તમારા ધંધા માટે... પણ મને કહેવાનો ગર્વ થાય છે કે તમે વ્યવસાય માટે વિશ્વભરના ખૂણે ખૂણે ગયા, ત્યાં જઈને તમે ત્યાં કચ્છને ઉભું કર્યું... સંસ્કૃતિને તમે ઉભી કરવા માટેના પુરુષાર્થ કરી રહ્યા છો... ભવિષ્યની અંદર પણ યુવા પેઢી અને મહિલા પાંખ એ પોતાની આગવી પ્રતિભાથી મૂળ સમાજની આપણી જે ધારા છે એ ધારા નવી પેઢીમાં આવે... ગુજરાતી ભાષા નવી પેઢીમાં આવે ...ગુજરાતી તરીકે આપણા જે સંસ્કારો છે એ નવી પેઢીમાં આવે.. મહેનત, પ્રામાણિકતા એ મૂળ આપણી પેઢીના વારસાઈ ગુણો છે એ નવી પેઢીમાં આવે એની સાથે સાથે પ્રગતિ થાય તે માટે તમો પણ સમાજને ખૂબ આપો છો. તમારો વતન પ્રેમ... મારે ગર્વ સાથે કહેવું જોઈએ કે તમે ગમે ત્યાં વસતા હશો, ગમે તેટલા વર્ષોથી વસતા હશો પણ આષાઢી બીજ આવે તેથી તમારા મનમાં કચ્છ અવશ્ય ખુલે છે અને એવા સુંદર મજાના આ સમારંભમાં સમાજના એક કાર્યકર્તા તરીકે આપ સૌએ મને હેત પૂર્વક યાદ કર્યો, મારું બહુમાન કર્યું, આપની સાથે બે વાત મને કરવા માટેની મોજ આપી તે માટે આપ સૌનો અંતઃકરણપૂર્વક આભાર...

ભારત માતાકી જય






|| सनातन परमो धर्म ||

# શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ

## સનાતની શૌર્ય અને ગૌરવનું નિમંત્રણ




**10-14 May, 2023**







## નિમંત્રક
### સનાતની શતાબ્દી મહોત્સવ આયોજન સમિતિ

શ્રી અખિલ ભારતીય
કચ્છ કડવા પાટીદાર સમાજ
યુવાસંઘ - મહિલાસંઘ

પાટીદાર વિદ્યાર્થી ભવન, નખત્રાણા, જિલ્લો કચ્છ -ભુજ : ૩૭૦૬૧૫ •
મહામંત્રીશ્રી પુરસોતમ ભગત : 98245 33100 • મંત્રીશ્રી મોહન ધોળુ : 98250 73158







શ્રી ગણેશાય નમઃ

સનાતની અસ્તિત્વનો ઉત્સવ એટલે

# સનાતની શતાબ્દી મહોત્સવ

સનાતની અસ્તિત્વ માટે સો વર્ષ પહેલા
કરાંચી ખાતે પરિષદના માધ્યમથી શરૂ થયેલી સનાતની જયોતની ગૌરવપૂર્ણ
શૌર્યયાત્રા આજે વિરાટ મશાલ બની છે અને તેનો કેસરીયો પ્રકાશ
કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં સનાતની તેજ સ્વરુપે ઝળહળી રહ્યો છે.

આ ગૌરવપ્રદ ક્ષણોના વધામણા કરવાનો રુડો અવસર સમાજના આંગણે આવ્યો છે. જેમાં
સમાજની વર્તમાન અને ભાવિ પેઢીને એક છત્ર હેઠળ ભેગા કરી સામાજીક ભાવનાને બળવતર બનાવી
સનાતની સંસ્કરણને સુદ્રઢ કરવા શ્રીસમાજનુ છઠુ અધિવેશન (સનાતની), યુવાસંઘ સ્વર્ણિમ ઉત્સવ
તેમજ મહિલાસંઘ રજત જયંતિ પર્વ નિમિતે
આ ત્રિવિધ મહોત્સવ થકી નિષ્ઠાપૂર્વક પ્રયાસ કરવા જઈ રહ્યા છીએ.
આ સાથે જ્ઞાતિમાં સમયોચિત ધારાધોરણ અને રીત રીવાજોમાં સમયની માંગ પ્રમાણે સમૂહ ચિંતન કરી
જરૂરી સુધારાને નિર્દેશ કરતા જ્ઞાતિના છઠ્ઠા અધિવેશનની સાથે સનાતની
શંખનાદથી જયઘોષ કરી પાંચ દિવસીય વૈવિધ્યપૂર્ણ સામાજીક,
સાંસ્કૃતિક કાર્યક્રમના સાક્ષી બનવા...

## આપને શ્રીસમાજ વતી ભાવભર્યું નિમંત્રણ પાઠવીએ છીએ.

**અબજીભાઈ કાનાણી**
પ્રમુખશ્રી,

**પુરષોત્તમભાઈ ભગત**
મહામંત્રીશ્રી,

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ

**ગોપાલભાઈ ભાવાણી**
ચેરમેનશ્રી,
સનાતની શતાબ્દી મહોત્સવ આયોજન સમિતિ

## સનાતની શતાબ્દી મહોત્સવ

શુભારંભ • પ્રથમ દિન • તા.10/05/2023 • બપોરે 3.30 થી શોભાયાત્રા

દેવાશીષ હોસ્પિટલ થી શ્રીસમાજની [25] ઝોન સમાજ/રીજીયનની
ઝાંખી દર્શન સાથે ભવ્ય, અલૌકિક સનાતની શોભાયાત્રાને
દાતાશ્રી દ્વારા પ્રસ્થાન કરાવાશે.
જે મહોત્સવ પટાંગણમાં સાંજે 6.30 કલાકે
આગમન સ્વાગત અને વધામણા કરી,
સાંજે 7.00 થી
**સનાતની શંખનાદ** કરવા માં આવશે..

**પટેલ ચંદ્રકાંત કાંતિલાલ છાભૈયા**

BCom, CA, DISA, LLB



પ્રકાશન દિનાંક: વિ. સં. (કારતક) 2080 શ્રાવણ વદ 1 મંગળવાર

Date : 20-Aug-2024




# "સનાતની સદીનું સફરનામું"

## અર્ક


એક શોષિત, વંચિત, ગરીબ, અભણ અને લાચાર જ્ઞાતિનો ૫૫૦+ વર્ષથી ચાલતા સંઘર્ષનો છેલ્લી સદીમાં કરેલ અકલ્પનીય કાયાપલટ. કાળો કેર રૂપી વિધર્મનો સદંતર ત્યાગ કરવાથી આજે સુખ, વિકાસ, પ્રગતિ અને સમૃદ્ધિના શિખરો આંબતી કચ્છ કડવા પાટીદાર સનાતન જ્ઞાતિનો ગરિમામય ઇતિહાસ જે ખૂબ જ ગૌરવ પૂર્ણ, મર્મસભર અને પ્રેરણાદાયી છે.

૫૦૦+ વર્ષો સુધી વિધર્મ પાળતી કોઈ જ્ઞાતિએ એ વિધર્મ સામે લડીને સ્વબળે પુનઃ સનાતન ધર્મમાં ઘરવાપસી કરી હોય, ઇતિહાસમાં એવો દાખલો કદાચ આ એકમાત્ર છે.

એમના ઘરવાપસીના આ રોમાંચક સફરની છેલ્લી સદીની યાત્રાની વિશેષતાઓના દર્શન આ લેખ માધ્યમથી આપને કરવાનો પ્રયત્ન કરે છે. સાથે-સાથે, આ સફરમાં આવતા પડાવો, વળાંકો, મીલના પથ્થરો (Milestone), અવરોધો તથા સફળતાઓ અને તેની પાછળના કારણો પર પણ નજર કરતા જઈશું.


## સફરના પડવો



## 1. પૂર્વભૂમિકા

સદગુણોથી અલંકૃત, નિર્મળ અંતઃકરણ, ઉદારતા અને દયાભાવને ખરા અર્થમાં જીવનમાં ઉતારી પોતાની મસ્ત ખુમારીમાં રહેનારી કુર્મી ક્ષત્રિય કુળના ભવિષ્ય ઉપર દુર્ભાગ્યે કાળાં વાદળાં ઘેરાઈ ગયાં. "જો આપણે કોઈનું ખરાબ નહીં કરીએ, તો આપણું પણ કોઈ ખરાબ નહીં કરે" આ સૂત્રમાં માનનારી કચ્છ કડવા પાટીદાર સનાતન જ્ઞાતિની આજથી લગભગ 500+ વર્ષો પહેલાંની વાત છે. નિર્મળ અંતઃકરણના કારણે અજ્ઞાનતા અને કપટ ન ઓળખી શક્યા અને કોઈ બાવાની ચમત્કારિક વાતોથી અંજાઈને પોતાના મહાન પૂર્વજોનો સનાતન ધર્મ છોડીને ઇસ્લામ ધર્મની રાહ પર ચાલતા થઈ ગયા. એ રાહનું નામ છે સતપંથ.

ઇતિહાસકારો, સરકારી દસ્તાવેજો, કોર્ટના ચુકાદાઓ, ઇસ્લામ તથા હિન્દુ ધર્મના દસ્તાવેજો, વિશ્વકોષ, સંશોધનકારો, યુનિવર્સિટીઓ વગેરે અને જ્ઞાતિનો ઇતિહાસ જણાવે છે કે, મૂળ ઈરાનના ઇસ્લામ ધર્મનો પ્રચાર કરનાર પરિવારમાંથી આવનાર **ઈમામુદ્દીન અબ્દુર રહીમ સૈયદ ઉર્ફે ઈમામશાહ ઉર્ફે હંસતેજ મહારાજે, હિન્દુઓને છેતરીને ઇસ્લામ તરફ વાળવાનો રસ્તો સહેલો બનાવવા માટે ઇસ્લામની એક ઘાતક રણનીતિ જેણે "અલ-તાકીયા" કહેવામાં આવે છે, એનો પાટીદારોના એક વર્ગ સામે ખૂબ જ મોટે પાયે દુરુપયોગ કર્યો.**

હિન્દુઓને મુસલમાન બનાવવા માટે ઇસ્લામના પ્રચારકો સામે આવતી અડચણોને દૂર કરવા હિન્દુ ભગવાન વિષ્ણુનો ભ્રષ્ટ દશાવતાર ગ્રંથ રચી જ્ઞાતિને દુર્દશાની પરાકાષ્ઠા સુધી ધકેલી દીધી. જેના વિષે આ લેખમાં ટૂંકમાં જણાવેલ છે. આ અંગે સંપૂર્ણ જાણકારી, શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ, નખત્રાણા દ્વારા પ્રકાશિત "ઘરવાપસી" નામના પુસ્તકમાં આપેલ છે, જેનું વિમોચન દિનાંક 14-May-2023ના, જ્ઞાતિનું પહેલું સનાતની અધિવેશનમાં કરવામાં આવ્યું. એ પુસ્તકને આ લિન્ક https://abkkpsamaj.org/gharwaapsi/ પર ઓનલાઇન પણ વાંચી શકો છો. તેમજ સમાજ દ્વારા પ્રકાશિત  મહત્વની પુસ્તકો આ લિંક https://abkkpsamaj.org/books/ પર ઓનલાઈન વાંચી શકો છો.

જ્યારે કચ્છ કડવા પાટીદાર સનાતન જ્ઞાતિ આ સમયે "સનાતની શતાબ્દી મહોત્સવ" ખૂબ હર્ષ અને ઉલ્લાસથી મનાવી રહી છે, ત્યારે એ એમના પૂર્વજોએ એમને આપેલ અમૂલ્ય વિરાસતની કેવી અમૂલ્ય કિંમત છે એ સમજવા માટે, આ પ્રસંગના અનુરૂપ, ઇતિહાસના અમુક જરૂરી પાનાઓમાં નોંધાયેલી મહત્વની વાતો પર ટૂંકમાં આછેરી નજર કરીશું.

એક પ્રશ્ન છે કે, જ્યારે તમારો દુશ્મન તમારાથી અનેક ઘણો મોટી સંખ્યામાં અને શક્તિશાળી હોય અને તમે એને સીધી લડાઈમાં કોઈ દિવસ હરાવી શકવાની સ્થિતિમાં ન હો, ત્યારે તમે શું કરી શકો?

લડાઈની રણનીતિઓના જાણકારોનું કહેવું છે કે, આવી પરિસ્થિતિમાં એક રણનીતિ અપનાવવામાં આવે છે, જેં "વિચારધારાનો વિનાશ" કહેવામાં આવે છે. યુદ્ધની આ એવી સર્વોચ્ચ કળા છે, કે જેમાં યુદ્ધ લડ્યા વગર જ તમે લડાઈ જીતી જાઓ. તમારો દુશ્મન તમારી ચાલને ઓળખવાનું તો દૂર એના બદલે એ સામે ચાલીને પોતે તમારી વાતોને ખુશી ખુશી સ્વીકારતો જાય.

સૈયદ ઈમામુદ્દીન, ઉર્ફે ઈમામશાહ બાવા, ઉર્ફે હંસતેજ મહારાજ (તાકીયા વડે સૈયદ ઈમામશાહનું હાલ નવું નામ હંસતેજ રાખવામાં આવ્યું છે), સામે પણ એમના શિકાર એવા હિન્દુ ધર્મ પાળતા કડવા પાટીદારો હતા. એમના ઉપર જીત મેળવી એમને ધીમે-ધીમે મુસલમાન બનાવવા માટે ઈમામશાહે પણ "વિચારધારાનો વિનાશ"ની રણનીતિ અપનાવી. ("વિચારધારાનો વિનાશ" રણનીતિ કેવી રીતે કામ કરે, એના અંગે વાંચો "ઘરવાપસી" પુસ્તક – પેજ 48, પોઈન્ટ 17)

**<u>કોઈ પણ વિચારધારાનો વિનાશ (Ideological Subversion) કરવા માટે મુખ્ય ચાર (4) તબક્કાઓ હોય છે;</u>**

| ક્ર. | તબક્કાઓ | સ્થિતિ |
|---|---|---|
| 1) | નિરાશા ફેલાવવી | |
| 2) | અસ્થિરતા લાવવી | |
| 3) | કટોકટી ઊભી કરવી | આ તબક્કા પછી જ્ઞાતિમાં વિનાશનો સડો પૂરી રીતે ફેલાઈ જાય અને અસ્તિત્વ બાબતે જ્ઞાતિ મૃત્યુના મુખમાં પહોંચી જાય. |
| 4) | નવી વિચારધારા (ઈસ્લામ) પ્રસ્થાપિત કરવી | |

**નોંધ:** આ ચાર તબક્કાઓ વારંવાર આપણે આ લેખમાં જોઈશું. માટે આ મુદ્દો ખાસ ધ્યાને રાખવા વિનંતી.

**<u>પહેલા ૨૫૦ વર્ષો સુધી એકધારા અત્યાચારો:</u>** ચમત્કારો, અંધશ્રદ્ધા અને બનાવટી શાસ્ત્રોના જોરે, સૈયદ ઈમામશાહ ઉર્ફે હંસતેજ મહારાજ કડવા પાટીદારોને સતપંથ ધર્મ તરફ આકર્ષિત કરવામાં સફળ થયા. એમના પૂર્વજોની વિચારધારાનો વિનાશ કરવામાં આવ્યો. વિચારધારાનો વિનાશ થયાના પરિણામે આ લોકો સૌથી પહેલાં પોતાનો મહાન સનાતન હિન્દુ ધર્મથી વિમુખ થયા. છેતરામણીના કારણે ઈમામશાહ ઉર્ફે હંસતેજ દ્વારા પ્રચારિત, ઇસ્લામ ધર્મના એક પંથ એટલે કે સતપંથને કલિયુગનો સાચો સનાતન ધર્મ માની લીધો. પરિણામે મહેસાણા, ઊંઝા અને મધ્ય ગુજરાત જેવા ફળદ્રુપ પ્રદેશને છોડી, ખેતી પ્રધાન આ જ્ઞાતિને, કચ્છના સુકા વેરાણ રણ તરફ પલાયન કરવું પડ્યું. કચ્છમાં વસવાટ કર્યા બાદ લગભગ ૨૫૦ વર્ષો સુધી જ્ઞાતિ પર કાલિયગુણ સાચા/સત્ય ધર્મના નામે ખૂબ અત્યાચારો કરવામાં આવ્યા. આ બનાવટી ધર્મને કલિયુગનો સાચો/સત્ય ધર્મ માનીને ખુશી ખુશી એ તમામ અત્યાચારો સહતા રહ્યા.

**<u>૧૮૩૨નો કાળો ઠરાવ:</u>** વિ. સં. 1832 પોષ વદ 13, શુક્રવાર એટલે દિનાંક 19-Jan-1776નો એ કાળો ઠરાવ જેના થકી જ્ઞાતિના હિન્દુ મૂળિયાં કાપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. જેમાં જ્ઞાતિના વહીવંચા (એટલે હિન્દુ વંશની યાદી – વંશાવલી નોંધનાર) ને જ્ઞાતિમાંથી રજા આપવામાં આવી. તેમજ બ્રાહ્મણોના હસ્તે કોઈ પણ ધાર્મિક કર્મકાંડ ન કરવાનો આદેશ આપવામાં આવ્યો. આ ઠરાવના કારણે લગ્નો હવે નિકાહ પદ્ધતિથી અને મૃત્યુ બાદ દફન વિધિ જેવી ઇસ્લામી વિધિઓ જ્ઞાતિમાં ઘર કરી ગઈ. પરિણામે જ્ઞાતિ સંપૂર્ણ રીતે મુસલમાન થવાના રસ્તા પર ખૂબ આગળ વધી ગઈ.

## 2. કૃષ્ણ જન્માષ્ટમી – હિન્દુ મૂળ પકડી રાખ્યું

આ દરમ્યાન અમુક સમય અંતરે પોતાના હિન્દુ મૂળને ટકાવવા માટે ત્રુટક-ત્રુટક પ્રયત્નો થતા રહ્યા. જેમાં સંવત 1684 એટલે ઈ. સ. વર્ષ 1628ના અરસામાં જ્ઞાતિના આગેવાન વડીલ શ્રી વિશ્રામબાપા નાકરાણી દ્વારા જ્ઞાતિ પાસેથી બે વચનો લેવામાં આવ્યા. પહેલું હતું કે જ્ઞાતિએ કોઈ પણ કિંમતે કૃષ્ણ જન્માષ્ટમી મનાવવાનું છોડવું નહીં અને બીજું હતું માસ-મદિરાનું સેવન કરવું નહીં. વધુ માહિતી માટે જુઓ ઘરવાપસી પુસ્તક પેજ 126, પોઈન્ટ 94 થી શરૂ થતા મુદ્દાઓ.

## 3. વિદ્રોહનું પહેલું બ્યૂગલ – કેશરા પરમેશ્વરાની ટીમની ચળવળ

ત્યાર બાદ નેત્રા ગામના "નરવીર" કેશરા પરમેશ્વરાએ સનાતન ધર્મ અંગે ખૂબ સારી જાગૃતિ ફેલાવી. એમને વિક્રમ સંવત 1909 વૈશાખ સુદ 5, શુક્રવાર દિનાંક 13-May-1853ના જ્ઞાતિના પહેલા હિન્દુ મંદિર એટલે કે સ્વામિનારાયણ મંદિરની પ્રાણ-પ્રતિષ્ઠા કરાવી. એમને એકલા હાથે, સતપંથ સામે ખુલ્લો પડકાર મૂકવાની હિંમત કરી. સતપંથીઓ તરફથી સનાતન ધર્મ ત્યાગનાર લોકોને ધમકીઓ મળવા લાગી. એમના પારિવારિક જીવનને ખતમ કરવા અને હેરાન કરવા હેતુ એમના લગ્ન સંબંધો પણ તોડવામાં પણ આવ્યા. તેમ છતાં લોકો સતપંથ છોડી સનાતન ધર્મ સ્વીકારવા લાગ્યા.



**સમાજ સુધારક**
**કેસરા પરમેશ્વરા**

જ્ઞાતિને પાછા સનાતન ધર્મમાં વાળવા, એટલે કે જ્ઞાતિનું ઘરવાપસી કરાવવામાં, આ તમામ પ્રયત્નોનો બહુ જ મોટો ફાળો રહ્યો. પણ એ પૂરતા નહોતા. એનો પ્રભાવ ક્ષેત્ર સીમિત રહ્યો. મોટે પાયે જ્ઞાતિ દિવસો દિવસ અંધકાર સમ વિધર્મમાં ફસાતી ગઈ. જેમાં એમનું ખૂબ શોષણ કરવામાં આવતું જેમાં આર્થિક અને માનસિક શોષણ મુખ્ય થતું.

## 4. ધાર્મિક દૃષ્ટિએ જ્ઞાતિ મૃત્યુના મુખમાં – કટોકટીની ભયાનક પરિસ્થિતિ

ધીમે-ધીમે જ્ઞાતિ સંપૂર્ણ મુસલમાન બનવા તરફ આગળ વધી રહી હતી. શોષણ અને દબાણની અંદર શ્વાસ લેનાર વ્યક્તિ સમજતો હોય તો પણ કોઈનો વિરોધ કરવાની પરિસ્થિતિમાં ન હતો. ધર્મ પરિવર્તનની કટોકટીની એ પરિસ્થિતિ એવી ભયાનક હતી કે આજે પણ એનું વર્ણન કરતી વખતે મારો હાથ કાંપી રહ્યો છે અને શરીરમાં ધ્રુજારી છૂટે છે. જેમના ઉપર આ વીત્યું હશે એમને શું-શું સહન કરવું પડ્યું હશે એ વિચાર માત્રથી હૃદય બેસી જાય.

ભાવાત્મક દૃષ્ટિથી વાત કરીએ તો એમ કહી શકાય કે, અંધારું ઘેરાયું હતું અને ભયની છાયા પ્રસરી હતી. દરેક ચહેરાઓ પર હતાશા અને નિરાશા મઢેલી હતી. રાત્રિનું ભયાનક મૌન ઘેરાયેલું હતું. વિધિની ક્રૂર રમતને સહન કરતી વૃદ્ધોની આંખોમાં વ્યથા ઠલવાતી હતી. અસહાય માતાપિતાને પોતાના ભૂખના માર્યા નાનાં બાળકોના ઉપર વહાલનો હાથ ફેરવવાની પીડા કરતાં નરકની યાતના સારી લાગતી. આ કાળજંપી નઝારો અને અધોગતિના આંધળા વાવાઝોડાએ જીવનને નરકથી પણ બદત્તર બનાવી દીધું હતું. (ઘરવાપસી – પેજ 142 – પોઈન્ટ 119)

**<u>આ કટોકટીની સ્થિતિના લક્ષણો તો જુઓ કેવા ભયાનક હતા..</u>**

1) પૂર્વજોનો સાચો હિન્દુ સનાતન ધર્મ છૂટી ગયો.

2) શિક્ષણથી વિમુખ કરી દેવામાં આવ્યા. ભાગ્યેજ કોઈ છોકરાને ભણવા મળતું.

3) "હજરત મૌલા અલી" ઉર્ફે "નિષ્કલંકી નારાયણ"ને ઇષ્ટદેવ તરીકે માનવા લાગ્યા.

4) ઇસ્લામી કલમાઓનું પઠન પાઠન થતું.

5) ધાર્મિક ભજનો-ગીતોમાં મુસલમાનોના ગુણગાન ગવાતા - જેણે ગીનાન કહેવામાં આવે છે.

6) નમાજ પઢવામાં આવતી અને અલ્લાહનું નામ લેવામાં આવતું.

7) કુરાનને માનવા લાગ્યા હતા.

8) કબરને ધોઈને એ મેલ પરથી બનાવવામાં આવેલ પાવળ / નૂર / અમીની ગોળીનું પાણી પીવું ફરજિયાત હતું.

9) **જીવન શૈલી:** કોઈ વ્યક્તિને મળીએ ત્યારે, "રામરામ" જેવી હિન્દુ પ્રથાની જગ્યાએ.. "હે જિંદા.. કાયમ પાયા / પીરશાહ" એવા મુસલમાની શબ્દોથી એકબીજાને અભિવાદન[74] કરવાની જીવન શૈલી અપનાવી લીધી હતી.

10) **પીર શાહનો જાપ:** હિન્દુ દેવોની માળાની જગ્યાએ "પીર શાહ", "પીર શાહ"ની માળા કરવામાં આવતી.

11) મુસલમાનોની જેમ દફન વિધિ કરવામાં આવતી.

12) સૈયદોને હરિવંશી (વિષ્ણુનો વંશ) બ્રાહ્મણ / હુસૈની બ્રાહ્મણ ગણવામાં આવતા.

13) ધર્મગુરુઓ તરીકે મુસલમાન સૈયદો હતા.

14) સૈયદોનું એંઠું એટલે પ્રસાદી ગણવામાં આવતી.

15) **ધાર્મિક 'કર'ના નામે લૂંટ:** ધર્મના પ્રચાર પ્રસારના નામે, દસોંદ, લાગાઓ જેવા ધાર્મિક કરના પૈસા ફરજિયાત આપવા પડતા. પૈસા ન હોય તો ઉધાર લો, મિલકત વેચો, મહાજન પાસે મિલકત ગીરવી રાખો, ગમે તે કરો પણ પૈસાઓ આપવા જ પડે. મરણ પછી દાડાનું જમણ કરવું જ પડે, નહીં તો આત્માને સ્વર્ગ નહીં મળે, એવો ડર બેસાડવામાં આવેલ હતો.

16) **કાકા અને મુખીઓની જુલમી સત્તા:** પીરાણાના કાકા અને મુખીઓનું એક હથ્થું જબરદસ્ત શાસન હતું, જેનો વિરોધ કરવાની કોઈની હિંમત ન થતી.

17) **અનેક અત્યાચારો:** આર્થિક શોષણ, દમન જેવા, કહી ન શકાય અને સહી ન શકાય એવા અનેક પ્રકારના અત્યાચારો કરવામાં આવતા, જે તમે સમજી જશો. કારણકે બધાજ અત્યાચારો વિષે લખવામાં કે બોલવામાં આવતું ન હોય. તેના માટે વિવેક બુદ્ધિ અને કલ્પના શક્તિની જરૂર પડે.

18) **અન્ય હિન્દુ સમાજો દૂરી જાળવવા લાગ્યા:** સતપંથ એક મુસલમાન ધર્મ હોવાના કારણે, અન્ય હિન્દુ જ્ઞાતિઓ કણબીઓને પોતાનાથી દુર રાખતા. એમને પીવાનું પાણી પણ ઉપરથી આપવાનો વ્યવહાર કરતા.

19) **મરણ તુલ્ય દુર્દશા:** પીરાણા સતપંથને લઈને જ્ઞાતિની એવી અધોગતિ થઈ ગઈ કે ગરીબ જ્ઞાતિજનો મરણતુલ્ય દુર્દશા ભોગવી રહ્યા હતા. ભોળા જ્ઞાતિ ભાઈઓને પાયમાલ કરીને એમના માટે ભૂખે મારવાનો વારો આવી ગયો હતો. **"કણબી પશુ ન માનવી"** એવી કહેવત પ્રચલિત થઈ ગઈ હતી.

20) **ઇસ્લામ સંપૂર્ણ રીતે છવાઈ ગયું:** જ્ઞાતિના માનસ-પટલ પર ઇસ્લામ છવાઈ ગયું હતું. મોટા ભાગના લોકો એને ગૌરવભેર સ્વીકારી લીધું હતું.

21) **જ્ઞાતિની ઓળખ મોમના/મુમના મુસલમાન તરીકે થઈ ગઈ હતી.**

22) **ફક્ત નામ બદલવાનું બાકી રહી ગયું હતું:** આ બધા લક્ષણો જોશો, તો તમને ખ્યાલ આવશે કે મુસલમાન બનવામાં ફકત જાહેરમાં મુસલમાની નામ રાખવાનું જ બાકી રહી ગયું હતું. બીજું લગભગ બધું જ મુસલમાનોનું અપનાવી લીધું હતું.

ટૂંકમાં એમ કહી શકાય કે, ઉપર જણાવેલ જ્ઞાતિના લક્ષણો દર્શાવે છે કે, એક તરફ કાકા/મુખી અને બીજી તરફ સૈયદ રૂપી જડબાં વાળા **મૃત્યુના મુખમાં જ્ઞાતિ ફસાઈ ગઈ હતી** (હિન્દુઓની દૃષ્ટિથી). કોઈ કાળે મૃત્યુના મુખમાંથી છૂટી ન શકાય, એવી પરિસ્થિતિમાં જ્ઞાતિ પહોંચી ગઈ હતી. ફરીથી યાદ આપવું કે આ અંગે વિસ્તૃત માહિતી, સંદર્ભો સાથે, ઘરવાપસી પુસ્તકમાં આપેલ છે જ, ઇચ્છુક વ્યક્તિ જરૂર એક વાત એને વાંચી લે એવી વિનંતી.

**આ દયનીય પરિસ્થિતિનું વર્ણન નારાયણ રામજી લીંબાણીના શબ્દોમાં:** ક. ક. પા. જ્ઞાતિના મહાન આદ્ય સુધારક શ્રી નારાયણ રામજી લીંબાણીએ પોતાની જ્ઞાતિની આ દયનીય પરિસ્થિતિનું વર્ણન કરવા જે શબ્દો વાપર્યા છે એ પણ ઘણું બધુ કહી જાય છે. જે નીચે મુજબ છે.

> **"સ્વાર્થી આગેવાનોએ જુલ્મી સત્તા ચલાવી કચ્છી કણબી કોમને તદ્દન નામર્દ કરી નાખી. કચ્છની કણબી જ્ઞાતિનું હીર અને વીરત્વને બાળીને નપુંસક જેવી દશામાં આખી જ્ઞાતિને ગુલામગીરીમાં રખડતી રઝળતી કરી મૂકવાનો દોષ કહેવાતા આગેવાનોનો છે".**

**જ્ઞાતિ મુસલમાન બનવાની અણીએ:** આ લેખની શરૂઆતમાં "વિચારધારાનો વિનાશ"ની રણનીતિ મારફતે ધર્મ પરિવર્તન કેવી રીતે થાય એનો ઉલ્લેખ કરેલ હતો. આ તબક્કે એ રણનીતિની જ્ઞાતિ પર કેટલી અસર થઈ એ જોઈશું.

**વિચારધારાનો વિનાશ (Ideological Subversion) ના મુખ્ય ચાર (4) તબક્કાઓ**

| ક્ર. | તબક્કાઓ | સ્થિતિ |
|---|---|---|
| 1) | નિરાશા ફેલાવવી | સડો ફેલાઈ ગયો - સનાતન પ્રત્યે સંપૂર્ણ નિરાશા હતી |
| 2) | અસ્થિરતા લાવવી | સડો ફેલાઈ ગયો – ધાર્મિક બાબતે સંપૂર્ણ અસમંજશ્ય હતું |
| 3) | કટોકટી ઊભી કરવી | સડો ફેલાઈ ગયો – જ્ઞાતિનું અસ્તિત્વ કટોકટીમાં હતું |
| 4) | નવી વિચારધારા (ઈસ્લામ) પ્રસ્થાપિત | **માત્ર સંપૂર્ણ મુસલમાન જાહેર થવું બાકી હતું.** |

## 5. જ્ઞાતિના સુવર્ણ કાળની શરૂઆત

**<u>મૃત્યુના મુખમાંથી બહાર:</u>** આપણે જોયું કે જ્ઞાતિની હાલત દિવસો દિવસ ખરાબ થતી ગઈ. જ્ઞાતિ છોડી બીજે જવાનો કોઈની પાસે વિકલ્પ નહોતો. માટે, સમજુ લોકો પણ, મોઢું બંધ રાખી, માથું નીચું કરી ચૂપચાપ બધુ સહન કરતા હતા. આ બધું ચાલ્યું આજથી લગભગ 100 વર્ષ પહેલાં સુધી. આજથી લગભગ 100 વર્ષ પહેલાં એટલે કે શતાબ્દી પહેલાં જ્ઞાતિમાં સનાતન ધર્મની જાગૃતિની બહુજ મોટી ચળવળ શરૂ થઈ. જેના મીઠા ફળો આજે જ્ઞાતિજન માણી રહ્યા છે.

## 6. સનાતની સદીની સફરની શરૂઆત

**<u>જ્ઞાતિના નાયકો:</u>** કચ્છ કડવા પાટીદાર સનાતન જ્ઞાતિના સુવર્ણકાળના ઉદયનો આ સમય હતો. ખરા અર્થમાં અહીંથી જ્ઞાતિનો સ્વમાન અને ગૌરવનો ઇતિહાસ શરૂ થાય છે, જેમાં જ્ઞાતિના મહાન નાયકો એટલે

1. શ્રી નારાયણ રામજી લીંબાણી
2. શ્રી રતનશી ખીમજી ખેતાણી
3. ગુરુ સંત શ્રી ઓધવરામ મહારાજનું

અમૂલ્ય યોગદાન રહ્યું. જેમનું ઋણ જ્ઞાતિ કોઈ દિવસ ચૂકવી નહીં શકે.

**<u>જાગૃતિ – નારાયણ રામજી લીંબાણીની ટીમની ચળવળ:</u>** કેશરા બાપા પછી સનાતન ધર્મની મોહિમ સ્થગિત થઈ ગઈ હતી. નારાયણ રામજી લીંબાણી (નારાયણ બાપા) એ એમની ભરયુવાનીના દિવસોમાં સનાતન ધર્મ જાગૃતિની મશાલ નવેસરથી જગાડી અને જ્ઞાતિના જન-મન સુધી સનાતન ધર્મ જાગૃતિના અજવાળાં પહોંચાડ્યાં.



**આદ્ય સમાજ સુધારક**
**નારાયણજી રામજી લીંબાણી**

**<u>મનમાં લાગી આવ્યું:</u>** મુંબઈ-વડગાદીમાં એક ભાઈ, શેઠ કેશવજી દામજીના મકાનના કામ માટે નારાયણ બાપાની ભલામણ કરવા કચ્છી ભાઈ શ્રીયુત ગોપાલભાઈએ હસી-મજાકમાં કહેલ શબ્દો નારાયણ બાપાને હાડોહાડ લાગી ગયા. કચ્છી ભાષાના એ શબ્દોનો ગુજરાતી અનુવાદ છે કે;

> **"એ દેખાય છે હિન્દુ જેવા પણ ધર્મમાં તો એ બહુ કાફર છે – ન એ હિન્દુ ને ન એ મુસલમાન. એ લોકોમાં મરે ત્યારે દફનાવે અને પરણે ત્યારે દુઆ પઢે."**

આ સાંભળીને નારાયણ બાપાને થયું કે.. "અમે કડવા પાટીદાર કણબીઓ શ્રી રામચંદ્રજીના પ્રતાપી વંશના ક્ષત્રિઓ છીએ. છતાં આ લોકો અમારી આટલી બધી નિંદા તે શા માટે કરતા હશે?" એ દિવસથી નારાયણ બાપાને સત્ય શોધવાની બહુજ ચપટી લાગી.

**<u>હિન્દુ ધર્મનું જ્ઞાન લીધું:</u>** પીરાણા સતપંથને જાણવા માટે તેનું સાહિત્ય બારીકાઈથી વાંચવા લાગ્યા. ફુરસદ મેળવી માધવબાગ, આર્યસમાજ મંદિર તેમજ હીરાબાગ જેવાં મુંબઈનાં જાહેર સભાસ્થળોમાં, જ્યાં-જ્યાં ધાર્મિક વ્યાખ્યાનો થતાં હોય, તેમજ જ્યાં-જ્યાં પ્રખ્યાત વક્તાઓના ધર્મવિચારો જાણવાના પ્રસંગ મળતા હોય, ત્યાં-ત્યાં નારાયણ બાપા તેનો નિયમિત લાભ લેતા.

**<u>દેહશુદ્ધિ:</u>** નાશિક - ત્ર્યંબકેશ્વરના તીર્થ સ્થાને, ગોદાવરી નદીના કિનારે, વિક્રમ સંવત 1964 જેઠ સુદ 5, ગુરુવાર, દિનાંક 04-Jun-1908ના દિને, વિદ્વાન બ્રાહ્મણો દ્વારા વૈદિક વિધિથી નારાયણ બાપા અને એમના અન્ય 6 મિત્રો (એમ કૂલ 7 મિત્રો)એ, દેહશુદ્ધિ-પ્રાયશ્ચિત કરાવીને જનોઈ ધારણ કરી. આવું જ્ઞાતિમાં પહેલીવાર બન્યું જે એક ઐતિહાસિક ઘટના છે.

**<u>સગાં-સંબંધી-મિત્રોને જ્ઞાતિ બહાર મૂક્યા:</u>** દેહશુદ્ધિ કરાવી એટલે જ્યાં-જ્યાં નારાયણ બાપા અને એમના મિત્રોના સગાંસંબંધીઓ હતાં, ત્યાં-ત્યાં ફરમાનો મોકલી, એમના બધા પરિવાર – કુટુંબીઓ – પિતૃપક્ષી – માતૃપક્ષી, બંધુવર્ગ, સ્નેહીવર્ગ અને એમની સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ-સંસર્ગ રાખનારા સહુ કોઈને, એક સપાટે જ્ઞાતિ બહાર કરી દેવાનો હુકુમ પીરાણા સતપંથના એજંટો એવા ગેઢેરાઓએ બહાર પાડ્યો.

**<u>યુવક મંડળોની સ્થાપના:</u>** અધોગતિમાં પડેલી, મા સમાન, જ્ઞાતિને દુઃખ અને પીડાઓથી મુક્ત કરવા, પીરાણા સતપંથ સામે નારાયણ બાપાએ રણશિંગું ફૂંક્યું. માત્ર ધોરણ પાંચ સુધી ભણેલા હોવા છતાં, એમને જાગૃતિનું એવું જોરદાર વાવાઝોડું ચલાવ્યું કે, એમના પ્રયત્નોની કદર રૂપે એમને “જ્ઞાતિના આદ્ય સુધારક” કહેવામાં આવ્યા. સતપંથના ભાઈઓ સાથે ઉઠવા-બેસવા, ચર્ચા કરવા, એમને સમજાવવા, એક ઉપાયના રૂપે “કચ્છ કડવા પાટીદાર યુવક મંડળ” (યુવક મંડળ)ની સ્થાપના વર્ષ 1918માં કરવામાં આવી. મુંબઈ યુવક મંડળના પગલે-પગલે કરાચી, વિરાણી મોટી અને નખત્રાણામાં પણ યુવક મંડળોની સ્થાપના થઈ. આ યુવક મંડળોએ જ્ઞાતિ સુધારની જબરદસ્ત મોહિમ ચલાવી. જેથી સતપંથ ધર્મ બાબતે આખી જ્ઞાતિ જાગૃત થઈ ગઈ.

**<u>રતનશી ખીમજી ખેતાણીનો સાથ:</u>** યુવક મંડળના આરંભ કાળથી જ ઘણી સંગીન સેવા, નારાયણ રામજીનો જમણો હાથ ગણાતા શ્રી રતનશીભાઈ ખીમજી ખેતાણીએ ભજવી. જેના થકી સતપંથના ભાઈઓને સમજાવી ધીરે ધીરે સુધારના માર્ગ ઉપર લઈ આવી શકાય. રતનશીભાઈ એક “વીર જ્ઞાતિ સેવક” હતા. એ વિષે આગળના પ્રકરણમાં વધુ જાણકારી આપેલ છે.

**<u>ત્રણ જ્ઞાતિ પરિષદો ભરી:</u>** સતપંથમાંથી જ્ઞાતિને છોડાવવા માટે, કરાચી ખાતે 1920માં પહેલી જ્ઞાતિ પરિષદ ભરવામાં આવી. જ્ઞાતિની બીજી પરિષદ, પણ કરાચી ખાતે 1922માં ભરવામાં આવી. બીજી બેઠકની સફળતા બાદ 1924માં ઘાટકોપર – મુંબઈ ખાતે ત્રીજી પરિષદ ભરવામાં આવી. આ પરિષદમાં, સનાતનીઓના ઘણા આગેવાનો અને અન્ય જ્ઞાતિથી આવેલા મહેમાનોના અસરકારક પ્રવચનો થકી પરિષદને સફળ બનાવી.

**<u>ગામે ગામ જાગૃતિ:</u>** કચ્છ દયાપર ગામના લોકોએ દેહશુદ્ધિ કરાવીને નારાયણ બાપાને સાથ આપ્યો. તેવીજ રીતે કચ્છ પાનેલી ગામની બહેનોએ પણ ખાસ આગેવાની લઈને નારાયણ બાપા સાથે જોડાયા. તેમાંય ખાસ કંકુબાઈનો કિસ્સો ખુબજ પ્રેરણાદાયી અને ગૌરવ આપનારો રહ્યો. તેવીજ રીતે મુંબઈ-ઘાટકોપરમાં પણ અનેક લોકોએ દેહશુદ્ધિ કરાવી. થોડા સમયમાં કરાચી અને રવાપર ગામના લોકો પણ જોડાયા. આવી રીતે સેંકડો લોકોએ દેહશુદ્ધિ કરાવી.

**<u>પીરાણાની પોલ:</u>** જાગૃતિ માટે અનેક સાહિત્યો પણ સમયાંતરે છપાવ્યા. જેમાં પીરાણા સતપંથની પોલ પુસ્તક પાયામાં રહ્યું. આ પુસ્તક કોઈ સામાન્ય પુસ્તક નહોતું પણ વાસ્તવમાં એ સતપંથના છુપા ભેદોને સવિસ્તાર, મુદ્દાસર હકીકત, ગુજરાતી ભાષામાં દુનિયા સામે લાવનાર આ પહેલું પુસ્તક છે. આ પુસ્તકને વિશ્વના પ્રખ્યાત સંશોધનકારો અને પી.એચ.ડી. ડૉક્ટર ડિગ્રી આપતી દેશ-વિદેશની વિશ્વવિદ્યાલયો (યુનિવર્સિટીઓ) આધારભૂત માને છે.

**<u>અભિયાનની જ્ઞાતિ ઉપર અસર:</u>** નારાયણ રામજીએ સતપંથની પોલ ખોલીને જ્ઞાતિમાં ખૂબજ મોટી જાગૃતિ લાવ્યા. મુસલમાન ધર્મ હોવા છતાં છેતરામણીના કારણે સતપંથને સાચો હિન્દુ ધર્મ માનનારા લોકોની આંખો ખોલવામાં તેઓ સફળ રહ્યા. જેનાથી જ્ઞાતિમાં સતપંથ વિરુદ્ધ એક જબરદસ્ત જાગૃતિ અને સુધારાની લહેર ઉપડી. એના ખૂબ સારાં પરિણામો આગળ આવ્યાં.

**<u>મૂંઝવણ દૂર કરીને મક્કમતા આપી:</u>** સામાન્ય અનુયાયી અંધશ્રદ્ધા, અજ્ઞાનતા અને ધર્માંધતાના કારણે ચમત્કારોની માયાજાળથી ઉત્પન્ન મૂંઝવણમાં ફસાઈ જાય અને કોઈ દિવસ છૂટી ન શકે. નારાયણ રામજી સતપંથના અનુયાયીઓમાં થી આ મૂંઝવણને દૂર કરવામાં ખુબજ સફળ રહ્યા. જેની જ્ઞાતિ ઉપર ખૂબ સારી અસર પડી અને મોહિમને મક્કમતા મળી.

**<u>પીરાણાના કાકા અને સૈયદોનો ડર ભગાડયો:</u>** સતપંથના વિરુદ્ધ કોઈ જરાપણ ઘસાતું બોલે અથવા સનાતન તરફી કોઈ વાત કરે તો તેને દબાવવા તેને દંડ ફટકારવામાં આવતો અને જ્ઞાતિ બહાર મૂકી દેવામાં આવતું. એ વ્યક્તિના સગાં વહાલાં, પરિવારજનો, કુટુંબીઓ વગેરેને પણ અસહ્ય ત્રાસ ભોગવવો પડતો. આવા પ્રહારોના કારણે લોકો સતપંથની સામે કે સનાતનની તરફેણમાં કંઈ કરી શકતા નહીં. પણ નારાયણ રામજી અને એમની ટીમે જ્ઞાતિ બહાર રહીને જે દાખલો આપ્યો એના કારણે ડરનો માહોલ ઘણો હળવો થઈ ગયો. જેના કારણે સતપંથના સામે અવાજ ઉપાડવાની લોકોમાં હિંમત આવી.

**<u>સનાતનીઓએ સંગઠિત થઈ અવાજ બુલંદ કર્યો:</u>** નારાયણ રામજીએ યુવકમંડળોની રચના કરી અને જાહેર સભાઓ તેમજ પરિષદો ભરીને સનાતની અવાજને તાકાત આપી. કરાચીમાં લાયબ્રેરી સ્થાપીને લોકોના મનમાં એવો સનાતની વિશ્વાસ ભરી દીધો કે સતપંથના ખોટા બચાવ કરવા વાળાઓની બનાવટી વાતો સામે પુરાવાઓ વાળી સજ્જડ માહિતીઓની ઢાલ બનાવી દીધી.

એમાં કોઈ બે મત નથી કે, સેંકડો વર્ષોથી સતપંથ બાબતે સૂતેલી જ્ઞાતિને જાગૃત કરવામાં નારાયણ રામજી ગજબના સફળ રહ્યા. લોકોના મનમાં પેસેલી અંધશ્રદ્ધા, અજ્ઞાનતા અને ધર્માંધતાને દૂર કરી ચમત્કારોની માયાજાળને તોડવામાં ખુબજ સફળ રહ્યા. જેથી જાહેરમાં સતપંથ સામે બોલવાની લોકોમાં હિંમત આવી.

એમના જીવનના અંતિમ સંદેશમાં, અંગત વેરઝેરથી પર થઈને, એમના પ્રતિપક્ષ ટીમ માટે ઉચ્ચારેલા શબ્દો "છતાં ઉદ્દેશ સાચો છે, માટે તેનો આખરી વિજય છે" થી નારાયણ બાપાએ પોતાની એક સાચા મહાન વ્યક્તિ તરીકેની ઓળખ આપી.

ટૂંકમાં કહીએ તો, જ્ઞાતિ જે ગતિથી અધોગતિ તરફ ખાઈમાં ઊંડે ધસતી જતી હતી, એ ગતિ ઉપર બ્રેક લગાડવામાં નારાયણ બાપાને બહુ મોટી સફળતા મળી.

## 7. ધર્મ પરિવર્તનમાં સફળતા – રતનશી ખીમજી ખેતાણીની ટીમની ચળવળ

રતનશી ખીમજી ખેતાણી એક જબરદસ્ત વક્તા હતા. એમની વાણીમાં બહુ મોટો પ્રભાવ હતો. પીરાણાના કાકા અને સૈયદો તેમજ એમના એજન્ટ તરીકે કામ કરતા ગેઢેરાઓ, મુખીઓ અને પટેલોના અત્યાચારોની બીના જ્યારે લોકો સામે મૂકતા, ત્યારે લોકો મંત્રમુગ્ધ થઈને સાંભળતા અને તેમનાં હૃદય પીગળી જતાં. સતપંથ એ હિન્દુ ધર્મ નથી પણ મુસલમાન ધર્મ છે એ વાતને દાખલાઓ આપીને સમજાવવાની એમની શૈલી બહુ પ્રભાવશાળી હતી. સાથે તેઓ જમીની કાર્યકર્તાઓ સાથે સીધા જોડાયેલા હોવાના કારણે, તેમને મોહિમ સામે આવતી તકલીફો અને મુશ્કેલીઓની સચોટ જાણકારી રહેતી.



**સનાતની ક્રાંતિરત્ન**
**રતનશી ખીમજી ખેતાણી**

નારાયણ રામજીથી જુદા પડીને, સંત ઓધવરામ મહારાજના માર્ગદર્શનમાં એમણે જ્ઞાતિમાં ઇષ્ટદેવ તરીકે ભગવાન લક્ષ્મીનારાયણને પ્રસ્થાપિત કર્યા. સનાતન ધર્મની ઢીલી પડતી મોહિમને પુનર્જીવિત કરી. કચ્છ તેમજ ગુજરાતના કંપા વિસ્તારમાં ભગવાન લક્ષ્મીનારાયણનો ખૂબ પ્રચાર કર્યો. મોહિમની શરૂઆતના લગભગ 65 જેટલા મંદિરો ઊભા

કરવામાં તેમનો સિંહ ફાળો રહ્યો છે. મંદિરના ઉદ્ઘાટન પહેલાં માર્ગદર્શન આપવા અને કામ ઉપર નજર રાખવા, જરૂરિયાત પ્રમાણે, લાંબો સમય પણ ફાળવતા. પોતાની અંગત સ્થાવર મિલકતો વેચીને પણ મંદિરો માટે બહુ મોટું આર્થિક યોગદાન પૂરું પાડતા.

સંત ઓધવરામ મહારાજના માર્ગદર્શનમાં એમણે જે ધર્મ પરિવર્તનનો પાયો નાખ્યો એ દિવસોદિવસ મજબૂત થતો ગયો. આજે એક અંદાજ પ્રમાણે 95%થી વધારે જ્ઞાતિ જનો ધીરે ધીરે સતપંથના ચુંગાલથી નીકળી સનાતની બની ગયા છે.

**સંત ઓધવરામ મહારાજ અને ભગવાન લક્ષ્મીનારાયણ - મોહિમને જીવનદાન મળ્યું:** સનાતન ધર્મની રાહથી ભટકેલી (એટલે કે સતપંથ ધર્મ પાળનારી) કણબી (ક. ક. પા.) જ્ઞાતિને સાચા સનાતન ધર્મના રસ્તા પર લાવવા પોતાના ગુરુ શ્રી લાલરામજી મહારાજને આપેલ વચન પૂરતી માટે સંત ઓધવરામજી મહારાજ પ્રયત્નશીલ હતા. એ સમય ગાળામાં એમનો ભેટો વડીલશ્રી રતનશી ખીમજી ખેતાણી સાથે થયો. તે વખતે સનાતન જાગૃતિની પડી ભાંગેલી મોહિમને પુનઃ જીવંત કરવા હેતુ સંત ઓધવરામ મહારાજની દિશા સૂચન પ્રમાણે રતનશીબાપાએ કાર્ય કર્યું. વડીલ રતનશી બાપાને સંત શ્રી ઓધવરામ મહારાજ ઉપર અતૂટ શ્રદ્ધા અને વિશ્વાસ બેઠો. એમને પૂરે પૂરી ખાતરી થઈ ગઈ કે જો જ્ઞાતિ સુધારના કામને સફળ બનાવવું હશે, તો સંત ઓધવરામ મહારાજના બતાવેલ રસ્તા પર આગળ વધવું પડશે.


સંત ઓધવરામ મહારાજ


સંત દયાલરામજી

સંત ઓધવરામ મહારાજે ભગવાન લક્ષ્મીનારાયણને જ્ઞાતિના ઇષ્ટદેવ તરીકે અપનાવવાની સલાહ આપી. આ ઉપાય એટલો સચોટ હતો કે જ્ઞાતિનો સામાન્ય વર્ગ એને સહેલાઈથી અનુસરી શકતો હતો. પીરાણા સતપંથને સંપૂર્ણ રીતે ત્યાગી, મનથી ભગવાન લક્ષ્મીનારાયણ પ્રત્યે શુદ્ધ ભાવના હોવી જોઈએ એજ એક શરત હતી. આટલું કરવાથી માણસ સનાતની બની શકતો હતો. આ ઉપાય થકી ભવિષ્યમાં આ જ્ઞાતિ ધર્મના ખોટા વાડામાં ફસાય નહીં, કોઈ ખોટા ધર્મગુરુના રવાડે ચડે નહીં અને સનાતન ધર્મના મૂળ પાયામાં રહીને સનાતન હિન્દુ ધર્મના વિશાળ વટવૃક્ષની છાયા સદાય એના પર રહે, એવો આ રસ્તો હતો.

સંત ઓધવરામના માર્ગદર્શન પ્રમાણે ગુજરાતના બોરડીટીંબા (કેશરપુરા)માં જ્ઞાતિનું પહેલું લક્ષ્મીનારાયણ મંદિર ઊભું કરવામાં આવ્યું અને ત્યાર બાદ કચ્છ ખાતેનું પહેલું મંદિર ગામ વિરાણી મોટીના ખાનાના મુખ્ય હોલની અંદર ભગવાન લક્ષ્મીનારાયણનું મંદિર ઊભું કરવામાં આવ્યું. વિરાણી મોટીનું ભગવાન લક્ષ્મીનારાયણ મંદિર ઊભું થવું એ કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના ઇતિહાસનું એક ટર્નિંગ પોઈન્ટ (Turning Point) હતો, એટલે કે ઇતિહાસને એક નવો વળાંક આપનાર હતું. આ મંદિરની ખાસિયત એ છે કે એને સતપંથના ખાનાના મુખ્ય હોલની અંદર ઊભું કરવામાં આવ્યું છે. ખાનાનો મુખ્ય હોલ એટલે કે જાણે (દા.ત.) મસ્જિદના મુખ્ય હોલની અંદર. મંદિરનો પ્રત્યક્ષ આકાર ભલે એક નાનું દેરું જેટલું છે, પણ એની પાછળનો સંદેશ જ્ઞાતિમાં મજબૂત પાયો નાખીને પ્રસરી ગયેલ ઇસ્લામી માન્યતા અને શ્રદ્ધાને જડમૂળથી ઉખાડી નાખવાનો છે. આ રણનીતિ સંત ઓધવરામ મહારાજે આપી હતી. પીરાણા સતપંથનો હાડ ગાળી નાખે એવો મજબૂત શિકંજો હતો તે વખતે. ત્યારે એમના ઘરમાં એટલે કે ખાનામાં એમના જાની દુશ્મન એવા વિધર્મીઓના ભગવાનનું સ્થાનક ઊભું કેમ થયું હશે, એ ગહન વિચાર માંગી લે એવી વાત છે. એ હોલમાં એક બાજુ ઈમામશાહ બાવાનો પાટ રહેતો હતો

અને બીજી બાજુ ભગવાન લક્ષ્મીનારાયણનું મંદિર. અને એમ નહીં કે ઈમામશાહ બાવાના ગુણગાન ગાઈને ભોળવી / ફોસલાવીને મંદિર ઊભું કરી દીધું હોય. બાવાનો વિરોધ કરી રીતસરના (કોર્ટ સુધી) ઝઘડાઓ કરીને લક્ષ્મીનારાયણ મંદિરને ખાનામાં ઘૂસાડી દીધું. આજે એ ખાનામાં હવે ઈમામશાહ કે સતપંથનું કઈં રહ્યું નથી. ધીરે-ધીરે આખું ગામ સતપંથ છોડી સનાતની બની ગયું છે.

આવી રીતે વિરાણી મોટીના લક્ષ્મીનારાયણ મંદિર ઊભું કરવા પાછળ સંત ઓધવરામ મહારાજે આપેલ રણનીતિની સફળતાની ખૂબ ઊંડી અને સારી અસર આ મોહિમ ઉપર પડી. આ રણનીતિ પ્રમાણે ગામેગામ ખાનાને લક્ષ્મીનારાયણ મંદિરમાં ફેરવવાના પ્રયાસો થવા લાગ્યા. જ્યાં શક્યતા ઓછી હતી, ત્યાં ખાનાની બાજુમાં અથવા તેની સામે ભગવાન લક્ષ્મીનારાયણની પાનમૂર્તિ રાખીને મંદિરો ઊભાં કર્યાં.

આમતો જ્ઞાતિને ઘણા સાધુ સંતોનું યોગદાન સમય-સમય પર મળતું રહ્યું છે. પણ તેમાંથી મુખ્ય નોંધપાત્ર યોગદાન નીચે જણાવેલ સંતોનું હતું. સંત દયાલરામજી, સંત શાંતિરામજી, સંત વાલરામજી તેમજ પાંડુરંગ શાસ્ત્રીજીનો પણ ખૂબ મોટો ફાળો રહ્યો છે.

**રતનશી ખીમજી સામે સૌથી કઠિન કામ:** રતનશી ખીમજીને જ્ઞાતિનું ધર્મ પરિવર્તન કરાવવાનો શ્રેય આપવા પાછળનું કારણ છે કે એમને ધર્મ પરિવર્તનના કાર્યનો સહુથી મુશ્કેલ પડાવ પાર કરાવ્યો હતો. સતપંથ ધર્મ છોડી દો કહેવું સહેલું છે, પણ વાસ્તવમાં ધર્મ છોડવો એ એટલુંજ જટિલ કાર્ય છે. લોકો સમજી ગયા હતા કે પીરાણા સતપંથમાં તેઓ ફસાઈ ગયા છે, પણ પોતે છૂટી શકતા નહોતા. ઉપરથી સતપંથના ગેઢેરાઓ અને મુખીઓનું જ્ઞાતિ ઉપર સાણસા જેવી પકડ અને જબરદસ્ત દબાણ. એવી પરિસ્થિતિમાં લોકોને સતપંથ સામે ઊભા કરવાં અને મુસલમાન સતપંથ ધર્મસ્થાનોને હિન્દુ મંદિરમાં ફેરવી નાખવા માટે તૈયાર કરવા જેવા અકલ્પનીય અને અશક્ય કામ, રતનશી બાપાએ કર્યા.

એમના આ મોહિમને સફળ બનાવવા માટે કેટકેટલા અને કેવા-કેવા પ્રકારના ભોગો આપવા પડ્યા હશે એની કલ્પના પણ આપણે આજે કરી શકતા નથી. પૈસા પણ પાણીના જેમ વહાવ્યા. આજના માપદંડ પ્રમાણે હજારો કરોડોની પોતાની અંગત મિલકત વેચીને જ્ઞાતિના મંદિરો માટે આર્થિક યોગદાન આપ્યું. પોતાનો ધીકતો ધંધો નોકરોને ભરોસે છોડી મહિનાઓ સુધી સતત કચ્છમાં અને ગુજરાતમાં રહી ભગવાન લક્ષ્મીનારાયણનો પ્રચાર કર્યો. ધાક ધમકીઓ સાથે, અનેકો અપમાનો, બદનામીઓ, સાચા-ખોટા આરોપો પણ સહ્યા હશે.

**સનાતની સમાજની સ્થાપના:** રતનશી બાપાની સાથે નથુ નાનજીનું નામ પણ જોડેલું છે. નથુ નાનજીનું રતનશી ખીમજીની ટીમ સાથે જોડાવાથી પ્રચાર કાર્યને ખૂબ વેગ મળ્યો. તેઓ એક પ્રભાવશાળી વક્તા હતા અને પીરાણા સતપંથ છોડવા માટે લોકોને ખૂબ સારી રીતે પ્રેરિત કરી શકતા હતા. એક અંદાજ પ્રમાણે વર્ષ 1938ના અરસામાં કચ્છ કડવા પાટીદાર સનાતની સમાજ, રતનશીબાપાના પ્રમુખ પદે ઊભી કરવામાં આવી, જેમાં નથુ નાનજી સ્થાપક મહામંત્રી બન્યા. એમના જોડાવાથી સનાતન સમાજ અને ભગવાન લક્ષ્મીનારાયણના મંદિરો ઊભા કરવાની મોહિમને અનેરો વેગ આપીને એક મુખ્ય ભૂમિકા ભજવી. જેટલી સહેલાઈથી આ વાક્ય બોલી શકાય, એમનું કામ એટલુંજ અઘરું અને ભોગ માંગી લે તેવું હતું.

**જ્ઞાતિનો મૂળભૂત પાયો નાખવો:** આ દોરમાં રતનશી ખીમજીની ટીમ દ્વારા જ્ઞાતિ કાયમી રીતે પોતાના પગ ઉપર મજબૂતીથી ઊભી રહે એ હેતુ થી ચાર પાયાઓ નાખવામાં આવ્યા.

1. **ધર્મ –** ઇષ્ટદેવ તરીકે લક્ષ્મીનારાયણ ભગવાન આપી લોકોને સનાતન ધર્મ સાથે જોડ્યા
2. **સમાજ વ્યવસ્થા –** સનાતનીઓને સંગઠિત કરવા
3. **ઉમિયા માતાજી વાંઢાય મંદિરની સ્થાપના –** મૂળ હિન્દુ કડવા પાટીદાર જ્ઞાતિ સાથે જોડવા
4. **શિક્ષણ –** વિદ્યાર્થી છાત્રાલય બનાવવા માટે હમેશા પ્રયત્નશીલ રહ્યા અને સંત ઓધવરામ મહારાજના સૂચન પ્રમાણે ધનસુરા ખાતે જ્ઞાતિનું પહેલું છાત્રાલય બનાવ્યું.

**<u>સતપંથની સત્તા તોડી:</u>** સમાજ વ્યવસ્થા ઊભી કરવાથી સામાન્ય માણસ પણ સંગઠિત અને શક્તિશાળી બન્યો. તેમજ સતપંથના ગેઢેરાઓને (સત્તા ધારી) દિવસે તારા બતાડી શકવાની પરિસ્થિતિમાં હતો. પીરાણા સતપંથ પોતાની ઓરંગઝેબી-સત્તા ગેઢેરાઓના માધ્યમથી ચલાવતું. પણ એક વખત ગેઢેરાઓ ગયા એટલે પીરાણા સતપંથની સત્તા પણ ગઈ.

## 8. અલગ સનાતની જ્ઞાતિનો જન્મ અને વિકાસની સફર "વિચારધારાના વિનાશ"ની રણનીતિ તોડી પાડી

અહીંથી, સનાતનીઓની પોતાની અલગ જ્ઞાતિ શરૂ થઈ. પીરાણા સતપંથથી જુદા પડ્યા બાદ સનાતનીઓ હવે પોતાના નિર્ણયો પોતાના હિસાબે જાહેરમાં લેવા લાગ્યા. સામાજિક રીતે એમની સભાઓ પણ અલગ-અલગ થવા લાગી. પીરાણા સતપંથના નીતિનિયમો અને આદેશોનું પાલન કરવું એમના પર બંધનકર્તા ન રહ્યું. એમના લગ્ન સંબંધો સનાતની જ્ઞાતિની અંદર થવા લાગ્યા.

**<u>સનાતન ધર્મ મળ્યો એટલે પ્રગતિ થઈ:</u>** આ મોહિમના કારણે જ્ઞાતિ પાસેથી છીનવાયેલો પૂર્વજોનો સનાતન ધર્મ એને પાછો મળ્યો. સતપંથના માધ્યમથી જ્ઞાતિની મૂળ વિચારધારાનો વિનાશ જે કરવામાં આવ્યો હતો, એ મૂળ સનાતની વિચારધારા પાછી પ્રસ્થાપિત કરવામાં સફળતા મળી. એટલે ટૂંકમાં જ્ઞાતિને સનાતન ધર્મ મળ્યો.

આ લેખની શરૂઆતમાં આપણે જોયું કે "વિચારધારાના વિનાશ" પદ્ધતિના માધ્યમથી જ્ઞાતિનું નુકસાન કરવામાં આવ્યું હતું. એ નુકસાનને વિરુદ્ધ સનાતની સમાજ ઊભો તો થઈ ચૂક્યો હતો પણ એને મજબૂત કરવાનો સમય પાકી ગયો. જ્ઞાતિનું ધર્મ પરિવર્તન થયા બાદ, સનાતનીઓએ પોતાની ઘરવાપસી ટકાવી રાખવા તેમજ જ્ઞાતિ અને સમાજના વિકાસ માટે સમય-સમય પર અનેકો આયામમાં (Multi–Dimensional) કામ કર્યા.

**<u>જ્ઞાતિના રીતરિવાજો:</u>** સેંકડો વર્ષોથી જ્ઞાતિ મુસલમાન રીત-રિવાજો અને પરંપરાઓ પાળતી આવતી હતી. સનાતનમાં આવ્યા બાદ કયા રીતરિવાજો અને પરંપરાઓ પાળવી? એ એક મોટો પ્રશ્ન હતો. જ્ઞાતિમાં સમાન રીતરિવાજો અને પરંપરાઓ હોવી ખૂબ જરૂરી હતું, જેથી કરીને જ્ઞાતિ એક તાંતણે બંધાય, તેમજ જ્ઞાતિમાં એકવાયકતા આવે. વાંઢાય ખાતે દિનાંક 01-Oct-1944ના પણ પહેલી વાર જ્ઞાતિના રીતરિવાજો પસાર કરવામાં આવ્યા. ઇતિહાસ બતાવે છે કે જ્ઞાતિમાં બીમારી રૂપ પ્રસારેલ અંધશ્રદ્ધા, વહેમ, કુરિવાજ, કુપ્રથા, ધર્માંધતાને સદાય માટે દૂર કરવામાં જ્ઞાતિ રીતરિવાજો ખૂબ મહત્વના નીવડ્યા.

**<u>જ્ઞાતિ અધિવેશન:</u>** કેન્દ્રીય સમાજે આજ સુધી 5 જ્ઞાતિ (સતપંથ સાથે સંયુક્ત) અધિવેશનો યોજેલ છે. (નારાયણ રામજીના દોરમાં યોજાયેલ 3 જ્ઞાતિ પરિષદો ઉપરાંત). વર્ષ 1960, 1977, 1985, 1993 અને વર્ષ 2010માં પાંચમું અધિવેશન. આ તમામ અધિવેશનોમાં જ્ઞાતિના રીતરિવાજો પસાર કરવામાં આવ્યા. એમાં કલમ 18 અને 19 એ બહુ ક્રાંતિકારી કલમો હતી જેના કારણે જ્ઞાતિમાં સતપંથ બાબતે લોકોમાં ખૂબ જાગૃતિ આવી. આવા અધિવેશનો થકી જ્ઞાતિના નિયમોમાં જરૂરી ફેરફારો કરવામાં આવે અને જ્ઞાતિની સમસ્યાઓ ઉપર યોગ્ય નિર્ણયો લેવામાં આવે. આ એક એવી જબરદસ્ત વ્યવસ્થા છે, કે જે જ્ઞાતિ ઉપર થતા પ્રત્યક્ષ અને પરોક્ષ પ્રહારો, કમીઓ અને ખામીઓથી સુરક્ષિત રાખે છે.

**<u>છાત્રાલય/બોર્ડિંગની શરૂઆત:</u>** વાંઢાયમાં ક. ક. પા. જ્ઞાતિના બાળકો માટે અતિ નાના પાયા પર સર્વ પ્રથમ એવી બોર્ડિંગની સ્થાપના કરી. ત્યાર બાદ ગુજરાતમાં વસતા જ્ઞાતિના ભાઈઓએ ધનસુરા મુકામે મોટા પાયા ઉપર બોર્ડિંગની સ્થાપના કરી. કચ્છ ખાતે નખત્રાણા, ભુજ અને માંડવી વિસ્તારમાં પણ છાત્રાલયો શરૂ કરવામાં આવ્યા.

**સંસ્થાઓ અને સગવડો:** આના માટે સામાજિક સંસ્થાઓ અને સગવડો ઊભી કરવી જરૂરી હતી. થોડા સમયમાં જ ભુજ અને માંડવીમાં સમાજ વાડી ઊભી કરવા માટે કામ શરૂ થયું. નખત્રાણા છાત્રાલય માટે જમીન ખરીદીને ત્યાં છાત્રાલય માટે એક મોટું ભવ્ય સંકૂલ બનાવવામાં આવ્યું. નખત્રાણામાં આ વિશાળ છાત્રાલયનું ઉદ્ઘાટન દિનાંક 11-May-1960ના દિવસે થયું.

**શૈક્ષણિક ધોરણે પ્રગતિ:** ગામેગામ બાલમંદિરો અને પ્રાથમિક શાળાઓ ઊભા કરવાના કાર્યને વેગ મળ્યો. વર્ષ 1967-68માં ભુજ સમાજવાડીના 4 રૂમ હોસ્ટેલ માટે ફાળવીને ત્યાં હોસ્ટેલ ચાલુ કરવામાં આવી. વર્ષ 1981માં ભુજ ખાતે કન્યા કેળવણી માટે સમાજવાડીની અંદર જ કન્યાઓ માટે વ્યવસ્થા શરૂ કરવામાં આવી. વર્ષ 2002માં કન્યા છાત્રાલયની અંદર રહેતી દીકરીઓ માટે ઇન-હાઉસ (અંદર જ) ધોરણ 8, 9 અને 10 માટે, ઉચ્ચ વિદ્યાલય શરૂ કરવામાં આવી. ત્યાર બાદ કોલેજના ધોરણ 11 અને 12 આર્ટસ અને કોમર્સ કોર્સ ચાલુ કરવામાં આવ્યા. દિનાંક 28-Apr-1993ના સમાજના ચતુર્થ અધિવેશન વખતે નખત્રાણા ખાતે કન્યા છાત્રાલય શરૂ કરવામાં આવી. દિનાંક 17-Apr-1994ના “નાનજી વિરજી ધોળુ વિદ્યાર્થી છાત્રાલય” નામથી માંડવીમાં છાત્રાલય શરૂ કરવામાં આવી. દિનાંક 02-May-2007ના લખુ વિરજી ધોળુવિદ્યાર્થી હોસ્ટેલ – માંડવી, કુમાર છાત્રાલય શરૂ કરવામાં આવી.

ગુજરાતમાં આણંદ શહેરની બાજુમાં શિક્ષણની ખૂબ સારી સગવડોવાળું વલ્લભ વિદ્યાનગર શહેર છે. વર્ષ 1988માં ભાડાના મકાનમાં પ્રાયોગિક ધોરણે હોસ્ટેલ ચાલુ કરવામાં આવી. ત્યાર બાદ દિનાંક 29-Jan-1995ના પોતાની માલિકીના મકાનમાં હોસ્ટેલ શરૂ થઈ. ત્યાર બાદ વર્ષ 04-May-2015ના નવું મકાન બનાવવામાં આવ્યું. વૈશ્વિક સ્પર્ધાના યુગમાં વૈશ્વિક સ્તરનું શિક્ષણ આપવા જૂન 2007ના વલથાણ, સુરત ખાતે એક સ્કૂલ ચાલુ કરવામાં આવી. કચ્છ વિદ્યા પ્રતિષ્ઠાન દ્વારા નખત્રાણામાં GMDC કોલેજ ચલાવવામાં આવતી હતી. એ કોલેજને દિનાંક 07-Aug-2009થી સમાજે પોતાના નિયંત્રણમાં લીધી. તેવીજ રીતે વર્ષ 2024થી અમદાવાદ ખાતે વિદ્યાર્થી હોસ્ટેલ સુવિધા ઉલબ્ધ કરવામાં આવી રહી છે.

**વૈધકીય પ્રવૃત્તિ:** વર્ષ 2005થી નખત્રાણા ખાતે દેવાશિષ હોસ્પિટલ શરૂ કરવામાં આવી છે. વર્ષ 1977માં જ્ઞાતિનું બીજું અધિવેશન નખત્રાણા ખાતે યોજાયેલ હતું. જે પશ્ચિમ કચ્છ માટે આશીર્વાદ રૂપ છે. કેન્દ્રીય સમાજ દ્વારા આફતમાં ઉપયોગી અને આરોગ્ય માટે સર્જીકલ હોસ્પિટલ નખત્રાણામાં બને એ માટેનો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

**સંગઠનનો પાયો - સમાજવાડીઓ:** સમાજનો વ્યાપ વધે અને સમાજના સભ્યોને સુવિધા મળે તે માટે કેન્દ્રીય સમાજે, સમય સમય પર, નખત્રાણા, ભુજ, માંડવી, ગાંધીધામ, અમદાવાદ મિલકતો વસાવેલ છે. ભવિષ્યના પ્રકલ્પો માટે, ભુજ ખાતે સમાજે દિનાંક 18-Jun-2021ના નવી જમીન ખરીદી. કચ્છ, કંપા અને ભારત ભરમાં જ્યાં જ્યાં જ્ઞાતિ વસે છે, ત્યાં ત્યાં સમાજો ઊભી થઈ છે અને તેમાં મોટે ભાગે સમાજવાડીઓ પણ ઊભી કરવામાં આવી છે. આજે લગભગ 450 જેટલી સમાજો કેન્દ્રીય સમાજ સાથે રજિસ્ટર્ડ છે. તે ઉપરાંત નાની-નાની સમાજો પણ ચાલે છે. ક. ક. પા. સનાતન જ્ઞાતિ માટે સમાજવાડીઓ સમાજની કરોડરજ્જુ છે. સમાજવાડી ઉપર સમાજના સંગઠનનો આધાર હોય છે. ભારતભરમાં સમાજો અને સમાજવાડીઓનું નેટવર્ક એટલું જબરદસ્ત ઊભું થયું છે કે કોઈ પણ માણસને જ્યારે જરૂર પડે, ત્યારે નજીકની સમાજમાંથી કોઈ ને કોઈ વ્યક્તિ સહાયતા માટે પળભરમાં પહોંચી આવે છે. આ ક. ક. પા. સનાતન જ્ઞાતિની તાકાત છે.

**ધાર્મિક સંગઠન:** ધાર્મિક ક્ષેત્રે જ્ઞાતિમાં પ્રગતિ થાય એ માટે, જ્ઞાતિના લગભગ તમામ ગામોમાં સ્થાનિક સમાજો દ્વારા, સમય-સમય પર, લક્ષ્મીનારાયણ મંદિરો અને ઉમિયા માતાજીના મંદિરો ઊભા કરવામાં આવ્યાં. એક અંદાજ પ્રમાણે ભારત ભરમાં લગભગ 250 જેટલા લક્ષ્મીનારાયણ અને ઉમિયા માતાજીના મંદિરો સનાતની જ્ઞાતિ ચલાવી રહી છે. એ ઉપરાંત સનાતની જ્ઞાતિના તમામ લક્ષ્મીનારાયણ મંદિરોને એક સૂત્રે બાંધવા દિનાંક 11-May-2011ના સંસ્કાર ધામ ઊભું કરવામાં આવ્યું. લક્ષ્મીનારાયણ ભગવાન અને વાંઢાયના ઇતિહાસની આગાઉ વાત જણાવેલ વાતો તો આપશ્રીને ધ્યાને હશે જ.

**<u>સમૂહ લગ્નની શરૂઆત:</u>** લગ્ન પ્રસંગ વખતે દેખાદેખીથી થતા ખોટા ખર્ચાઓમાંથી બચાવવા અને એ રીતે સમાજને આર્થિક બોજામાંથી રાહત આપવા માટે સમૂહ લગ્નોનું આયોજન શરૂ કરવાનો નિર્ણય વર્ષ 1977ના જ્ઞાતિ અધિવેશનમાં લેવામાં આવ્યો. જ્ઞાતિમાં આર્થિક શિસ્ત (અનુશાસન) લાવવા બાબતે બહુજ મહત્વનું પગલું છે.

**<u>ન્યાય સમિતિ:</u>** આગાઉ જણાવ્યા પ્રમાણે રતનશી ખીમજીના દોર વખતે, સમાજ વ્યવસ્થાઓ ઊભી કરીને સતપંથના ગેઢેરાઓનું રાજ મોટે ભાગે ખતમ કરી નાખ્યું હતું. પણ એક બાબત હજી બાકી હતી. એ હતી છૂટાછેડાની બાબત. આ અંગે પણ સતપંથના ગેઢેરાઓની સત્તાને ખતમ કરવા, સંપૂર્ણ લોકતાંત્રિક પદ્ધતિ અનુસાર, કેન્દ્રીય સમાજે લેખિત નિયમો સાથેની ન્યાય સમિતિની રચના દિનાંક 15-Sep-1985ના કરી. જેથી જુલ્મી ગેઢેરાઓની સત્તાનો કાયમી અંત આવ્યો.

**<u>કલ્યાણકારી યોજનાઓ</u>**: સનાતન સમાજમાં આજે નાની મોટી કલ્યાણકારી યોજનાઓ ચાલી રહી છે. જેમ કે નિરાધાર સહાય યોજના, વિદ્યાર્થી સહાય યોજના, પ્રમુખશ્રી રાહત નિધિ, ઘર-ઘર સુધી પહોંચનાર યુવા સુરક્ષા કવચ (YSK) યોજના.

**<u>યુવાસંઘ:</u>** કેન્દ્ર સમાજની સ્થાપના પછી યુવાઓનું સંગઠન ઊભું થવું એ સૌથી મહત્વનું પગલું હતું. આ બાબતે કોલકાતાના યુવાનોએ આગેવાની લીધી. વર્ષ 1972થી સંગઠન બનાવવાની ગતિવિધિ શરૂ થઈ અને વર્ષ 1977માં જ્ઞાતિના તમામ યુવક મંડળોને એક સૂત્રે બાંધતું યુવાસંઘ નામનું સંગઠન અમલમાં આવ્યું.

**<u>ક્રાંતિ દળ:</u>** સમાજના ભોળા અને નબળા લોકો ઉપર અન્ય જ્ઞાતિઓ અને મેલી મુરાદ વાળા સરકારી અધિકારીઓ દ્વારા થતી કનડગતનો સામનો કરવા, યુવાનો સંગઠિત થઈ, સમાજ વિરોધી પરિબળોને એમની યોગ્ય જગ્યા બતાવવા માટે વર્ષ 1991માં આ સંગઠન ઊભું થયું. જેનાથી જ્ઞાતિ જનોને રક્ષણ મળ્યું.

**<u>મહિલા સંઘ:</u>** વર્ષ 1997માં મહિલા સંઘની રચના કરવામાં આવી. આ સંગઠનની રચનાથી સમાજ સંગઠનના ત્રણે પાસાંઓની સંરચનાનું કામ પૂરું થયું. સમાજના બે હાથ, એક યુવાઓ અને બીજો મહિલાઓ. આ બે હાથનું સમાજ સાથે સંગઠિત થવાથી સમાજની શક્તિ અનેક ઘણી વધી ગઈ.

**<u>ઝોન વ્યવસ્થા:</u>** ભારતભરના વિવિધ સ્થળોમાં ધંધાર્થે પથરાયેલી જ્ઞાતિનું માત્ર એક સ્થળથી સંચાલન કરવું બહુ મુશ્કેલ ભર્યું થવા લાગ્યું. જેટલા ગામો, એટલી સમાજો કહીએ તો પણ ચાલે. સમાજનો વહીવટ સારી ઢબે ચાલે એટલા માટે વહીવટીય તંત્રમાં ધરખમ ફેરફારો કરવામાં આવ્યા. કેન્દ્ર સમાજ સાથે ભારતભરના સ્થાનિક સમાજોને જોડવા માટે, વર્ષ 2005થી ધીરે ધીરે ઝોન વ્યવસ્થા દાખલ કરવામાં આવી. આજે ભારતભરમાં દરેક સ્થાનિક સમાજોને વિસ્તાર પ્રમાણે 25 ઝોનમાં વિભાજિત કરેલ છે અને એ 25 ઝોનોને 6 ખંડમાં સમાવેશ કરેલ છે. અને એ ખંડોની ઉપર કેન્દ્રીય સમાજ છે. આ છે સનાતન સમાજનું મજબૂત જમિની સ્તર સુધી ફેલાયેલું માળખું.

**<u>સનાતનીઓની સફળતા:</u>** ઉપર જણાવ્યા પ્રમાણે અંદાજિત વર્ષ 1938ના અરસામાં જ્યારે સનાતની સમાજ ઊભી થઈ ત્યારે એના પાસે કાંઈ નહોતું. માત્ર એક નવી જ્ઞાતિ હતી. એક નવો-નવો સમાજનો માત્ર જન્મ થયો હતો. પોતાની ઓફિસ પણ નહોતી. જ્ઞાતિની આર્થિક પરિસ્થિતિ પાયમાલ હતી. તેમ છતાં ધીરે ધીરે આટલા ટૂંક સમયમાં જ્ઞાતિએ વિકાસ અને પ્રગતિની જે હરણ ફાળ ભરી છે, એ કદાચ અન્ય જ્ઞાતિઓની સરખામણીમાં બેજોડ હશે.

જેમ-જેમ લોકોને ખબર પડતી ગઈ કે સતપંથ વાસ્તવમાં હિન્દુ ધર્મ નથી પણ મુસલમાન ધર્મ છે, અને સનાતની સમાજ બધી રીતે સાચી અને વ્યવસ્થિત છે તથા ધર્મના રીતે સચોટ હિન્દુ છે, સંસ્કારોના રીતે ઉચ્ચ છે અને બધીજ સારી બાબતોમાં બહુ ચડિયાતો છે અને ખરેખર ખૂબ જ સારું કામ કરી રહ્યો છે, તેમ લોકો સતપંથ છોડતા ગયા. આવી રીતે સતપંથ છોડી સનાતનમાં ભળવાવાળા લોકોનો પ્રવાહ અવિરત ચાલુ જ રહ્યો.

## 9. વિઘ્ન – તાકીયાનો પુનઃ પ્રયોગ

**<u>સતપંથીઓમાં ફફડાટ:</u>** વર્ષ 1985ના અરસા સુધી સતપંથના અસલ ઈસ્લામી સ્વરૂપની જાણ કચ્છ કડવા પાટીદાર (ક.ક.પા.) જ્ઞાતિ એટલે કે જેમાં સનાતનીઓ અને સતપંથીઓ બંને શામેલ છે, એવા જ્ઞાતિના ઘરો ઘર સુધી પહોંચી ગઈ હતી. ઈસ્લામ ધર્મ સાથે જોડાવવામાં ક.ક.પા. જ્ઞાતિના લોકો હવે શરમની લાગણી અનુભવતા હતા. એટલે સતપંથીઓને એક એવા ઉપાયની જરૂરત હતી, કે જેના થકી લોકો મોટી સંખ્યામાં પીરાણા સતપંથ સાથે જોડાય અને તેમાં ગૌરવની લાગણી અનુભવે.

તાકીયાનો ઉપયોગ કરીને પીરાણા સતપંથમાં મુખ્ય ત્રણ પ્રકારના ફેરફારો કરવામાં આવ્યા.

1. **<u>સતપંથના શાસ્ત્રોનું ભાષાંતર:</u>** એમના શાસ્ત્રોમાં ઇસ્લામી શબ્દોનું ભાષાંતર કરીને તેની જગ્યાએ હિન્દુ શબ્દો મૂકવામાં આવ્યા. જેવી રીતે બાઇબલ કે કુરાનનું ભાષાંતર "હિન્દી" ભાષામાં તૈયાર કરેલ હોય. પહેલી નજરે લોકોને કોઈ ઇસ્લામી શબ્દો દેખાય નહીં એટલે એમને બરાબર લાગ્યું. પણ, એ શાસ્ત્રોમાં સતપંથના ઇષ્ટદેવ મૂર્તઝા અલી તાલીબ (હિન્દુ નામ – નિષ્કલંકી નારાયણ) અને આદ્ય ગુરુ સૈયદ ઈમામશાહ બાવાનું પૂજન ચાલુ રાખ્યું. માત્ર પૂજા કરવાની ભાષા બદલી. હિન્દુ નામની આડમાં એ મુસલમાન ભગવાન અને ગુરુને છુપાવી રાખ્યા.

2. **<u>હિન્દુ સાધુ સંતોનો દુરુપયોગ:</u>** હિન્દુ સાધુ સંતોનો વિશ્વાસ જીતવા માટેના પ્રયત્નો થયા. બંધ બારણે સાધુઓ પાસેથી સાંભળવામાં આવ્યા પ્રમાણે, હિન્દુ સાધુ સંતોને એવું કહેવામાં આવેલ હતું, કે સતપંથીઓ મુસલમાન ન બની જાય, એટલા માટે અમને સહયોગ કરો. અમે સતપંથીઓને હિન્દુ બનાવવા માંગીએ છીએ. જુઓ આ અમારાં ધાર્મિક પુસ્તકો જેમાંથી અમે ઈસ્લામના તત્ત્વો કાઢી નાખ્યા છે અને એમાં હવે માત્ર હિન્દુ તત્ત્વો જ છે.

3. **<u>હિન્દુ સંગઠનોનો દુરુપયોગ:</u>** હિન્દુ સાધુ સંતોને ઉપર જણાવ્યા પ્રમાણે જેવી વાત કહી એવી વાત હિન્દુ સંગઠનો જેવા કે RSS, VHP, બજરંગ દળ વગેરેને કહી. હિન્દુ સંગઠનો પણ ખુશ થયા કે મુસલમાનના ધર્મ સ્થાનને હિન્દુ ધર્મમાં ફેરવી નાખવામાં આવી રહ્યું છે.

**<u>તાકીયાનો હેતુ:</u>** આ બધા ફેરફારો તો માત્ર બાહ્ય હતા. હિન્દુઓને બતાવવા માટે. અસલી ઇસ્લામી બીજને તો છુપાવી અને બચાવી રાખવામાં આવ્યું છે. જેથી સતપંથનું અસ્તિત્વ ટકી રહે. અને જ્યારે ભવિષ્યમાં યોગ્ય સમયે, પોતે મજબૂત થાય ત્યારે સતપંથનું અસલી ઇસ્લામી રૂપ લાવી શકાય. આ છે તાકીયાનો મુખ્ય ઉદ્દેશ, જે સતપંથ માટે વાપરવામાં આવે છે.

**<u>સતપંથનું ઇસ્લામી બીજ:</u>** હિન્દુ સાધુ સંતો અને સંગઠનોએ માત્ર સતપંથના બાહ્ય આચરણો ઉપર કામ કર્યું. સતપંથના ઇસ્લામી બીજને કાઢવા ઉપર કોઈએ કામ ન કર્યું. સતપંથનું ઇસ્લામી બીજ ચાર વસ્તુઓમાં છે, જેના નિકળલવાથી સતપંથ ઇસ્લામ મુક્ત થઈ શકે.

1. સતપંથના શાસ્ત્રો
2. નિષ્કલંકી નારાયણ
3. ઈમામશાહ ઉર્ફે હંસતેજ
4. પિરાણાનું સ્થાનક

**<u>ફેરફારોની અસર:</u>** ઉપર જણાવેલ ત્રણ પ્રકારમાં ફેરફારોથી પીરાણાને જે જોઈતું હતું એ મળી ગયું. સતપંથ હિન્દુ ધર્મનો ભાગ છે એવું લોકોમાં પ્રસ્થાપિત કરવામાં તેઓ મહદ અંશે સફળ થયા. આ છબીના કારણે પીરાણા છોડનાર સતપંથીઓને ભરમાવવામાં તેઓ સફળ રહ્યા. ભરમાવવા શબ્દ એટલા માટે વાપરવામાં આવ્યો છે કારણ કે સતપંથ ઇસ્લામ ધર્મ હોવા

છતાં, હિન્દુ ધર્મ છે એવું કહીને લોકોને છેતર્યા. પરિણામે સતપંથ હિન્દુ ધર્મ હોય તો સતપંથને છોડી જનાર લોકોને એ મુસલમાની ધર્મમાં અટકાવી રાખવામાં આવ્યા. સતપંથ હિન્દુ ધર્મ છે, એવી બનાવટી છબીના કારણે, ક. ક. પા. જ્ઞાતિના સતપંથીઓને અન્ય જ્ઞાતિઓમાં પોતાને હિન્દુમાં ખપાવવા માટે સનાતન સમાજમાં સહેલાઈથી ઘૂસવા અને અંદર ટકી રહેવા માટે અનુકૂળ વાતાવરણ મળી ગયું.

**સનાતન સમાજને તોડવાના પ્રયાસો કરવામાં આવ્યા:** પીરાણા સતપંથ ધર્મને ત્યાગનાર લોકો દ્વારા ઊભી કરેલ સનાતન સમાજને તોડવાના પ્રયાસો સતપંથીઓ કરવા લાગ્યા. સનાતનીઓ સામે ખોટા પોલીસ અને કોર્ટ કેસો કરી, એમને દબાવવાના પ્રયત્નો થવા લાગ્યા. સનાતની સમાજ ચલાવવામાં અડચણો ઊભી કરવા લાગ્યા.

## 10. પુનઃ જાગૃતિ – સફાઈ અભિયાન

**સનાતન ધર્મ જાગૃતિ સમિતિની રચના:** સતપંથના વર્તનથી ચિંતિત થઈને હિંમતભાઈ ખેતાણી અને રમેશભાઈ વાગડિયાને એવું લાગ્યું કે (જે બરાબર હતું) કે સામાન્ય જનતા પોતાની જ્ઞાતિ અને પોતાના સમાજના ઇતિહાસથી અજાણ છે. તે માટે એમણે સમાજ જાગૃતિનું અભિયાન છેડ્યું. સાથે-સાથે એવું પણ દેખાયું કે સમાજ પર મવાળો, કે જેઓ સમાજ સાથે દ્રોહ કરી, જયચંદોની ભૂમિકા ભજવી રહ્યા છે, એ હાવી છે અને સનાતનીને દબાવવાનું કામ કરી રહ્યા છે. માટે એમની સમાજમાંથી સફાઇ કરવાની જરૂર છે, જેના પરથી સફાઇ અભિયાનનું નામ પડ્યું. આ ચળવળની પહેલી “જાગૃતિ સભા” ધનસુરામાં દિનાંક 04-Oct-2009ના શરૂ થઈ. ધનસુરાની આ મુલાકાત વખતે, એજ દિવસે, “**સનાતન ધર્મ જાગૃતિ સમિતિ**”નું ગઠન કરવામાં આવ્યું. જેણે ભારતભરનો પ્રવાસ ખેડીને ઠેર-ઠેર લગભગ 65-70 સભાઓ કરી.

**સતપંથીઓને કેન્દ્રીય સમાજમાં કોઈ સ્થાન નથી - પુરવાર કર્યું:** દિનાંક 13-Feb-2010ના કેન્દ્રીય સમાજના સર્વે ટ્રસ્ટીઓ અને હોદ્દેદારો સાથે “સનાતન ધર્મ જાગૃતિ સમિતિ”ની એક મિટિંગ લેવામાં આવી. આ મિટિંગમાં સફળતા પૂર્વક વડીલોને ગળે ઉતારી દીધું કે કેન્દ્રીય સમાજ “માત્ર” સનાતનીઓની જ સમાજ છે. એમાં સતપંથીઓને કોઈ સ્થાન નથી.

**શ્વેત પત્ર:** આ મિટિંગ પછી કેન્દ્રીય સમાજે સ્વીકારી લીધું કે એ માત્ર સનાતનીઓની જ સમાજ છે અને સતપંથીઓનું આ સમાજમાં કોઈ સ્થાન નથી. કેન્દ્ર સમાજ એના પર કાર્યવાહી કરીને દિનાંક 25-Mar-2010ના “શ્વેત પત્ર” બહાર પાડ્યું,

**સફળતા:** આ અભિયામાં અનેકો નામી અનામી સનાતનીઓના સતત પ્રયાસોથી હજારો સતપંથીઓની ઘરવાપસી કરાવવામાં સફળતા મળી. સફાઈની મોહિમ આજે પણ ચાલી રહી છે.

**સનાતની સંસ્થાઓ તોડવાના પ્રયત્નો:** કહેવાય છે ને કે સારા કામોમાં વિઘ્નો હજાર. અમુક મવાળોએ માંડવી ખાતે આવેલાં છાત્રાલયને, સતપંથીઓનો સાથ લઈને, પચાવી પાડવા માટે ષડયંત્ર કરેલ છે. જેની સામે કેન્દ્રીય સમાજ કાનૂની લડાઈ લડી રહી છે. એવીજ રીતે, પ્રેમ-એકતા-સંપ-સંગઠન જેવા શબ્દોની માયાજાળમાં ફસાઈને સનાતનીઓ અને સતપંથીઓની સંયુક્ત મિલકતો ઉપર સતપંથીઓ દ્વારા ખોટા કોર્ટ અને પોલીસ કેસના માધ્યમથી જબરદસ્તી કબજો મેળવી લીધો.

સતપંથના એક અગ્રણી નેતા રતનશી લાલજી વેલાણીએ પોતાને સનાતનીઓની માતૃ સંસ્થા શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ (કેન્દ્રીય સમાજનું નામ)ના પ્રમુખ હોવાની જાહેરાતો જાહેર પત્રોમાં આપી. જે દિવસે મૂળ કેન્દ્રીય સમાજની વાર્ષિક સભા હોય, બરાબર તેજ દિવસે એ પણ એવી જાહેરાત કરે. ફરક માત્ર એટલો હોય કે નખત્રાણાના છાત્રાલયના બદલે એમનું સ્થળ નખત્રાણાનું ખાનું ઉર્ફે નિષ્કલંકી મંદિર હોય. બીજા દિવસે, સમાચાર પત્રોમાં ફોટો સહિત

સમાચારો પણ આવે કે રતનશી લાલજી વેલાણીની અધ્યક્ષ સ્થાને (બનાવટી) સમાજની સામાન્ય સભા મળી. આવી વાતમાં ફસાઈ એક-બે બેન્ક વાળાએ થોડી વાર માટે કેન્દ્રીય સમાજના બેન્ક એકાઉન્ટ પણ સ્થગિત કરી દીધા હતા.

આવા તો અનેક દાખલાઓ છે. પણ આ દાખલો અહીં એટલા માટે આપેલ છે કે લોકોને ખ્યાલ આવે કે સતપંથ સમાજના ટોચના આગેવાનો કેન્દ્રીય સમાજ અને સનાતનીઓને હેરાન કરવામાં મુખ્ય ભૂમિકા ભજવી છે. અને એમના આ પગલાંની કોઈ સતપંથી નિંદા જાહરેમાં ન કરે. ત્યારે એમના બનાવટી એકતા-સંપ-સંગઠનની વાતોની પોલ ખુલ્લી પડી જાય છે.

## 11. સમજાવવાનો છેલ્લો પ્રયત્ન

**ઊંઝાનો ચુકાદો:** સનાતની જ્ઞાતિના આગેવાનોને એવું લાગ્યું કે આપણે સતપંથીઓને સમજાવવાનો એક છેલ્લો પ્રયત્ન કરવો જોઈએ. એટલે ઉમિયા માતાજી ઊંઝાના વડીલોની લવાદગીમાં દિનાંક 08-Oct-2017ના એક ચુકાદો આપવામાં આવ્યો. પણ સતપંથીઓએ ચુકાદો પાળ્યો નહીં. ઊલટું પીરાણાએ દિનાંક 23-Sep-2018ના કચ્છ મિત્ર, ગુજરાત સમાચાર, સંદેશ જેવા સમાચાર પત્રોમાં એ રદિયો પ્રકાશિત કર્યો એ લોકોએ જેમાં ઉમિયા માતાજીના ચુકાદાને “સખ્ત શબ્દોમાં વખોડી કાઢે છે” એવું જાહેર કરવામાં આવ્યું. વિસ્તૃત જાણકારી માટે વાંચો સતપંથ છોડો પુસ્તક – પેજ 106.

**વાંઢાયમાં સતપંથીઓને સાથે રાખ્યા પણ છેલ્લે દગો જ મળ્યો:** ઉમિયા માતાજી ઊંઝાના ચુકાદા પછી, અમલીકરણ તરફ સતપંથી એક પણ પગલું આગળ ન વધ્યા હોવા છતાં, સનાતનીઓએ મન મોટું રાખ્યું અને સદભાવના નિર્માણ કરવા હેતુ સતપંથીઓના 3 મોટા આગેવાનોને વર્ષ 2018માં ઉમિયા માતાજી વાંઢાયની કારોબારીમાં લીધા. એમને લેતી વખતે સતપંથીઓએ એવી બાંહેધરી આપી હતી કે અમે અને અમારી આખી સતપંથી જ્ઞાતિ સતપંથ છોડીને સુધરી સનાતની બની જશું. પરંતુ તેમાંથી એક પણ કામ ન કર્યું, પોતે પણ સનાતની ન બન્યા. તેના બદલે એ લોકોએ સનાતનીઓને દગો આપ્યો. ઊંઝાના ચુકાદાને જાહેરમાં વખોડતી જાહેરાતો સમાચાર પત્રોમાં આપી. એટલે છેવટે એમને વાંઢાયથી કાઢી નાખવામાં આવ્યા.

**સતપંથીઓ સાથે છેડો ફાડવો:** સતપંથીને સનાતન સમાજમાં ભળી જવા માટે અનેક લોકો દ્વારા કરવામાં આવેલ પ્રયાસો અને એમને આપેલ તકોનો હંમેશા સનાતનના વિરુદ્ધ વાપરવામાં આવેલ હોવાથી, હવે સનાતન સમાજના લોકોની ધીરજ ખૂટી ગઈ. હવે સનાતન સમાજને સતપંથીઓ સાથેના તમામ સંબંધોથી મુક્ત કરવાનો નિર્ણય લેવા પર મજબૂર થવું પડ્યું.

**વિશેષ સભા:** ઉમિયા માતાજી ઊંઝાના ઠરાવોનું પાલન સતપંથીઓ દ્વારા ન કરવામાં આવતું હોવાથી હવે સનાતનીઓએ આગળ કેવા પગલાં ભરવા જોઈએ એ વાતનો નિર્ણય લેવા માટે દિનાંક 26-Aug-2018ના નખત્રાણા છાત્રાલય ખાતે ક.ક.પા. સનાતન જ્ઞાતિની ત્રણે મુખ્ય સંસ્થાઓ એટલે કે કેન્દ્રીય સમાજ, ઉમિયા માતાજી વાંઢાય અને સંસ્કારધામે સાથે મળીને એક સંયુક્ત વિશેષ સભા બોલાવી. જેમાં દેશભરના દરેક ઝોન, ઘટક (સ્થાનિક) સમાજો તેમજ અન્ય આગેવાનો અને બૌદ્ધિકોને બોલાવવામાં આવ્યા હતા. એ સભામાં સર્વાનુમતે 8 ઠરાવો નક્કી કરવામાં આવ્યા. આ ઠરાવોનો મુખ્ય સાર સતપંથીઓની રમતો સામે સનાતનીઓનો બચાવ કરવાનો હતો. અને એમને એક રીતે ચેતવણી પણ હતી કે સનાતનીઓ હવે સતપંથીઓની તમામ ચાલો ઓળખે છે અને એમની રમતો સહી નહીં લે. (સતપંથ છોડો પેજ 183)

**વિશેષ સભાથી સતપંથ સમાજમાં હડકંપ:** વિશેષ સભામાં લીધેલ નિર્ણયથી સતપંથ જ્ઞાતિમાં હડકંપ મચી ગયો. સતપંથના યુવાનો પોતાના આગેવાનોને સતપંથના ઇસ્લામી બીજને લઈને કડવા પ્રશ્નો કરવા લાગ્યા. સતપંથના આગેવાનોને પોતાનું અસ્તિત્વ ખતરામાં દેખાયું.

એમને હવે જરૂર હતી કઇંક એવું કરવાની, જેનાથી પોતે હિન્દુ છે એવો મેસેજ જાય અને સતપંથનું ઇસ્લામી મૂળ છુપાવીને ટકાવી શકે. એના માટે એટલે કે પીરાણાને હિન્દુમાં ખપાવવા માટે ત્યાં છેતરામણી ભર્યા બાહ્ય દેખાવો કર્યા.

1. મુસલમાન મૌલા અલીને હિન્દુ રૂપ આપી નિષ્કલંકી નારાયણ બનાવ્યા.
2. એ મુસલમાની નિષ્કલંકી નારાયણ હિન્દુ ભગવાન કલ્કિનો અવતાર છે, એવું જૂઠ ચલાવ્યું.
3. હિન્દુ ભગવાન હનુમાનને મુસલમાન નિષ્કલંકી નારાયણના સેવક (એટલે ઉતરતા) તરીકેની મૂર્તિઓ મૂકી.
4. ઈમામશાહ દરગાહની બાજુમાં 13 ફૂટ ઊંચી દીવાલ ઊભી કરી.
5. પીરાણામાં હિન્દુ દેવોની મૂર્તિઓ બેસાડી.
6. પીરાણામાં 54 કુંડી યજ્ઞ કર્યું – સામાન્ય હિન્દુને ગમે એવી વાત.
7. પીર શબ્દ પરથી પડેલું પિરાણાનું નામ બદલી "પ્રેરણા પીઠ" તેમજ "કાશીનગરી" કરવામાં આવ્યું.
8. ઈમામશાહનું નામ બદલી હંસતેજ મહારાજ રાખ્યું.
9. દરગાહની અંદરની કબરોનું રૂપ બદલી હિન્દુ સમાધિ જેવું કર્યું.

ઉપરાંત, આ સદીમાં સતપંથીઓએ* પોતાને હિન્દુમાં ખપવવા સનાતનીઓની કરેલ નકલના અમુક દાખલાઓ* નીચે આપેલ છે, જે ધ્યાને આવેલ છે.

1. સતપંથ સમાજના નામમાં "સનાતન" શબ્દ ઉમેરવો. ક્યારેક "સતપંથ સનાતન" તો ક્યારેક "સનાતન સતપંથ"
2. એમના ધાર્મિક સ્થળ "જમાતખાના" ઉર્ફે "ખાનું"નું નામ બદલી "મંદિર" રાખવામાં આવ્યું.
3. સતપંથનું સૂત્ર હતું કે વિષ્ણુના પહેલા ૯ અવતારોને નમન કરવું પણ પૂજન ૧૦માં (અલી) અવતારનું કરવું. હવે ભલે કદાચ તાકીયા હશે, પણ હિન્દુ દેવોનું પૂજન કરતા સતપંથીઓ દેખાય છે.
4. સતપંથના શાસ્ત્રો ચોખ્ખું કહે છે કે મૂર્તિ પૂજાને સંપૂર્ણ રીતે મનાઈ છે. પણ આજે (તાકીયાના કારણે) જાહેરમાં મૂર્તિ પૂજા કરે છે.
5. ધાર્મિક વિધિઓમાં ઇસ્લામ દેખાવ ઓછો કરવામાં આવે છે.
6. લગ્નો જાહેરમાં હિન્દુ વિધિ (યજ્ઞ/ચોરી વિધિ)થી કરવામાં આવે છે.
7. શાળાઓનો વિરોધ કરનાર આજે સ્કૂલ ચલાવે છે.
8. મૃતક શરીરને જાહેરમાં દફનાવવાની ઇસ્લામી વિધિ પર અંકુશ આવ્યો છે.
9. વર્ષ ૧૯૪૪માં વાંઢાયમાં ઉમિયા માતાજીનું મંદિર બન્યું ત્યારે એનો વિરોધ કરતા, આજે માતાજીને માને છે.
10. લક્ષ્મીનારાયણ ભગવાનના એટલા બધા મોટા વિરોધી હતા કે એને બદનામ કરતા અનામી પેમ્પલેટો પ્રકાશિત કરતા. લક્ષ્મીનારાયણના અસ્તિત્વ પર પ્રશ્નો ઉપાડતા. આજે પીરાણામાં પોતે લક્ષ્મીનારાયણની મૂર્તિ બેસાડી છે.
11. સનાતન સમાજ વ્યવસ્થાની જેમ સતપંથએ પણ પોતાની સમાજો વ્યવસ્થા ઊભી કરી.
12. સનાતન સમાજનું અનુકરણ કરી સતપંથે પણ સમૂહ લગ્ન શરુ કર્યા.
13. સનાતન સમાજના જ્ઞાતિ સુધારક નારાયણ રામજી લીંબાણી, રતનશી ખીમજી ખેતાણી, કેશરા પરમેશ્વરાના કાર્યોના મહદ અંશે વખાણ કરવાનું શરૂ કર્યું છે.
14. હિન્દુ તહેવારો જેવા કે નવરાત્રી, કૃષ્ણ જન્માષ્ટમીનો વિરોધ છોડી એને પણ મનાવે છે.

(* - આ દાખલાઓ બધાજ સતપંથીઓ પાળે છે એવું નથી. જે લોકો સતપંથની મૂળ પરંપરામાં માને છે એ લોકો સૈયદ ઈમામશાહ દ્વારા સ્થાપિત પદ્ધતિથી ચાલે છે.)

એક પ્રશ્ન એ છે કે જો આ બધું પોતે સનાતની બનવા માટે કરતા હોય, તો પછી જેમ સતપંથ છોડી સનાતન સમાજમાં એમનાજ લાખો ભાઈઓ ભળી ગયા, એમ ભળી જવામાં શું વાંધો? કોણ રોકે છે? તકલીફ માત્ર એટલી છે કે સતપંથીઓ ઇસ્લામી બીજને છોડવા તૈયાર નથી. સાચો હિન્દુ કોઈ દિવસ ઇસ્લામી બીજને પકડી ન રાખે. આનો સીધો મતલબ એવો છે કે આ લોકોની શ્રદ્ધા અંદરખાને ઇસ્લામમાં જ છે.

## 12. સનાતનીઓ સતપંથીઓની બધી રમત સમજી ગયા

એક સામાન્ય હિન્દુને પિરાણાના આ ફેરફારો પહેલી નજરે કદાચ સારા લાગે, એટલે કે હિન્દુ તરફી લાગે. પણ શું વાસ્તવમાં આવું છે? એ સમજવા માટે જરૂર છે આ ફેરફારોનો બારીકાઈથી અભ્યાસ કરવો અને એની સાથે સતપંથીઓના અન્ય વ્યવહારોની સરખામણી કરવી. બન્નેને એક સાથે જોવાથી જ સાચી વાત સમજાશે.

**<u>સતપંથના ફેરફારો અને વ્યવહારોની સરખામણી:</u>** સનાતનીઓએ જ્યારે આવી સરખામણી કરી, ત્યારે અમુક આશ્ચર્ય જનક અને અજુગતી બાબતો સામે આવી, જેના પરથી એમની સાચી મુરાદનો ખ્યાલ આવવા લાગ્યો.

1. સનાતનીઓને પ્રશ્ન થયો કે સતપંથીઓને આવડો મોટો આવકાર આપ્યા છતાં, સતપંથીઓ સનાતનમાં આવતા કેમ નથી? એક બાજુ પોતાને હિન્દુ કહેડાવવા હવાતિયાં મારતા હોય છે, તો પછી જ્યારે અહીં આપણો આ હિન્દુ સમાજ એમને સામેથી આવકારે છે, તો પછી હિન્દુ કેમ નથી બનતા? તો એનો અર્થ એવો થયો કે એમની શ્રદ્ધા મુસલમાની સતપંથ ધર્મમાં છે, માત્ર હિન્દુ દેખાવ અપનાવવો છે કારણ કે અન્ય હિન્દુ સમાજોમાં એમના યુવાનોને શરમ અનુભવી ન પડે.

2. જો એમને ખરેખર હિન્દુ બનવું હોય અને સનાતની સમાજમાં ભળવું છે, તો પછી સનાતની સંસ્થાઓ અને આગેવાનોને હેરાન કરવા હેતુ ખોટા કેસો કેમ કરે છે? જ્યારે સનાતનીઓએ સતપંથીઓ ઉપર એક પણ કેસ કરેલ નથી. હેરાન ગતિના કામો કરે અને દુનિયાની સામે પોતાને બિચારા અને સારા બતાવે.

3. સનાતનીઓની સમાજો અને સંસ્થાઓ તોડવાનું કામ શા માટે કરે છે?

4. સતપંથીઓની મેલી મુરાદને દુનિયા સામે ઉઘાડું કરવાવાળા સનાતનીઓને હિન્દુ વિરોધી ચિતરવામાં આવે છે. જેથી એ લોકો સતપંથ સામે બોલી ન શકે અને બોલે તો અન્ય હિન્દુ સંગઠનો એમની વાત ઉપર શંકા કરે. કોઈ સાચો હિન્દુ શું આવું કરે?

5. સતપંથીઓને લઈને હાલના દિવસોમાં થયેલ ખરાબ અનુભવો પણ ધ્યાને આવેલ છે. અમુક દાખલાઓ એવા જોવા મળ્યા છે કે સનાતની બનવું છે એવું કહીને સતપંથીઓ સનાતન સમાજમાં ભળી ગયા. પણ એમના ગામમાં એમનું ખાનું (સતપંથનું ધર્મ સ્થાન) સાથે ચોરી છૂપીથી સંબંધો ચાલુ રાખ્યા. પીરાણા દાન આપે અને એમના ધાર્મિક તેમજ સામાજિક કાર્યક્રમોમાં ભાગ લે. આમ કરીને જ્ઞાતિમાં જ્યાં સતપંથ સમસ્યાનો અંત લાવવાનો હોય, ત્યાં એને મજબૂતી આપે છે.

6. સતપંથીઓનો એક વર્ગ જાહેરમાં કહે છે કે અમે મુસલમાની તત્વોનો વિરોધ કરીએ છીએ. પણ એમનો બીજો વર્ગ મુસલમાન સૈયદ સલાઉદ્દીનને ધર્મ ગુરુ માને છે, જાહેર ઇસ્લામી રીત રિવાજો અને પૂજા પદ્ધતિઓ પાળે છે. આ વર્ગનું પીરાણાની બાજુમાં આવેલ ધોળકામાં એમનું કેન્દ્ર છે. જાહેરમાં ભલે અલગ હોવાની વાતો કરે છે પણ પોતપોતાનાં ગામમાં બંને એક સમાજમાં સાથે રહે છે. જે કામ અને વિધિઓ પેલો વર્ગ જાહેરમાં ના કરે, એ કામ બીજા વર્ગ પાસેથી કરાવી લે છે. આવોજ એક બીજો વર્ગ છે જે સૈયદ બાકરશાહ બાવાને માને છે અને એમની મોટી મોટી કબરોનું જાહેરમાં પૂજા વિધિઓ કરે છે. સતપંથની આવી કબરો વાળી અનેક ધાર્મિક સ્થાનકો છે, જેમાં અમરેલી, વિરોદ, સુરત, વડોદરા, વગેરે છે અને ત્યાં આજે પણ ઘણી વખત જાહેર કે છૂપી ઇસ્લામી વિધિઓ અને ક્રિયાઓ થાય છે. પીરાણાનું એમનું મુખ્ય ધાર્મિક કેન્દ્ર પણ મુસલમાનોના કબ્રસ્તાનમાં આવેલ દરગાહ છે, ભલે એનું નામ હિન્દુ મંદિર આપે, એનાથી એ દરગાહ મટી નથી જતી.

7. સતપંથના સાધુઓનું જાહેર પ્રવચન કરી અનુયાયીઓને આદેશ આપે છે કે આપણી જ્ઞાતિ પાછી આપણાં માટે સતપંથીઓની એકતા પહેલા હોવી જોઈએ. સતપંથમાં માનવા વાળા અનેકો કોમ છે. મુસલમાન, પછાત કોમ, કહેવાતી નીચલી કોમ અને પાટીદારો પણ છે. જ્યારે સતપંથીઓની નિષ્ઠા સનાતન જ્ઞાતિ પ્રત્યે ન હોય, તો એમને ભેળવીને જ્ઞાતિને ખતરામાં મૂકવા કરવા જેવુ છે.

ઉપરની બાબતો તો નમૂના રૂપ છે. આવી અનેક બાબતોને ધ્યાને લીધા પછી ચોખ્ખું જણાઈ આવે છે કે હવેના સતપંથીઓની સનાતની બનવાની નિયત દેખાતી નથી અથવા એમના પ્રયાસોની પ્રામાણિકતા ઉપર ગંભીર પ્રશ્ન ચિન્હો લાગેલા છે.

## 13. Deadlock / મડાગાંઠ અને એને ઉકેલવાનો છેલ્લો પ્રયાસ

અહીં સુધી એક વાત બધાને સ્પષ્ટ જણાઈ ગઈ કે સમાધાનની પ્રક્રિયામાં સતપંથીઓનું એકજ ષડયંત્ર હોય કે યેનકેન પ્રકારે સતપંથને અને એના ઇસ્લામી બીજ (જેના વિષે આ લેખમાં આગાઉ જણાવેલ છે) ને સનાતનીઓ સ્વીકારે. એના માટે ..

1. સતપંથ હિન્દુ ધર્મનો ભાગ હોવાની બનાવટ કરે.
2. પીરાણાની 1600 (આંકડો બદલ્યા કરે) કરોડની મિલકત છે, એને મુસલમાનોને કેવી રીતે આપે? જેવી સામાન્ય હિન્દુને મૂંઝવણમાં નાખી દેતી વાતો.
3. જ્ઞાતિમાં એકતા-સંપ-સંગઠનની દુહાઈ આપે.
4. સમાજ અને ધર્મ જુદા હોવાની જુઠા સિદ્ધાંતો ફેલાવે.
5. આપણાં ગામમાં આપણે ભળીને ચાલીએ – બીજાનું જોવું ન જોઈએ.
6. ગામના હનુમાન / રામ / મહાદેવ મંદિરના જીર્ણોદ્ધારના બહાને ભેગા કરવાના પ્રયત્નો કરે
7. નિયાણી (દીકરીઓ) ના સન્માનના કાર્યક્રમ રાખે – જેમાં સનાતન અને સતપંથ બંનેની દીકરીઓ હોય
8. સનાતનીઓના ધાર્મિક કાર્યક્રમોમાં મોટો સહયોગ આપે.
9. સનાતની સાધુને વ્યક્તિગત રીતે અલગ-અલગ સતપંથીઓ ફોન કરે અને કાર્યક્રમ રાખવાની લાલચ આપે.
10. સનાતની આગેવાનોને વ્યક્તિગત ફોન કરે અને એકતાની આદર્શવાદી વાતોમાં ફસાવે.
11. ધર્મ પરિવર્તન રાતો-રાત ન થાય. એમાં સમય લાગે. – જ્યારે 500 વર્ષ થઈ ગયા, હજી કેટલો સમય લાગે?
12. સતપંથ અને સનાતનના સાધુઓનો સંયુક્ત કાર્યક્રમ રખાવે.
13. કોઈ સનાતની અગર એમની આ ચાલમાં ન ફસાય તો એને હિન્દુ વિરોધી, સમાજ વિરોધી, દેશ વિરોધી જેવી ઉપમાઓ આપી બદનામ કરવામાં આવે.
14. સનાતનીઓને દબાવવા એમના પર ખોટા કોર્ટ કેસો કરવા અને એમની મિલકતો હડપ કરવાના ષડયંત્રો કરવા.
15. વગેરે વગેરે

**નોંધ:** એમના આ એજન્ડાને બર લાવવા આપણે જોતાં આવ્યા છીએ કે RSS, VHP, BJP વગેરે સંસ્થાઓને સાચી-ખોટી મિક્સ વાતો કરી એમનો દુરુપયોગ વર્ષોથી કરતા આવ્યા છે. તેવીજ રીતે કોઈ દબાણ, મજબૂરીમાં કે ભ્રમણામાં આવીને હાલ ઉમિયા માતાજી ઊંઝા દ્વારા 25-Jun-2024ના જાહેર સમાચારો પત્રોમાં જે જાહેરાત પ્રકાશિત કરેલ છે, જેમાં પૂરતી તપાસ કર્યા વગર સનાતનીઓને વિશ્વાસમાં લીધા વગર સતપંથીઓ તરફી નિવેદન બહાર પાડેલ. સનાતની કેન્દ્ર સમાજ દ્વારા તપાસ કરવા માટે સંપર્ક કરવાનો પ્રયત્ન કરેલ ત્યારે ઊંઝાના મંત્રી ફોન પર આવવાની હિંમત કરી શકતા નહોતા, એવું દેખાઈ આવ્યું. આ અંગે કેન્દ્ર સમાજે દિનાંક 28-Jun-2024નો **"જાહેર પત્ર"** ઉમિયા માતાજી ઊંઝાને લખ્યો જેમાં એમની ષડયંત્રની પોલ ખોલી નાખી. તથા દિનાંક 13-Jul-2024ના કચ્છ મિત્ર સમાચાર પત્રમાં પણ "**જાહેર જનતા જોગ ખુલાસો**" પ્રકાશિત કરેલ છે.

**<u>સતપંથને સ્વીકારો એટલે આફતને આમંત્રણ:</u>** આવા રોજ-રોજ, ક્યાંક ને ક્યાંક ષડયંત્રો ચલાવ્યા રાખે. ભરમાઈને સનાતન વિરુદ્ધ લોકોએ લીધેલ નિર્ણયની જાણ જ્યારે સનાતનના આગેવાનોને થાય, ત્યારે એમને દોડવું પડે અને એમની ઘણી બધી શક્તિઓ લોકોને સમજાવવા અને ઉંધા લીધેલ નિર્ણયને સીધા કરવામાં વેડફાઇ જાય. પરિણામે સનાતની સમાજની વિકાસની ગતિ ધીમી પડી જાય. પણ હવે સનાતનીઓ સતપંથીઓની આવી તમામ રમતોને ખૂબ સારી રીતે સમજે છે. સનાતન માટે એમનો ઇરાદો એકદમ મક્કમ છે, કોઈનાથી પણ ડરે એવા નથી. એ બરાબર સમજે છે કે સનાતન સમાજમાં સતપંથને સ્વીકારવું એટલે આફતને આમંત્રણ.

**<u>Deadlock / મડાગાંઠ:</u>** એક બાજુ સતપંથીઓ સતપંથને અને એના ઇસ્લામી બીજને છોડવા તૈયાર નહીં અને બીજી બાજુ સનાતનીઓ સતપંથની રમતો ઓળખી ગયા. એટલે સતપંથ ન છોડનારને કોઈ પણ કિંમતે સ્વીકારી શકાય નહીં, એવી પરિસ્થિતિમાં છે. Deadlock / મડાગાંઠની પરિસ્થિતિ આવીને ઊભી રહી.

સનાતની જ્ઞાતિમાંથી સતત માંગ ઉઠવા લાગી કે સતપંથીઓ જો હિન્દુ ન બનતા હોય, તો આપણે કેટલા દિવસ હજી એમની રાહ જોવી? એ લોકો રોજ-રોજ આપણાં પર અત્યાચાર અને જુલ્મ કરે છે. આપણો વિકાસ એમના કારણે રૂંધાઈ જાય છે. એમના કારણે આપસ-આપસમાં આપણાં ઝગડાઓ કેટલા દિવસ કરવા. હવે એમને એક અલ્ટીમેટમ (છેલ્લી ચેતવણી) આપી દો. **"જો આવે તો વેલકમ નહીં તો ભીડ કમ".** એટલે દિનાંક 12-Aug-2022ના કેન્દ્રીય સમાજની સામાન્ય સભામાં જાહેરાત કરવામાં આવે કે વર્ષ 2023માં સનાતનીઓનું પહેલું જ્ઞાતિ અધિવેશન યોજવામાં આવશે અને ત્યાં સુધી સનાતની બનતા સતપંથીઓ માટે સનાતન સમાજના દરવાજા ખુલ્લા રહેશે અને ત્યાર બાદ દરવાજા બંધ કરવામાં આવશે.

**<u>ઉમિયા માતાજી વાંઢાયમાં - સામૂહિક ઘરવાપસીનો છેલ્લો પ્રયાસ – નિષ્ફળ:</u>** ઉપર જણાવ્યા પ્રમાણે સતપંથીઓ માટે દરવાજા બંધ કરવાની જાહેરાત કર્યા પછી, સનાતની આગેવાનોને લાગ્યું કે આપણે સામેથી એક વખત સતપંથીઓને પ્રેમથી મીઠો આવકાર આપવો જોઈએ. માતાજી કરે એમને સદબુદ્ધિ આવે અને એમનો અહમ ગવાયા વગર સહેલાઈથી સનાતની બની જવા માટે એક રસ્તો તૈયાર કરીએ.

દરવાજા બંધ કરવાના નિર્ણયથી પહેલાં, સતપંથીઓ હિન્દુ ધર્મમાં આવી જાય અને જ્ઞાતિ તૂટે નહીં, તે માટે એમને હજી એક છેલ્લી તક આપવી જોઈએ, એવું સનાતનીઓને લાગ્યું. માટે ઉમિયા માતાજી વાંઢાયની આગેવાની હેઠળ દિનાંક 08-Feb-2023ના એક બેઠક યોજવામાં આવી હતી. ભારતભરમાંથી બૌદ્ધિક સનાતનીઓ અને સતપંથ સામે લડત આપનારા લોકોને ખાસ બોલાવવામાં આવ્યા હતા. એમને એમ કહેવામાં આવ્યું હતું કે કચ્છના તમામ સતપંથીઓ સતપંથ છોડીને સનાતનમાં ભળવાની ઈચ્છા ધરાવે છે, માટે આપણે ભેગા થવું છે.

પણ સતપંથીઓનું વલણ ઊંધુંજ હતું. એમના કહેવાનો સાર એટલો હતો કે અમે પીરાણામાં ઘણા ફેરફારો કર્યા છે. (ઉપર જણાવ્યા પ્રમાણે દીવાલ અને મૂર્તિઓ). અમને RSS, VHP, BJP, સાધુ સંગઠન વગેરે માન્યતા આપે છે, માટે અમને સનાતનમાં ભેળવી લો (સતપંથ અને ઇસ્લામી બીજ છોડ્યા વગર). આ વાત અહીં પૂરી ન થઈ. સનાતનીઓ તરફથી સતપંથીઓને નજીક લાવવાના ઉત્તમ પ્રયાસોના જવાબમાં સતપંથીઓ ધમકી પર ઉતરી આવ્યા. ધમકી આપતા સતપંથીઓએ કહ્યું કે જો તમે અમને સનાતન સમાજમાં નહીં સામેલ કરો, તો અમે વધારાના કેસો કરીશું. એમની આવી વાતોથી જ્ઞાતિમાં એકતા નહીં પણ બંને સમાજોને દૂર કરવાની એવી વાતો કરી. સનાતનીઓએ તરતજ એમની હલકી વાતને વખોડી કાઢી.

સનાતનીઓના આવા ઉત્તમ પ્રયાસોને સતપંથીઓ તરફથી આવો હલકો પ્રતિસાદ મળવાથી સનાતની જ્ઞાતિના આગેવાનોને પણ હવે મક્કમતા આવી કે સતપંથ સમસ્યાને કાયમી રીતે બંધ કરવા માટે સતપંથ અને ઇસ્લામી બીજ છોડે નહીં તો તેમના માટે સનાતન સમાજના દરવાજા હવે બંધ કરવા જોઈએ. તે પ્રમાણે દિનાંક 14-May-2023ના, ઇતિહાસમાં પહેલી વાર, કચ્છ કડવા પાટીદાર સનાતની જ્ઞાતિનું પહેલું "સનાતની જ્ઞાતિ અધિવેશન" યોજાયું. એ અધિવેશનમાં સતપંથીઓ માટેના દરવાજા પર કડક નિયંત્રણ રાખવાનો નિર્ણય લાવવામાં આવ્યો.

## 14. ઘરવાપસીનું છેલ્લું ચરણ

**<u>વિચારધારાના વિનાશને પલટાવવું (Reversing Ideological Subversion):</u>** ઘરવાપસીનું કાર્ય ત્યારે પૂરું થાય કે જ્યારે એ જ્ઞાતિનું મૂળ (સનાતન) વિચારધારા ખરા અર્થમાં સંપૂર્ણ રીતે પ્રસ્થાપિત થાય અને એમના પર થોપવામાં આવેલી બાહ્ય વિચારધારાનો (સતપંથને) સંપૂર્ણને જ્ઞાતિમાંથી તિલાંજલિ આપવામાં આવે. જો આમાં ચૂક થાય તો પાછી બાહ્ય વિચારધારા (સતપંથ) જ્ઞાતિમાં ઘર કરી જાય.

કચ્છ કડવા પાટીદાર સનાતન જ્ઞાતિમાં ઘરવાપસીને આ પ્રક્રિયાને નીચે આપેલ વિચારધારાના વિનાશના તબક્કાઓમાં થયેલ ફેરફારોની સ્થિતિ દ્વારા સમજાઈ જશે.

### વિચારધારાના વિનાશને પલટાવવું

વિચારધારાનો વિનાશને મુખ્ય ચાર (૪) તબક્કાઓ

| ક્ર. | તબક્કાઓ | સ્થિતિ |
|---|---|---|
| 1) | નિરાશા ફેલાવવી | સડો કાઢ્યો – સુધારાઓ પ્રસ્થાપિત કર્યા |
| 2) | અસ્થિરતા લાવવી | સડો કાઢ્યો – સુધારાઓ પ્રસ્થાપિત કર્યા |
| 3) | કટોકટી ઊભી કરવી | સડો કાઢ્યો – સુધારાઓ પ્રસ્થાપિત કર્યા |
| 4) | મૂળ વિચારધારા પ્રસ્થાપિત **(અહીં હિન્દુ વિચારધારા પ્રસ્થાપિત કરવી)** | • **લોકોની માનસિકતાને ઇસ્લામી વિચારધારાથી મુક્ત અને પરે કરવી.**<br>• **હિન્દુ જ્ઞાતિમાં ઈસ્લામિક વિચારધારા ફરી પ્રસ્થાપિત ન થાય, તેના માટે દરવાજાઓ બંધ કરવા.** |

ઉપરની ટેબલ / કોષ્ટક પર નજર કરીશું તો ખ્યાલ આવશે કે, આ લેખમાં આગાઉ જણાવ્યા પ્રમાણે, જ્ઞાતિને કટોકટી એટલે કે મૃત્યુના મુખમાંથી સનાતની આગેવાનોને બહાર કાઢી. પરિણામે આજે પહેલા ત્રણ (૩) તબક્કામાં જ્ઞાતિએ ભોગવેલ સડાઓને દૂર કરી, સારા સુધારાઓ કરવામાં આવ્યા છે. ત્યાર બાદ ચોથા તબક્કામાં મૂળ (હિન્દુ) વિચારધારા પ્રસ્થાપિત કરવાનું કામ ચાલુ છે. જેમાં બે મુખ્ય વસ્તુઓ કરવાની હોય છે;

1. ઇસ્લામી માનસિકતાથી લોકોને મુક્ત કરવા તેમજ એવી એનાથી પરે એટલે ઉચ્ચ હિન્દુ માનસિકતાને પ્રસ્થાપિત કરવી.

2. ઈસ્લામિક વિચારધારા ફરીથી જ્ઞાતિમાં ફરી, પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે, ઘૂસી ન આવે એના માટે તમામ દરવાજાઓ બંધ કરવા.

જ્યારે ઉપર જણાવેલ આ કામો પૂર્ણ થાય, ત્યારે જ્ઞાતિની ખરા અર્થમાં ઘરવાપસી થઈ છે, એવું કહી શકાય.

**<u>પહેલું સનાતની અધિવેશન:</u>** કોઈ પણ જ્ઞાતિમાં બધાજ લોકો એક સાથે ઘરવાપસી કરે એ શક્ય નથી. જે લોકો સતપંથના વહીવટમાં હોય, એમના પ્રચારકો હોય કે અન્ય લોકો જેમને સતપંથમાંથી આર્થિક કે અન્ય બાબતે લાભ મળતો હોય, એ લોકો કોઈ દિવસ સતપંથ છોડે નહીં અને સતપંથ છોડવા આપે નહીં, એ સમજી શકાય એવી બાબત છે. લોકોની મતિ ભ્રમિત કરવામાં આવે, ફોસલાવવામાં આવે, ખોટો અહમ ઊભો કરવામાં આવે, કોઈ શ્રદ્ધા કે અંધશ્રદ્ધામાં હોય કે ભલે ઈમામશાહ ઉર્ફે હંસતેજ મુસલમાન છે, પણ અમને ફળે છે, તો કોઈકની ખરેખર ઇસ્લામમાં શ્રદ્ધા હોય. આવી અનેક પ્રકારના કારણો હોઈ શકે ઘરવાપસી ન કરવા પાછળના.

પણ એનો અર્થ એ નથી કે સનાતનીઓ કાયમ માટે એમની વિકાસ યાત્રા અટકાવી રાખે. એમના સમાજમાં વાદ-વિવાદો કાયમ માટે ચાલતા રાખે. તેમજ અત્યાચારો અને અન્યાયોના ભયથી કેટલા દિવસ જીવવું અને એ પણ કેટલી પેઢીઓ સુધી. ૫૦૦ વર્ષ થઈ ગયા, હવે આ બાબતનો અંત લાવવો જરૂરી હતું.

આવી બધી બાબતોને ધ્યાને રાખીને, તેમજ આ લેખમાં આગાઉ જણાવેલ બાબતોનો બારીકાઈથી અભ્યાસ કરીને, સનાતની આગેવાનોએ ઠોસ પગલાં ભર્યા. કચ્છ - નખત્રાણા ખાતે દિનાંક 14-May-2023ના, ઇતિહાસમાં પહેલી વાર, કચ્છ કડવા પાટીદાર સનાતની જ્ઞાતિનું પહેલું “સનાતની જ્ઞાતિ અધિવેશન” યોજાયું, જેમાં લગભગ 50 હજારથી વધારે લોકોની હાજરી વચ્ચે સર્વાનુમતે “જ્ઞાતિના રીત રિવાજો અને નીતિ નિયમો” પસાર કરવામાં આવ્યા. એમાં જ્ઞાતિમાંથી સતપંથની સમસ્યાનો અંત લાવવા બાબતે ઠરાવ નંબર ૧૮ થી ૨૫ મુખ્ય છે.

દરવાજા બંધ કરવા અંગે ઠરાવ નંબર ૨૪ મહત્વનો છે. એ ઠરાવ પ્રમાણે સતપંથીઓ માટે જે ઉદારતાપૂર્વકનો દરવાજો હતો એના પર વ્યવસ્થિત રીતે અંકુશ મૂકી, મહદ અંશે બંધ કરવામાં આવ્યો. પણ સાથે સાથે કચ્છ કડવા પાટીદાર સનાતની જ્ઞાતિની માતૃ સંસ્થા શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજને અમુક ખાસ પરિસ્થિતિમાં અધિકાર આપવામાં આવ્યા કે પૂરી ચકાસણી કર્યા બાદ સતપંથ અને ઇસ્લામી બીજ છોડનાર સતપંથીઓને સનાતન જ્ઞાતિમાં પ્રવેશ આપી શકે. આવી રીતે ઉદાર દરવાજાનો જે દુરુપયોગ ઘણાં વર્ષોથી થતો હતો, એનો અંત લાવવામાં આવ્યો અને જ્ઞાતિનું હિન્દુ સનાતન ધર્મમાં ઘરવાપસી કરવાની પ્રક્રિયાનું છેલ્લું પગલું ભરવામાં આવ્યું. આના પાછળની પરિસ્થિતિ અને કારણો અંગે એક ખૂબ સરસ અને વિસ્તૃત લેખ “પ્રથમ સનાતની જ્ઞાતિ અધિવેશનની ફળશ્રુતિ” આ પુસ્તક “સનાતની અસ્તિત્વનો ઉત્સવ, શતાબ્દી મહોત્સવ સ્મૃતિગ્રંથના” પેજ 120 માં પ્રકાશિત કરવામાં આવેલ છે, જે ધ્યાને લેવા વિશેષ વિનંતી.

## 15. ઉપસંહાર

કોણ જાણતું હતું કે શતાબ્દી પહેલાં ઉપાડેલ ઘરવાપસી તરફનું એક નાનકડું પગલું જ્ઞાતિને આજે પોતાની મૂળ ઓળખ અપાવશે. કેટલાય લોકો આ યજ્ઞમાં હોમાઈ ગયા. કેટલાય લોકોએ અગણિત બલિદાનો આપ્યા. કેટલાય લોકોએ દાન આપ્યાં તો કેટલાય લોકોએ કઈં નહીં તો માનસિક સહયોગ આપ્યો. કેટલાકના સંબંધો તૂટી ગયા, તો કેટલાકના થયેલા સગપણો. કોઈકને કોર્ટ અને પોલીસના રવાડે ચડાવી દેવામાં આવ્યા તો કોઈક બાપ-દીકરા સામ સામે આવી ગયા. કોઈ દીકરીએ પોતાના માવતરને અલવિદા કહી દીધું તો કોઈકે લોહીના આંસુ પીને મૌન રહ્યા.

બલિદાનો અને યાતનાઓની ગાડીમાં બેસી શરૂ કરેલ આ સફર આજે સુખ-શાંતિ-ગૌરવ અને વિકાસની મંજિલ તરફ વેગથી આગળ વધી રહ્યો છે. આ સફરમાં છેલ્લા 100 વર્ષમાં હાંસલ કરેલ મુકામોના મીઠા ફળની આ શતાબ્દી છે અને એનો આ મહોત્સવ છે.

સફળતાનો સૌથી સચોટ માપદંડ હોય છે વિરોધીઓ અને દુશ્મનોનો વ્યવહાર. એ લોકો પાસેથી સાફ શબ્દોમાં સફળતાના સ્વીકારની અપેક્ષાતો ન હોય, પણ એમનું વર્તન ઘણું કહી જતું હોય છે. સફરની શરૂઆતના એ દિવસો હતા કે જ્યારે સનાતનીઓને પોતાની જ્ઞાતિ બહાર કરી દેવામાં આવતા. ધીરે ધીરે જ્ઞાતિ બહાર થયેલ એ લોકો પોતાના પગ ઉપર ઊભા થયા અને સતપંથથી જુદા પડી પોતાની અલગ સનાતની જ્ઞાતિ ઊભી કરી. આજે સતપંથીઓ પોતે જ્ઞાતિ બહાર કરેલ સનાતનીઓની જ્ઞાતિમાં ઘૂસવા હવાતિયાં મારે છે, એડીચોટીનું જોર લગાડી રહ્યા છે. બીજા શબ્દોમાં કહીએ તો સતપંથીઓ સનાતનીઓનું અનુકરણ કરવા પર મજબૂર થયા છે, એ સનાતનીઓની સફળતાનું સર્વોત્તમ સૂચક છે.

સનાતનીઓના વિરોધીઓ પણ હવે સનાતનીઓની નકલ કરવા લાગ્યા. ઇતિહાસમાં જે જે બાબતોમાં સનાતનીઓનો કટ્ટર વિરોધ કરતા, કહેતા કે મરી જશું પણ તમારું કામ નહીં થવા દઈએ, એવો ભાવ રાખનારા હવે એની જ નકલ કરવા લાગ્યા છે. સનાતની સમાજની ગુડવિલ / નામનાનો લાભ લેવા માટે સતપંથ સમાજ વાળા પણ પોતાને સનાતની કહેડાવવા લાગ્યા.




*કચ્છ કડવા પાટીદાર સનાતન જ્ઞાતિમાં થયેલ વિકાસ અને આવેલ સમૃદ્ધિથી લોકોમાં અનુભવતા સનાતની સ્વમાન, ગૌરવ, અસ્મિતા, સુખ અને શાંતિ દર્શાવતાં ચિત્રો*



છેલ્લી સદીમાં સતપંથીઓએ સનાતનીઓની કરેલ નકલના અનેક દાખલાઓ આ લેખમાં પણ જોયા. જેનાથી પુરવાર થાય છે કે સતપંથીઓ સનાતનીઓની નકલ કરે છે. બીજા શબ્દોમાં કહી તો સનાતનીઓને સાચા પુરવાર કર્યા છે. આ વાત ઉપરથી સનાતની સમાજની સફળતા કેટલી મોટી છે, એ સમજી શકાય છે.

એવું જણાઈ આવે છે કે, કચ્છ કડવા પાટીદાર (ક. ક. પા.) જ્ઞાતિમાં પ્રચલિત સતપંથ વિવાદ અંગે, સનાતનીઓની જાગૃતિના કારણે, છેલ્લા 10વર્ષમાં હિન્દુ ધાર્મિક સંગઠન RSS, VHP, BJP વગેરે સામે પીરાણાના કર્તાહર્તા વિકટ પરિસ્થિતિમાં મુકાઈ ગયા છે. એટલે પોતાના બચાવની મુદ્રામાં આવી ગયા. બીજા શબ્દોમાં કહીએ તો એમની રમતની પોલ ખુલ્લી પડી ગઈ, જેનાથી એમના ઉપર હિન્દુ સંગઠનોની છત્રી નીકળી જવાની પરિસ્થિતિ ઊભી થઈ ગઈ. લોકોને બરાબર સમજાય છે કે પોતાની આ ગબડતી છબીને સુધારવા માટે પીરાણાવાળાઓએ મુસલમાન સૈયદો સામે મોરચો ખોલ્યો, જેના થકી હિન્દુ સંગઠન એના પક્ષમાં ઊભું રહે. અને એમના જોરે પોતાનું અસલી છુપું અજેન્ડા ચલાવી શકે.

સનાતનીઓ સમજી ગયા છે કે પોતાની જ્ઞાતિ સુધારનું જે છેલ્લું પગલું ભર્યું છે, એ એમનો અંગત અને આંતરિક મામલો છે. અન્ય લોકો કે સંસ્થાઓનો સહયોગ લેવા જશે તો એ લોકોના સ્વાર્થ, લાભ, દબાણ અને મજબૂરીનો સતપંથીઓ બરાબર લાભ લઈ મુદ્દાને ભટકાવી નાખે છે. માટે સતપંથીઓ સાથે સમાધાન કરવાની કોઈ બેઠકમાં બેસવું નથી. હવે પછી જે કઈં કરવાનું છે એ સતપંથીઓએ કરવાનું છે. સનાતનીઓના ભાગમાં કરવાનું કઈં આવતું નથી.

સતપંથી દ્વારા જે ભ્રામક જ્ઞાતિ એકતાની વાતો કરવામાં આવી રહી છે, એ સનાતની જ્ઞાતિ માટે **એકતા નહીં પણ આત્મહત્યા** કરવા બરાબર છે. કૂટનીતિનું એક મહત્વનું સૂત્ર છે કે **"એ ન જુઓ જે બતાવવામાં આવી રહ્યું છે, હમેશાં એ જુઓ જે બતાવવામાં નથી આવતું".** આ સૂત્રને બરાબર સમજી ગયા હોવાથી સનાતનીઓ હવે સતપંથીઓની બધીજ રમતો ઓળખી રહ્યા છે અને એમના દ્વારા નાખવામાં આવેલ જાળમાં ફસાતા નથી. જેથી સનાતનીઓની આ લડાઈમાં જીત નિશ્ચિત છે.

યાદ કરો કે સફરની શરૂઆતમાં કેવી પરિસ્થિતિ હતી. અંધશ્રદ્ધા, વહેમ, પૂછામણા, નાની-મોટી તકલીફમાં ડર બતાવી પૈસા પડાવી લેવા, ધર્મ ગુરુઓ સામે માથું ઝૂકાવવા મજબૂર કરવામાં આવતા. લોકોને પોતાની વાત રજૂ કરવાથી પહેલા હમેશાં ડર રહે કે અમારા ગુરુ શું કહેશે? અને એમના હાથાઓ અને બની બેઠેલા જ્ઞાતિના આગેવાનો અમારા પર કેવી આફતો ગુજારશે? માટે એમની ચમચાગીરી કરવામાં જ ભલાઈ છે. જ્ઞાતિનું સ્વાભિમાન, ખમીર, વીર્ય ખતમ કરી નાખ્યું હતું. લોકો હમેશાં ડર અને લાચારીના માહોલમાં રહેતા. હીનતાનો ભાવ એટલો ઊંડો ઉતારી દેવામાં આવ્યો હતો કે નાની-મોટી બાબતોમાં હમેશા એ અંધશ્રદ્ધા અને વહેમના ચક્રવ્યૂહમાં ફસાયેલો રહે. માટે આંખો અને મગજ બંધ કરી દો, ગુરુ કહે એજ સાચું, એવો માહોલ હતો.

ઇતિહાસ એમ કહે છે કે અન્ય જ્ઞાતિઓની સરખામણીમાં, પછાતમાં પછાત જ્ઞાતિઓથી પણ પાછળ ક.ક.પા. જ્ઞાતિ હતી. જે જ્ઞાતિઓને ઇતિહાસમાં અછૂત જ્ઞાતિ કહેવામાં આવતી, એ જ્ઞાતિ પણ ક. ક. પા. જ્ઞાતિ સાથે અછૂતનો વ્યવહાર રાખતી હતી. લોકો ક. ક. પા. જ્ઞાતિને ઊંચેથી પાણી પીવડાવે એવી તો ભયંકર દુર્દશા હતી. પછાત અને અછૂત સમાજના ઉત્થાન માટે ઘણું લખ્યું, ઘણા કામો થયા અને ઘણા કાયદાઓ બન્યા. પણ આ બધાના લાભોથી ક. ક. પા. જ્ઞાતિ હમેશાં વંચિત જ રહી.

અહીં આપણે કોઈની ટીકા ટિપ્પણી નથી કરવા માંગતા. ભારત દેશનો કાયદો છે કે જેણે જેમાં શ્રદ્ધા હોય એ ધર્મમાં માને. પણ અમુક વાતો ઇતિહાસની દ્રષ્ટિથી કરવી પડે એમ છે, એમાં કોઈની લાગણી દુભાવવા માટે નહીં, પણ વાસ્તવિકતાનો ચિતાર આપવા માટે છે.

આશાની કોઈ પણ કિરણ કે મદદ માટે કોઈ પણ હાથ લાંબોના હોય આવી પરિસ્થિતિમાં હોવા છતાં, સનાતની સદીના સફરના અંતે સૌથી પાછળ રહેલો આ સમાજ, આજે વિકસિત સમાજોની હરોળમાં ગૌરવભેર એકદમ આગળ ઊભો છે. આવું ગજબનું કામ સનાતની જ્ઞાતિ / સમાજના વડીલોએ અને એમના ગુરુઓએ કરેલ છે. એમના પ્રત્યે કૃતજ્ઞતા વર્ણન કરવા માટે શબ્દો ઓછા પડે.

સનાતની સદીનો આ સફર સંઘર્ષ, ત્યાગ, બલિદાન, નિઃસ્વાર્થ સેવા, પરોપકાર અને જ્ઞાતિ હિતના કાર્યોથી ભરેલ માઇલસ્ટોનોનું સફરનામું છે. આ એવા લોકોની જીવન યાત્રા છે કે જેમને સુખી જીવન માટે ધર્મનું મહત્વ સમજી, એને સહુથી ઉંચો રાખ્યો, એની ગરિમા અને અસ્મિતા માટે પોતાના જીવન ખપાવી નાખ્યાં.

આ લેખના માધ્યમથી કોઇની પણ, તેમજ સતપંથ સમાજ, તેના સામાન્ય લોકો, કે એમના બધાજ આગેવાનો કે બધાજ સાધુઓને ઉતારી પાડવા, બદનામ કરવા કે એમની લાગણીઓ દુભાવવાનો કોઈ પ્રયાસ કરવાનો આશય નથી. માત્ર અમારા વિચારો વ્યક્ત કરેલ છે. આ લેખ લખવા પાછળ વડીલોનું મહાન યોગદાન અને એમની ભાવનાઓ તેમજ વિચારો નો સાર મુકવાનો પ્રયાસ કરેલ છે.. કોઈને ઉતારી પાડવા કે નીચા બતાવવાનો કોઈ હેતુ નથી.

જ્યારે આપણે એમ કહી છીએ કે સનાતની જ્ઞાતિના સુધારક વડીલોએ સતપંથથી છૂટા પડેલા લોકો માટે અલગ ક. ક. પા. સનાતન જ્ઞાતિ ઊભી કરી, ત્યારે લોકોનો સમૂહ ભેગો કરી, નિયમો ઘડી, જીવવા માટે વ્યવસ્થા ઊભી કરી નાખી એવી સરળ વાત નથી.

સનાતની જ્ઞાતિની સ્થાપના કરીને સનાતની જ્ઞાતિ સુધારક વડીલો અને ગુરુઓએ જ્ઞાતિના લોકોને પોતાની Dignity/ગરિમા આપી. ગરિમા વગર સુખી જીવનનો આનંદ મળે નહીં, એવો જીવનનો આ એક સર્વોચ્ચ મૂલ્ય છે. આ એ મૂલ્ય છે, જેણે પૃથ્વીરાજ ચૌહાણ, મહારાણા પ્રતાપ, છત્રપતિ શિવાજી મહારાજ જેવા સુરવીરો જનમાવ્યા. આ એજ મૂલ્ય છે જેણે ભારતની આઝાદીની લડાઈમાં લોકોને જોડ્યા.

આ સનાતની સદીની શરૂઆતમાં કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિની પરિસ્થિતિ અન્ય જ્ઞાતિઓની સરખામણીમાં સૌથી પાછળ હતી. એ સમયે કહેવાતું હતું કે "કણબી પશુ ન માનવી". જ્યારે કહેવાતી પછાત જ્ઞાતિઓ પણ કણબી સાથે અછૂતનો વ્યવહાર કરતી, એમને ઉપરથી પાણી પવડાવતી. એ પરિસ્થિતિમાંથી બહાર કાઢી આજે જ્ઞાતિને વિકસિત જ્ઞાતિઓની હરોળમાં આગળ મૂકી દીધી છે. આ યશ કચ્છ કડવા પાટીદાર સનાતની જ્ઞાતિના પાયાના વડીલો અને સંતો છે, જેમના ઋણ પુનઃસ્વીકાર કરવાનો અવસર એટલે પ્રથમ કચ્છ કડવા પાટીદાર સનાતની જ્ઞાતિ અધિવેશન દિનાંક 14-May-2023.

આજના યુવાનોમાં ગૌરવ ભેર માથું ઊંચું કરવા, સ્વાભિમાનથી જીવવા, અન્ય જ્ઞાતિઓની નજરમાં પોતાના માટે સન્માન જોવા, પોતાનો વિકાસનો રસ્તો સરળ કરી લેવા જેવા પાયાગત પ્લેટફોર્મ પૂરું પાડતું સદૃઢ સનાતની સમાજ આ વડીલોની ઐશ્વર્ય દેન છે. જેના મીઠા ફળો આજની પેઢી ખૂબ માણી રહી છે. જો આપણી ચામડી ઉતારીને જો એ સનાતની વડીલોને અર્પણ કરવામાં આવે, તો પણ એમનું ઋણ કોઈ દિવસ ઉતારી નહીં શકાય.

જય લક્ષ્મીનારાયણ. જય મા ઉમિયા. જય સનાતન.






# શ્રીસમાજનો સનાતની શતાબ્દી મહોત્સવ

### અમારી નજરે.....




- વિરાટ સમીયાણું.
- અભૂતપૂર્વ માનવ મહેરામણ.
- પરિવારની ત્રણ ત્રણ પેઢીએ એક સાથે એક છત્ર નીચે બેસી મહોત્સવ માણ્યો.
- સૌને રુચિકર ભોજન અને જમવાની ઉત્તમ વ્યવસ્થા.
- શેરડીના રસની અખંડ રસધારા.
- શોભાયાત્રામાં વિરાટ ભારતના દર્શન.
- જ્ઞાતિમાં પ્રથમ વખત પી.એમ. અને સી.એમ.સાહેબે વર્ચ્યુઅલ ઉપસ્થિત રહીને પ્રેરક ઉદ્દબોધન કર્યું.
- પાંચ દિવસ દરમિયાન શ્રીસમાજ યુવાસંઘ અને મહિલાસંઘ દ્વારા વૈવિધ્ય લક્ષી કાર્યક્રમોની હારમાળા.
- જ્ઞાતિનું પ્રથમ સનાતની અધિવેશન.

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ આયોજિત સનાતની શતાબ્દી મહોત્સવ તા. ૧૦ થી૧૪ મે ૨૦૨૩ દરમિયાન નખત્રાણા ખાતે શ્રી સમાજના **પ્રમુખ અબજીભાઈ વિશ્રામભાઈ કાનાણી**ના અધ્યક્ષ સ્થાને તથા શ્રી સમાજના **વરિષ્ઠ ટ્રસ્ટી શ્રી ગોપાલભાઈ વાલજીભાઈ ભાવાણી**ના મહોત્સવ સમિતિના ચેરમેન પદે રંગે ચંગે જ્ઞાતિજનોની અભૂતપૂર્વ વિશાળ જન મેદનીની ઉપસ્થિતિમાં યોજાઈ ગયો. સો વર્ષ પહેલા ૧૯૨૦ માં કરાંચી ખાતે સનાતની અસ્તિત્વ માટે પરિષદના માધ્યમથી શરૂ થયેલ સનાતની સંગઠનની શતાબ્દીની ઉજવણી. શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવાસંઘને પચાસ વર્ષ પૂર્ણ થતા સુવર્ણ જયંતિ મહોત્સવ તથા યોગા નું યોગ મહિલા સંઘને પચ્ચીસ વર્ષ પૂર્ણ થતા રજત જયંતિની ઉજવણીનો ત્રિવિધ મહોત્સવ સનાતની શતાબ્દી મહોત્સવ સ્વરૂપે ઉજવવાનું નક્કી કરવામાં આવ્યું હતું. છેલ્લા આઠ મહિનાથી તૈયારીઓ ચાલુ હતી, જેના ભાગરૂપે સમગ્ર ભારત ભરના પચ્ચીસ ઝોન સમાજોમાં સનાતની ગૌરવ યાત્રાનું આયોજન કરી આગોતરું આમંત્રણ પાઠવવામાં આવ્યું હતું. જેમાં સમાજના શ્રેષ્ઠિઓ તરફથી ઉદાર મને દાનની સરવાણી, યોજકોની આયોજનની પ્રતિબદ્ધતા, સનાતની સૈનિક ભાઈ- બહેનોની સમર્પિત શ્રમસેવા, અને સમગ્ર જ્ઞાતિજનોનો અદમ્ય ઉત્સાહ તથા સહકાર સૌજન્યથી મહોત્સવ સંપૂર્ણ સફળ થઈ દીપી ઉઠ્યો છે. સમીયાણામાં ઉપસ્થિત સૌ અબાલ વૃદ્ધ જ્ઞાતિજનોએ સનાતની શતાબ્દી મહોત્સવની યાદગાર, અવિસ્મરણીય અનુભૂતિ મેળવી અભિભૂત થયા છે.

### વિજય ધ્વજ આરોહણ

સનાતની શતાબ્દી મહોત્સવની ખરેખર શરૂઆત તા.૧૬.૦૪.૨૦૨૩ના રોજ આયોજીત વિજય ધ્વજ આતોહણના કાર્યક્રમથી શરૂ થઇ હતી. શ્રી સમાજના ટ્રસ્ટીઓ અને હોદેદારશ્રીઓની સાથે પૂર્વ-પશ્ચિમ ઝોન સમાજ અને બૃહદ કચ્છ રિજિયનના યુવા દોસ્તોની સાથે કચ્છના ગામેગામથી મોટી સંખ્યામાં માનવમેદની સાથે ઉમિયા માતાજી સંસ્થાન-વાંઢાય માતાજીના આશીર્વાદ લઈ અખંગ દીવાની પ્રજવલ્લિત જયોત સાથે કારબગી અને સેંકડો વાહનોના કાફલા સાથે જ્ઞાતિની ગુરુગાદી એવા ઈશ્વર આશ્રમમાં ગુરુવર્યોના આશીર્વાદ મેળવી પ.પૂ. મોહનદાસજી મહારાજ સાથે લક્ષ્મીનારાયણ સંસ્કારધામ પહોંચ્યા ત્યાં ઈષ્ટદેવ ભગવાન શ્રી લક્ષ્મીનારાયણના આશીર્વાદ મેળવી નખત્રાણા તરફ પ્રસ્થાન કર્યું. વચ્ચે આવતાં અનેક ગામોમાં જયોતિરથનું ઉમળકાભેર સ્વાગત કરવામાં આવ્યું. ત્યારબાદ નખત્રાણામાં મહોત્સવના અવસરના આંગણે પવિત્ર ભૂમી ઉપર દાતાશ્રીઓ પુંજાભાઇ ધનજીભાઇ શીરવી પરિવાર-મંગવાણા (શક્તિ ગ્રુપ-થાણા) અને પુજય મોહનદાસ મહારાજ ગુરુ શ્રી કરસન રામજી મહારાજ-વાંઢાયના વરદ્ હસ્તે વિજયસ્તંભની પ્રસ્થાપના કરી વિજયધ્વજનું આરોહણ કરવામાં આવ્યું.

વિવિધ કક્ષનું લોકાર્પણ મહોત્સવના પ્રથમ દિવસે તા. ૧૦ મે ના રોજ સવારે ૧૦:૩૦ કલાકે સમીયાણાના મુખ્ય સનાતની પ્રવેશ દ્વારનું ઉદ્‌ઘાટન **દાતાશ્રી માવજીભાઈ રતનશીભાઈ વાગડીયા બેંગલોર, ખોંભડી** પરિવારના વરદ હસ્તે સનાતની પ્રવેશદ્વારનું ઉદઘાટન કરવામાં આવ્યું. ત્યારબાદ સંત લાલરામજી અન્નપૂર્ણા કક્ષના **દાતા માવિત્ર મનજીભાઈ વાલજીભાઈ સાંખલા રે રોડ મુંબઈ - ઉખેડા,** પરિવાર દ્વારા અન્નપૂર્ણા કક્ષનું ઉદઘાટન કરવામાં આવ્યું. સંત શ્રી ઓધવરામજી ઋષિ મંદિરના **દાતા માવિત્ર શાંતિલાલ રવજીભાઈ પદમાણી મેઘપર ગાંધીધામ વિથોણ** પરિવારના વરદ હસ્તે ઉદઘાટન કરવામાં આવ્યું હતું.

## શાનદાર શોભાયાત્રા

બપોરના ભોજનબાદ બપોરે ૩:૩૦ કલાકે દેવાશિષ હોસ્પિટલ અને બજરંગ ગ્રાઉન્ડથી ભવ્ય સનાતની શોભાયાત્રાના મુખ્ય **દાતા ઝવેરબેન મોહનભાઈ રતનશીભાઈ રામજીયાણી ઘાટકોપર, મદનપુરા** દ્વારા કેસરી ધજા ફરકાવીને પ્રારંભ કરાવવામાં આવ્યો હતો. આ શોભાયાત્રામાં સંસ્કારધામના રથમાં પ.પૂ. મોહનદાસજી મહારાજ, ઈશ્વર આશ્રમ વાંઢાય. પરમ પૂજ્ય મહામંડલેશ્વર ૧૦૦૮ શ્રી શ્રી કેશવદાસજી મહારાજ, અયોધ્યાધામ, સુંદરપુરા અરવલ્લી. પૂ. વલ્લભ કૃષ્ણજી, સંસ્કારધામ દેશલપર. પૂ.સુ.શ્રી ભારતીદીદી બડવાહ. પૂ.રમાદેવી માતાજી હરિદ્વાર અને અન્ય સંતગણ બિરાજમાન થયા હતા. ત્યારબાદ બગીમાં શ્રીસમાજના મુખ્ય હોદ્દેદારો અને દાતાશ્રીઓએ સ્થાન લીધું હતું ,અગિયાર ઘોડેસવારોએ શોભાયાત્રાની શોભામાં અભિવૃદ્ધિ કરી બેન્ડવાજા પાર્ટી સાથે અનેક ડી.જે.ની સુરાવલીઓ વચ્ચે સમગ્ર શોભાયાત્રા સુરીલી સંગીતમય બની હતી. ભારતભરના તમામ ઝોનના ભિન્ન ભિન્ન થીમ પર આધારિત આકર્ષક ટેબ્લો રજૂ કરવામાં આવ્યા હતા. શોભાયાત્રામાં અકલ્પનીય માનવ મેદની ઉમટી પડી હતી ત્રણ કિલોમીટર લાંબી શોભાયાત્રામાં ભરચક માનવ મહેરામણની ઉત્સાહભેરની ભાગીદારી ઊડીને આંખે વળગે તેવી હતી, દેશના વિવિધ પ્રાંતોનું પ્રતિનિધિત્વ કરતી ટેબ્લો કૃતિથી વિરાટ ભારતના દર્શન થતા હતા. થીમ આધારિત પ્રત્યેક કૃતિની સર્જનશીલતા કાબીલે દાદ હતી અને તમામ કૃતિઓ વિશિષ્ટ સનાતની સંદેશ આપતી હતી શોભાયાત્રામાં ભાગ લેનાર જ્ઞાતિજનોનો હરખ આભે ચડ્યો હતો અને સૌ મન મૂકીને ઝૂમી ઉઠ્યા હતા.શોભાયાત્રા શમીયાણાના મુખ્ય દ્વાર પાસે પ્રવેશે ત્યારે શ્રી સમાજના હોદ્દેદારો દ્વારા તેમનું સ્વાગત અભિવાદન કરવામાં આવ્યું હતું અને સરદાર પટેલની વિરાટ કદની પ્રતિમાનું અનાવરણ સંતોના વરદ હસ્તે કરવામાં આવ્યું. મુખ્ય નારાયણ રામજી લીંબાણી સભાગૃહનું ઉદ્‌ઘાટન લક્ષ્મીનારાયણ ભરોસે **દાતાશ્રી આશિષ લીંબાણી હિન્દુસ્તાન ફાઈબર વડોદરા વાળા** હસ્તે કરવામાં આવ્યું. કેસરા પરમેશ્વરા એક્ઝિબિશન કક્ષના **દાતાશ્રી શામજીભાઈ ખીમજીભાઈ ગોરાણી સુરત ખેડોઈ** પરિવાર દ્વારા ખુલ્લો મુકવામાં આવ્યો.

## સનાતની શંખનાદ

સાંજે બરાબર સાત વાગે યુવાસંઘ દ્વારા આયોજિત સનાતની શંખનાદ દ્વારા એશિયા બુક ઓફ વર્લ્ડ રેકોર્ડ અને ઈન્ડિયા બુક ઓફ વર્લ્ડ રેકોર્ડમાં ગૌરવવંતુ સ્થાન પ્રાપ્ત કર્યું હતું જેના સાક્ષી જ્ઞાતિજનોની સાથે સંતો પણ બન્યા હતા જેતલપુર અમદાવાદથી ઉપસ્થિત પ.પૂ.શાસ્ત્રી સ્વામી શ્રી પી.પી.દાસજી મહારાજ અને ભુજ ધામથી ઉપસ્થિત પ.પૂ.શાસ્ત્રી સ્વામી દેવ ચરણદાસજીએ આશીર્વાદ આપ્યા હતા..

## સનાતની શતાબ્દી મહોત્સવ ઉદ્‌ઘાટન સત્ર રાજકીય અને સામાજિક મંચ

સમારંભના બીજા દિવસે તા. ૧૧/૫/૨૦૨૩ ના પ્રભાત સત્રમાં મહોત્સવના **મુખ્ય યજમાન શ્રીમતી સાવિત્રીબેન પુંજાલાલ ધનજીભાઈ શિરવી થાણા, મંગવાણા વાળાના** વરદ હસ્તે મુખ્ય મંચને ખુલ્લો મુકવામાં આવ્યો હતો ત્યારબાદ કેન્દ્રિય સમાજના પ્રમુખશ્રી અબજીભાઈ કાનાણીએ અધ્યક્ષપદ સંભાળ્યા બાદ શ્રી સમાજના મહામંત્રીશ્રી પુરુષોત્તમભાઈ ભગત દ્વારા સ્વાગત પ્રવચન કરવામાં આવ્યું હતું. સમારંભના ઉદ્‌ઘાટક **દાતાશ્રી રામહંસ ગ્રુપ એન. આર. ડોર ગાંધીધામ, ગુણાતીતપુર** પરિવારના વરદ હસ્તે દીપ પ્રાગટ્ય કરી કાર્યક્રમને વિધિવત ખુલ્લો મુકવામાં આવ્યો હતો. સનાતન શતાબ્દી મહોત્સવના ચેરમેનશ્રી

ગોપાલભાઈ ભાવાણીએ પોતાની ભાવ ભરેલી અસ્ખલિત વાણી ધારાથી મહોત્સવની પ્રસ્તાવના રજૂ કરી હતી, ત્યારબાદ આયોજન સમિતિના સહ કન્વીનર અને મહોત્સવમાં ખૂબ જ સક્રિય શ્રી રમેશભાઈ પારસીયાએ ટીમ વિશ્વ ઉમિયા ધામનો વિશેષ પરિચય આપી આર.પી. પટેલને રજૂ કર્યા હતા વિશ્વ ઉમિયાધામના પ્રમુખશ્રી આર.પી.પટેલ સાહેબે સનાતન સમાજ સાથેનો વિશેષ નાતો જણાવી વિશ્વ ઉમિયા ફાઉન્ડેશનની આગામી યોજનાઓની ઝાંખી સભા સમક્ષ રજૂ કરી હતી. ત્યારબાદ ભારતના કેન્દ્રીય કેબિનેટ મંત્રી પુરુષોત્તમભાઈ રૂપાલાએ સૌને રુચિકર શૈલીમાં પ્રેરક પ્રવચન આપ્યું હતું. ત્યારબાદ ગુજરાતના માનનીય મુખ્યમંત્રીશ્રી ભુપેન્દ્રભાઈ પટેલે વર્ચ્યુઅલ ઉદ્દબોધન કર્યું હતું. ત્યારબાદ ભારતના વડાપ્રધાન માનનીય શ્રી નરેન્દ્રભાઈ મોદીના વર્ચ્યુઅલ સંબોધન પહેલાં કેન્દ્રીય સમાજના પ્રમુખશ્રી અબજીભાઈ કાનાણીએ વડાપ્રધાનને આવકાર્યા હતા. તે પછી ભારતના યશસ્વી વડાપ્રધાન નરેન્દ્ર ભાઈ મોદી સાહેબે પોતાના વર્ચ્યુઅલી ઉદબોધનમાં આપણી જ્ઞાતિ પ્રત્યે વિશેષ આદરભાવ રજૂ કર્યો હતો અને આપણી જ્ઞાતિના ભૂતકાળમાં વિદેશી આક્રાંતાઓ સામેના સંઘર્ષની જિક્ર કરી હતી અને જ્ઞાતિ સુધારક નારાયણજી રામજી લીંબાણીનું પાવન સ્મરણ કર્યું હતું. આ પ્રસંગે ચંદ્રકાંતભાઈ છાભૈયા અને સમાજ રચિત ઈતિહાસવિદ સમિતિ દ્વારા સંકલિત ગ્રંથ ‘અભિલેખ ૨૦૨૩‘ અને બીજો ગ્રંથ ‘ઘર વાપસી‘ પુસ્તકનું વિમોચન **દાતાશ્રી રતનશીભાઈ લાલજીભાઈ દિવાણી,થાણા,વિરાણી નાની ગઢવાળી** પરિવાર અને મંચસ્થ મહાનુભાવોના વરદ હસ્તે કરવામાં આવ્યું હતું, આ પ્રસંગે ઉમિયા માતાજી સંસ્થાન વાંઢાયના પ્રમુખશ્રી હંસરાજભાઈ ધોળુ લક્ષ્મીનારાયણ કેન્દ્ર સ્થાનના પ્રમુખશ્રી ગંગારામભાઈ રામાણી ઉપસ્થિત રહીને પ્રાસંગિક ઉદબોધન કર્યા હતા. કચ્છ મોરબી મત ક્ષેત્રના લોકપ્રિય સાંસદશ્રી વિનોદભાઈ ચાવડા, ભુજના ધારાસભ્યશ્રી કેશુભાઈ પટેલ,નખત્રાણા તાલુકા પંચાયતના પ્રમુખ શ્રી જયસુખભાઈ ડાયાણી માંડવીના ધારાસભ્ય અનિરુદ્ધભાઈ દવે અબડાસાના ધારાસભ્ય પ્રદ્યુંમનસિંહ જાડેજા તેમજ આપણા સ્થાનિક રાજકીય આગેવાનો ડૉ. શાંતિલાલ સેંઘાણી શ્રી ભરતભાઈ સોમજીયાણી જયંતીભાઈ એમ. પોકાર તલોદ, ગાંધીનગર વગેરે રાજકીય આગેવાનો ઉપસ્થિત રહ્યા હતા. કેન્દ્રીય સમાજના ઉપપ્રમુખ શ્રી જયંતીભાઈ લાકડાવાળાએ પ્રમુખશ્રી વતી ઉદબોધન કરી સૌ પ્રત્યે આભારની લાગણી વ્યક્ત કરી હતી, સભા સંચાલક અને કેન્દ્રીય સમાજના મંત્રીશ્રી, ડૉ. અશોકભાઈ ભાવાણીએ બપોર પછીના બીજા સત્રના કાર્યક્રમની રૂપરેખા આપી સત્ર સમાપ્તિની ઘોષણા કરી હતી.

### સનાતની ધર્મસભા

બપોર પછી બીજુ સત્ર બરાબર ત્રણ વાગે શરૂ થયું હતું જેમાં આપણા પ. પૂ. સંતો મંચસ્થ થયા હતા અને સંસ્કારધામના જ્ઞાન દર્શક સંત પૂ. વલ્લભ કૃષ્ણજી એ આધ્યાત્મિક વિકાસ માટે ઈષ્ટદેવ લક્ષ્મીનારાયણ ભગવાનની પરંપરા વિશે સમજ આપી હતી તે પછી દ્વારકા શારદાપીઠના જગતગુરુ શંકરાચાર્ય સ્વામી સદાનંદ સરસ્વતી મહારાજનું આગમન થયું હતું. સનાતન ધર્મજાગરણ સમિતિના સભ્યો દ્વારા નારાયણ ઉપનિષદનું સમૂહ પારાયણ કરાવી સનાતની શંખનાદ કરવામાં આવ્યો હતો. શ્રી સમાજના મુખ્ય હોદ્દેદારો દ્વારા લક્ષ્મીનારાયણ સ્વરૂપે પાદુકા પૂજન કરવામાં આવ્યું હતું પ.પૂ. શંકરાચાર્યજીએ પોતાના આશીર્વાદમાં સનાતન ધર્મનો મર્મ સમજાવ્યો હતો અને આપણી જ્ઞાતિના સનાતની અસ્તિત્વ માટેના સંઘર્ષને બિરદાવ્યો હતો. પૂ. શંકરાચાર્યજીની વિદાય પછી સામાજિક અને ધાર્મિક સભા શરૂ થઈ હતી જેમાં આપણી સર્વોચ્ચ સંસ્થા ઉમિયા માતાજી સંસ્થાન ઊંઝાથી ઉપસ્થિત ઈશ્વરભાઈ પટેલ, અબડાસા વિસ્તારના ધારા સભ્યશ્રી પ્રદ્યુમનસિંહ જાડેજા કચ્છ જિલ્લા પંચાયતના પ્રમુખ શ્રીમતી પારુલબેન કારા કચ્છી લેઉવા પટેલ સમાજ ભુજના પ્રમુખશ્રી વેલજીભાઈ પટેલ, કચ્છ જિલ્લા પંચાયત શિક્ષણ સમિતિના ચેરમેન આદરણીય શ્રીમતી જયાબેન બાબુલાલ ચોપડા, સાથે અન્ય રાજકીય અને સામાજિક આગેવાનોએ પ્રસંગોચિત પોતાના વિચારો રજૂ કર્યા હતા. આ પ્રસંગે સનાતન ધર્મ જાગૃતિ સમિતિના કન્વીનર શ્રી રમેશભાઈ વાગડીયા લેખિત પુસ્તક “કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં સનાતની ચળવળ (ચોથી ક્રાંતિ)ના સંસ્મરણો” નું વિમોચન મંચસ્થ મહાનુભાવો દ્વારા કરવામાં આવ્યું હતું. ત્યારબાદ સુંદરપુરા અરવલ્લી અયોધ્યાધામના પ.પૂ.

મહામંડલેશ્વર ૧૦૦૮ શ્રી શ્રી કેશવદાસજી મહારાજ, સનાતની વિચારધારાની જ્ઞાન ગંગોત્રી સમી જ્ઞાતિની ગુરુગાદી ઈશ્વર આશ્રમ વાંઢાય તીર્થ ક્ષેત્રના ગાદીપતિ પ. પૂ. મોહનદાસજી મહારાજ, ગુરુકુટીર હરિદ્વારના પૂ. રમા માતાજી તથા આપણા સમાજના ભાગવત કથાકાર આદરણીય સુ.શ્રી ભારતી દીદીજી. બડવાહ અને સમાજના કથાકાર તરીકે ઊભરતા આદરણીય સુ.શ્રી દિપાલીજી રાજકોટ એ જ્ઞાતિજનોના આધ્યાત્મિક ઉત્થાન માટે પ્રેરક પ્રસંગો વર્ણવી પ્રસંગોચિત આશીર્વાદ આપ્યા હતા. શ્રી સમાજ અને સભાના પ્રમુખશ્રી અબજીભાઈ કાનાણીએ પોતાનું અધ્યક્ષીય ઉદ્દબોધનમાં સનાતની શતાબ્દી મહોત્સવમાં વિશાળ સંખ્યામાં ઉપસ્થિત જ્ઞાતિજનોની સમાજ ભાવનાને બિરદાવી ટૂંકા ગાળામાં દાતાશ્રીઓએ આપેલા પ્રતિસાદની નોંધ લીધી હતી અને સનાતની શતાબ્દી મહોત્સવના ઉદ્દેશને યથાર્થ કરવા અનુરોધ કર્યો હતો. સૌ પ્રત્યે આભારની લાગણી આયોજન સમિતિના ચેરમેન શ્રી ગોપાલભાઈ ભાવાણીએ વ્યક્ત કરી હતી.

સનાતની શતાબ્દી મહોત્સવમાં વિશાળ સંખ્યામાં ઉપસ્થિત જ્ઞાતિજનોની સમાજ ભાવનાને બિરદાવી ટૂંકા ગાળામાં દાતાશ્રીઓએ આપેલા પ્રતિસાદની નોંધ લીધી હતી અને સનાતની શતાબ્દી મહોત્સવના ઉદ્દેશને યથાર્થ કરવા અનુરોધ કર્યો હતો. સૌ પ્રત્યે આભારની લાગણી આયોજન સમિતિના ચેરમેન શ્રી ગોપાલભાઈ ભાવાણીએ વ્યક્ત કરી હતી.

## સનાતની ગૌરવ નાટીકા

સાંજના નિશા સત્રમાં શ્રી કચ્છ કડવા પટેલ સનાતન સમાજ નરોડા અને તેની યુવા પાંખ નવયુગ યુવક મંડળદ્વારા આપણી જ્ઞાતિના કષ્ટદાયક ધાર્મિક અતિતની ઝાંખી કરાવતી ‘સનાતની ગૌરવ નાટિકા‘ રજૂ કરવામાં આવી હતી જે કાર્યક્રમનું ઉદઘાટન **દાતાશ્રી માતૃશ્રી ધનલક્ષ્મીબેન વાલજીભાઈ રવાણી અમદાવાદ,ખોંભડી** પરિવાર દ્વારા કરવામાં આવ્યું હતું.

## જ્ઞાતિ વિકાસ વિઝન

જ્ઞાતિના સર્વાંગી વિકાસ માટે સનાતની વિઝનના વાવેતર સનાતની શતાબ્દી મહોત્સવના ત્રીજા દિવસે પ્રથમ સત્રમાં સત્રના **દાતાશ્રી માતૃશ્રી વિજયાબેન મોહનભાઈ સેંઘાણી અમદાવાદ મોટી રાયણ નેક્સસ ગ્રુપ પરિવાર** દ્વારા દીપ પ્રગટાવી સત્રનું વિધિવત ઉદ્દ્ઘાટન કરવામાં આવ્યું ત્યારબાદ સમાજની વિઝન સમિતિ દ્વારા નાટ્ય શિક્ષણ અંતર્ગત વિવિધ સમિતિના ધ્યેયો ઉદ્દેશો અને કાર્ય પ્રણાલીને ઉજાગર કરતી ફિલ્મો બનાવીને રજૂ કરવામાં આવી જે સમિતિઓના પ્રચાર પ્રસાર માટે અસરકારક પુરવાર થઈ જેનો શ્રેય શ્રી સમાજના ઉપપ્રમુખશ્રી જયંતિભાઈ લાકડાવાળાને જાય છે. આ ફિલ્મોના શૂટિંગ માટે શ્રી દામોદરભાઈ ભાવાણી પરિવાર, સુરતનું અનન્ય યોગદાન રહ્યું છે. આ પ્રસંગે કેન્દ્રીય સમાજના પૂર્વ ઉપપ્રમુખ આપણા સમાજના સામાજિક અને રાજકીય આગેવાન ક્રાંતિદળના માધ્યમથી યુવાનોના પથદર્શક, બાહોશ,નિડર નેતૃત્વ, સમાજ માટે કોઈપણ સેવા તેમાંય ખાસ કરીને આપાતકાલીન સેવાઓમાં હંમેશા કર્તવ્ય તત્પર રહેનાર સમાજના બૌદ્ધિક એજ્યુકેટેડ કર્મયોગી એવા ડો. શાંતિલાલ સેંઘાણી સાહેબનું સમાજ માટે દીર્ઘકાલીન ગુણવત્તા યુક્ત નિરંતર સેવા બદલ વિશિષ્ટ સન્માન કરવામાં આવ્યું.

## યુવાસંઘ સુવર્ણ જયંતી મહોત્સવ ઉજવણી

બપોરે ૨:૦૦ કલાકથી સાંજે ૭:૩૦ દરમિયાન અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવાસંઘ દ્વારા પ્રસ્તુતિ કરવામાં આવી સત્રના **દાતા પ્રગતિ તનિષ્ક ગ્રુપ સુરત, નેત્રા પરિવાર** દ્વારા સત્રનું ઉદ્દ્ઘાટન કરવામાં આવ્યું. શરૂઆતમાં વક્તૃત્વ સ્પર્ધા ફાઈનલનું આયોજન કરવામાં આવ્યું ત્યાર બાદ અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવાસંઘના પૂર્વ પ્રમુખશ્રીઓ તેમજ પૂર્વ મહામંત્રીશ્રીઓનું વિશિષ્ટ સન્માન કરવામાં આવ્યું. સન્માનના પ્રત્યુતરો અને પ્રાસંગિક પ્રવચન બાદ આભાર ભાવ વ્યક્ત કરી ભોજન પ્રસાદ તરફ સૌએ પ્રસ્થાન કર્યું.

## નાટક સ્પર્ધા યુવાસંઘ

૧૨/૫/૨૩ના રાત્રે નિશા સત્રનું દીપ પ્રાગટ્ય કરીને ઉદ્દ્ઘાટન **રંજનબેન ધીરજલાલ દિવાણી થાણા, વેરસલપર પરિવાર** દ્વારા કરવામાં આવ્યું યુવાસંઘના રિજિયનો માંથી સ્પર્ધક રિજીયનો દ્વારા નાટ્ય સ્પર્ધાના ફાઈનલનું પ્રસ્તુતિકરણ કરવામાં આવ્યું. સમાજના બાળકોમાં રહેલી સરાહનીય અભિનય ક્ષમતાના દર્શન કરી ઉપસ્થિત પ્રેક્ષકોએ ગૌરવ અને ધન્યતાની લાગણી અનુભવી.

## મહિલા સંઘ રજત જયંતિ પર્વની ઉજવણી

સનાતની શતાબ્દી મહોત્સવના ચતુર્થ દિવસે તારીખ ૧૩/૫/૨૦૨૩ ના રોજ સવારે પ્રથમ સત્ર માં શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર મહિલાસંઘ દ્વારા રજત જયંતિ પર્વની ઉજવણી કરવામાં આવી જેમાં સૌથી પહેલા સત્રના **દાતા શ્રીમતી ભાનુબેન જીતુભાઈ વાડીયા નૈરોબી માનકુવા** દ્વારા દીપ પ્રગટાવી કાર્યક્રમને ખુલ્લો મુકવામાં આવ્યો જેમાં કચ્છ કડવા પાટીદાર પરિવાર યુ.એસ.એ. પરિવાર વતી રૂક્ષ્મણીબેન અને પ્રવીણભાઈએ સહયોગ આપ્યો. મહિલા સંઘના મંત્રી શ્રીમતી કમળાબેન હળપાણીએ સૌનું શાબ્દિક સ્વાગત કર્યું હતું અને મહામંત્રી શ્રીમતી રમીલાબેન રવાણીએ પ્રસ્તાવના રજૂ કરી હતી મહિલા સંઘના આ રજત જયંતિ પર્વમાં મોટીવેશનલ સ્પીકર નેહલબેન ગઢવીનું પ્રેરક પ્રવચન રજૂ કરવામાં આવ્યું હતું. ત્યારબાદ મહિલાસંઘના પૂર્વ પ્રમુખશ્રીઓ અને મહામંત્રી શ્રીઓનું સન્માન કરવામાં આવ્યું. તે પછી સંપર્ક પુસ્તિકાનું વિમોચન કરવામાં આવ્યું અને ત્યારબાદ વિશિષ્ટ સિદ્ધિ પ્રાપ્ત કરનાર મહિલા વિભૂતિઓનું સન્માન કરવામાં આવ્યું . સન્માનનીય મહિલા શક્તિએ પોતાના પ્રતિભાવો રજૂ કર્યા હતા જેમાં સુલોચનાબેન લીંબાણીએ મનનીય વક્તવ્ય રજૂ કર્યું હતું. મહિલાસંઘના પ્રમુખ શ્રીમતી જશોદાબેન નાકરાણીએ પોતાનું પ્રમુખ સ્થાનેથી ઉદબોધન કર્યું હતું છેલ્લે મંત્રીશ્રી ઉર્મિલાબેન ડાયાણીએ સૌ પ્રત્યે આભારની લાગણી વ્યક્ત કરી હતી મહિલા સંઘ રજત જયંતિ વર્ષના ઉજવણી સત્રનું સુંદર સંચાલન મંત્રીશ્રી અનુરાધાબેન શાંતિલાલ સેંગાણી અને રંજનબેન ભાવાણીએ કર્યું હતું.

## યુવાસંઘ બેસ્ટ વોઇસ
## પ્રિન્સ પ્રિન્સેસ પ્રતિયોગીતા

૧૩/ ૫ /૨૦૨૩ ના રોજ નું બીજું સત્ર અખિલ ભારતીય યુવાસંઘ દ્વારા પ્રસ્તુતિકરણ હતું જેમાં કે કે પી બેસ્ટ વોઈસ ફાઈનલ અને પ્રિન્સ પ્રિન્સેસ ઓફ કે કે પી ફાઈનલની સ્પર્ધા યોજવામાં આવી હતી આ સત્રનું ઉદ્‌ઘાટન **દાતાશ્રી શ્રીમતી કસ્તુરબેન કાંતિભાઈ લખમશીભાઈ લીંબાણી થાણા, ઘડુલી** દ્વારા કરવામાં આવ્યું હતું.

## સાંસ્કૃતિક રાસ ગરબા સ્પર્ધા

નિશાસત્ર DeeVee Project સાંસ્કૃતિક રાસ ગરબા ફાઈનલ સત્રના દાતા **માતૃશ્રી ગોમતીબેન રતનશીભાઈ રૂડાણી મદનપુરા, કોડાય બોરીવલીના** વરદ હસ્તે દીપ પ્રાગટ્ય કરી ક્ષેત્રને ખુલ્લું મૂકવામાં આવ્યું હતું જેમાં યુવા સંઘના ભારતભરના વિવિધ રીજીયનમાંથી સાંસ્કૃતિક રાસ ગરબાની સુંદર કૃતિઓ રજૂ થઈ હતી.

## સનાતની સંતો અને સનાતની રત્નોની ગૌરવ યાત્રા

**સનાતની શતાબ્દી મહોત્સવનો પાંચમો દિવસ એટલે અધિવેશનનો દિવસ**

સંતો અને સનાતની પાટીદાર રત્નોની ગૌરવ યાત્રા નીચે જણાવેલા નિયત સ્થળે જે તે યજમાન દાતાશ્રીની સાથે સવારે સાત કલાકે પ્રસ્થાન કરવામાં આવી હતી જેમાં સનાતની પથ દર્શક સંત શ્રી ઓધવરામજી મહારાજની ગૌરવ યાત્રા માતાજી સંસ્થાન વાંઢાયથી પ્રસ્થાન કરવામાં આવી હતી જેના દાતા તરીકેનું સૌજન્ય **માતૃશ્રી રમાબેન કાનજીભાઈ નથુભાઈ પોકાર પરિવાર ઘાટકોપર, જીયાપરે** મેળવ્યું હતું. સનાતની સ્વપ્ન દ્રષ્ટા સંત શ્રી લાલરામજી મહારાજની ગૌરવ યાત્રા સંસ્કારધામ દેશલપરથી નીકળી હતી જેના દાતા તરીકેનું સૌજન્ય **શ્રીમતી કાંતાબેન ધનસુખભાઈ માવજીભાઈ રંગાણી ધનસુરા, ખારઘર (આણંદસર મંજલ)**એ મેળવ્યું હતું. નારાયણજી રામજી લીંબાણીની અને નારાયણ શિવજી નાકરાણીની ગૌરવ યાત્રા મોટી વિરાણીથી નીકળી હતી જેના દાતા તરીકેનું સૌજન્ય **મોટી વિરાણી પાટીદાર સમાજે** મેળવ્યું હતું. શ્રી રતનશીભાઈ ખેતાણી ની ગૌરવયાત્રા એ મોટી વિરાણીથી પ્રસ્થાન કર્યું હતું જેના દાતા તરીકેનું સૌજન્ય **શ્રી ખેતાણી પરિવાર વિરાણી મોટી** એ મેળવ્યું હતું. કેસરા પરમેશ્વરાની ગૌરવ યાત્રાએ નેત્રાથી પ્રસ્થાન કર્યું હતું જેના દાતા તરીકેનું સૌજન્ય **હરિભાઈ કેસરાભાઈ ભગત મોરબી રવાપરે** પ્રાપ્ત કર્યું હતું. કાનજીભાઈ કેસરા પારસીયા અને નારાયણ રૈયા લીંબાણીની ગૌરવ યાત્રાએ દયાપરથી પ્રસ્થાન કર્યું હતું જેનું દાતા તરીકેનું સૌજન્ય **માવિત્ર ભીમજીભાઈ સોમજીભાઈ પારસીયા કોલ્હાપુર દયાપર** એ મેળવ્યું હતું. રામજીભાઈ રંગાણી રતનશીભાઈ છાભૈયા અને વિશ્રામભાઈ રામજીયાણીની ગૌરવ યાત્રા માંડવી વિસ્તાર

મદનપુરા ગઢશીશા રાજપરથી પ્રસ્થાન થઈ હતી જેનું દાતા તરીકેનું સૌજન્ય **સમગ્ર રંગાણી પરિવાર અમૃતિયા પરિવાર, મૂળબાઈ રતનશીભાઈ રામજીભાઈ પરિવાર** અને **ઈશ્વરભાઈ હરજીભાઈ પોકાર પરિવારે** મેળવ્યું હતું.

આમ સર્વે ગૌરવ યાત્રાઓનું સવારે ૦૮:૩૦ કલાકે તમામ વિભૂતિઓની પાનમૂર્તિઓ સાથે દાતાશ્રીઓનું મુખ્ય સનાતની પ્રવેશ દ્વારા પાસે સન્માન કરવામાં આવ્યું પછી મુખ્ય મંચ પાસે પાનમૂર્તિઓને પ્રસ્થાપિત કરી દાતાશ્રીઓના વરદ હસ્તે પૂજન અર્ચન અને આરતી કરવામાં આવી હતી. ત્યારબાદ તમામ દાતાઓનું મંચ પર સન્માન કરવામાં આવ્યું હતું. આ સમયે વિરાણી મોટી કડવા પાટીદાર સનાતન સમાજ દ્વારા પ્રકાશન કરેલ  અને સી.એ. ચંદ્રકાંતભાઈ છાભૈયા સંકલિત પુસ્તક **"સનાતની ક્રાંતિરત્ન રતનશી ખીમજી ખેતાણી"** નું વિમોચન કરવામાં આવ્યું.

## જ્ઞાતિનું પ્રથમ સનાતની અધિવેશન

અધિવેશન સત્રના ઉદ્‌ઘાટક **માતૃશ્રી વેલબેન વાલજીભાઈ પારસીયા  સુરત દયાપર પરિવાર**ના વરદ હસ્તે દીપ પ્રગટાવી અધિવેશનને ખુલ્લું મુકવામાં આવ્યું હતું

અધિવેશનની શરૂઆતમાં સનાતની શતાબ્દી મહોત્સવના ચેરમેન શ્રી ગોપાલભાઈ ભાવાણીએ અધિવેશનની આપણી પરંપરા અને તેની જરૂરિયાત સમજાવી હતી અને સભાના પ્રમુખશ્રી તરીકે અબજીભાઈ વિશ્રામભાઈ કાનાણીની નિયુક્તિ માટે દરખાસ્ત કરી હતી સૌએ ઉમંગ સાથે વધાવીને પોતાનો હાથ ઊંચો કરી ટેકો આપ્યો હતો ત્યારબાદ સમાજના મહામંત્રી પુરુષોત્તમભાઈ રવજીભાઈ ભગતે જ્ઞાતિના રીતરિવાજો અને ધારા ધોરણોની મહત્તા સમજાવતી પ્રસ્તાવના રજૂ કરી હતી ત્યારબાદ  સમિતિના કન્વીનર શ્રી શંકરભાઈ કાનાણીએ જ્ઞાતિના રીત રિવાજોનું એક પછી એક પોતાની પ્રભાવી શૈલીમાં સભા સમક્ષ વાંચન કરી  મંજૂર કરાવ્યા હતા ચંદ્રકાંતભાઈ છાભૈયાએ નીતી નિયમોની રજૂઆત કરી સભાની મંજૂરી મેળવી તેમાં સહયોગ આપ્યો હતો. આમ તાલીઓના બુલંદ ગડગડાટ વચ્ચે ઠરાવ ૧ થી ૨૫ સર્વ સંમતિથી પસાર કરવામાં આવ્યા હતા. સવારથી જ શમીયાણામાં ભારે ઉત્સાહ અને ઉત્તેજના જોવા મળી રહી હતી. દરરોજ કરતા વિશેષ માનવ મહેરામણ અધિવેશનમાં ઉમટી પડ્યો હતો જેમાં યુવા ભાઈ -બહેનોની સંખ્યાનું વિશેષ પ્રમાણ જોવા મળી રહ્યું હતું સામાજિક કાર્યમાં યુવા વર્ગની જિજ્ઞાસા, ભાગીદારી અને ઠરાવો સ્વીકારવાની તમન્ના સૌનું ધ્યાન આકર્ષિ ઉજળા ભવિષ્યની પ્રતીતિ કરાવતી હતી સૌએ એક એક ઠરાવની રજૂઆતને તાળીઓના બુલંદ ગડગડાટ પછી પોતાના હાથ ઊંચા કરી પોતાની સ્વીકૃતિ આપી રહ્યા હતા વર્ષોની અનિમેષ ઝંખનાનો જાણે અંત આવતો હોય તેમ સૌના હૈયામાં આનંદ સાગરના મોજા ઉછળી રહ્યા હતા.

છેલ્લે અધિવેશનના અધ્યક્ષ શ્રી અબજીભાઈ વિશ્રામભાઈ કાનાણીએ અધિવેશનમાં સૌએ અભૂતપૂર્વ સાથ સહકાર આપી સર્વ સંમતિથી ખૂબ જ શાંતિપૂર્વક બધા જ ઠરાવો પાસ કર્યા તે બદલ જ્ઞાતિજનોનો આભાર માન્યો હતો. મહોત્સવના વાઈસ ચેરમેન શ્રી રમેશભાઈ વાલજીભાઈ પારસીયાએ સૌ પ્રત્યે આભાર ભાવ રજૂ કર્યો હતો. બપોરના ભોજન વિરામ પછી સનાતની શતાબ્દી મહોત્સવમાં જેમના તરફથી 'શ્રીલક્ષ્મી'અને 'શ્રમ'ના તમામ દાતાશ્રીઓનું સન્માન કરવામાં આવ્યું હતું આ મહોત્સવમાં લક્ષ્મીશ્રી દાતાઓ ટૂંકા ગાળામાં મન મૂકીને વરસ્યા હતા જેમનું સન્માન પ્રથમ જ દિવસથી વચ્ચે વચ્ચે જ્યાં જ્યાં અવકાશ મળ્યો ત્યાં ત્યાં કોઈની રુચિ ભંગ ન થાય તે રીતે કરવામાં આવ્યું હતું. છેલ્લે બાકી રહેતા શેષ દાતાશ્રીઓ અને શ્રમદાતાઓનું સન્માન કરવા માટે ખાસ સત્ર ફાળવવામાં આવ્યું હતું જેમાં તમામ સમિતિના કન્વીનરો સહ કન્વીનરો અને સભ્યશ્રીઓ, સ્વયંસેવકો,કાર્યકરો, પાંચ દિવસ દરમિયાન અમૂલ્ય સેવા આપનાર તમામ ગામના યુવક મંડળો અને મહિલા મંડળોની શ્રીસમાજ સમર્પિત સેવાઓની નોંધ લઈ સૌનું સન્માન કરવામાં આવ્યું હતું.

પ્રમુખ સ્થાનેથી અબજીભાઈ કાનાણીએ મહોત્સવના મંડાણ થયા ત્યારથી વિચારદાન, રદ્દીદાન શ્રીલક્ષ્મીદાન, શ્રમદાન, સમયદાન, આપનાર દાતાશ્રીઓના દિલથી વધામણા કર્યા હતા અને શ્રીસમાજ વતી સૌને ધન્યવાદ પાઠવ્યા હતા. છેલ્લે સનાતની શતાબ્દી મહોત્સવના ચેરમેન શ્રીગોપાલભાઈ ભાવાણીએ સનાતની શતાબ્દી મહોત્સવ સફળ

બનાવવાના યજ્ઞીય કાર્યમાં જેમને જેમને પોતાનું હોમ કર્યું છે શ્રી(લક્ષ્મી) અને શ્રમની આહુતિ આપી છે શ્રીસમાજના આમંત્રણને માન આપી દૂર દૂર થી ઉપસ્થિત રહીને શમીયાણાની શોભા વધારી તે બદલ જ્ઞાતિજનો, મહેમાનો, એક્ઝિબિશન સ્ટોલમાં ભાગ લેનાર સર્વે વેપારી મિત્રો વર્ચ્યુઅલ ઉદ્દબોધન માટે પી.એમ.સાહેબ સી. એમ. સાહેબ. અન્ય રાજકીય, સામાજિક મહેમાનો તથા દ્વારકા શારદા પીઠના જગતગુરુ શંકરાચાર્યજી મહારાજ સાથે પૂજ્ય સંત ગણનો વિસ્તારપૂર્વક આભાર માન્યો હતો.

### સનાતની મહારાસ

અંતિમ દિવસે રાત્રે નિશા સત્રમાં અખિલ ભારતીય યુવાસંઘ દ્વારા સનાતની મહારાસનું આયોજન કરવામાં આવ્યું હતું. જેના ઉદ્દઘાટક તરીકે **રાણી સતી ઓવરસીઝ પ્રાઈવેટ લિમિટેડ સિંગાપોર ગાંધીધામ હસ્તે સંજયભાઈ પોદાર તથા માતૃશ્રી જેઠીબેન ખેતાભાઈ કરમશીભાઈ નાગજીભાઈ ધનાણી કડોદરા નખત્રાણા** પરિવાર દ્વારા મહારાસ ના કાર્યક્રમને દીપ પ્રગટાવી ખુલ્લો મુકવામાં આવ્યો હતો સાથે શ્રી સમાજના, યુવાસંઘના અને મહિલા સંઘના મુખ્ય હોદ્દેદારો પણ જોડાયા હતા. ત્યારબાદ ઢોલના તાલે પરંપરાગત ગરબાના મધુર સુરે હજારો ખેલૈયાઓ જુમી ઉઠ્યા હતા અને તેનાથી પણ વધારે ભાઈ બહેનો પ્રેક્ષક ગેલેરીમાંથી સુર અને સંગીતના સથવારે તલ્લીન બની ગરબાની રમઝટ માણતા જ્ઞાતિના સંતાનોને નિહાળી મોજ માણતા હતા. પરોઢિયા સુધી સૌએ મહારાસની મજા માણી હતી. યુવાસંઘના સુવર્ણ જયંતિ મહોત્સવને યાદગાર બનાવવા યુવાસંઘના પ્રમુખ હિતેશ રામજીયાણી, નટવર સામાણી, મહામંત્રી શ્રી ભરત છાભૈયા, તથા દીપક લીંબાણી તથા સમગ્ર સનાતની શતાબ્દી મહોત્સવમાં તમામ પ્રકારની વિશેષ જવાબદારીનું વહન કરનાર ઉભરતું યુવા નેતૃત્વ એટલે જયેન્દ્ર રૂડાણીએ મહોત્સવ માટે તમામ પ્રકારનું વિશેષ દાયિત્વ નિભાવ્યું હતું. સાથે કચ્છના પૂર્વ અને પશ્ચિમ રીજીયનના સૌ સભ્યો ટીમ શાંતિલાલ નાયાણી અને ટીમ સુરેશ ભગત, આ તમામ યુવાનોએ ભારે જહેમત ઉઠાવી હતી.

મહોત્સવ દરમિયાન વિવિધ સમિતિમાં કામ કરનાર કન્વીનરશ્રીઓ, સહ કન્વીનરશ્રીની સાથે તમામ સનાતની સૈનિક ભાઈ- બહેનોની કર્તવ્ય તત્પરતા વંદનીય હતી. મોર પીંછાથી રળિયામણો છે તેમ સામાજિક આગેવાનો આવા ઉત્સાહી કર્મયોગી સ્વયંસેવકોથી રળિયામણા છે. મહોત્સવની સફળતાનું શ્રેય શ્રીસમાજ સમર્પિત જ્ઞાતિજનોના અર્પણ, તર્પણ અને સમર્પણને આભારી છે. મહોત્સવના આયોજન માટે શ્રીસમાજના પ્રમુખ શ્રી અબજીભાઈ કાનાણી મહામંત્રી શ્રી પુરુષોત્તમભાઈ ભગત. આયોજન સમિતિના ચેરમેન શ્રી ગોપાલભાઈ ભાવાણી વાઈસ ચેરમેન શ્રીઓ શ્રી રતનશીભાઈ ભીમાણી, શ્રી રમેશભાઈ પારસિયા, યુવાસંઘના પ્રમુખ શ્રી હિતેશ રામજીયાણી અને તેની ટીમ ઉપરાંત ઉપપ્રમુખશ્રીઓ ભાણજીભાઈ પોકાર, જયંતીભાઈ લાકડાવાળા, રાજેશભાઈ દીવાણી, મંત્રીશ્રીઓ ડૉ.અશોક જયંતીભાઈ ભાવાણી, મોહનભાઈ હરિભાઈ ધોળું, વિનોદભાઈ માવજીભાઈ ભગત, કોષાધ્યક્ષ શ્રી પ્રવીણભાઈ ધનાણી, મણીભાઈ માવાણી સાથે તમામ ટ્રસ્ટીગણ, રદ્દીથી સમૃદ્ધિમાં ધીરજભાઈ ભાવાણી અમરાવતી સાથે તમામ ખંડના પ્રભારીશ્રીઓ અને સહ પ્રભારીશ્રીઓ, પશ્ચિમ કચ્છ ઝોનના છગનભાઈ ધનાણી, શાંતિલાલ નાકરાણી, કિશોરભાઈ અને નરસિંહભાઈ સાથે સૌ ઉત્સાહી કાર્યકરોએ પોતાની કાર્ય કુશળતા સનાતની શતાબ્દી મહોત્સવ નિમિત્તે શ્રીસમાજના ચરણે ધરી હતી.

**ડૉ. અશોકભાઈ જયંતિભાઈ ભાવાણી**
પ્રવક્તા/મંત્રી શ્રીસમાજ

**મોહનભાઈ હરિભાઈ ધોળુ**
મંત્રી શ્રીસમાજ

**વિનોદભાઈ માવજીભાઈ ભગત**
મંત્રી શ્રીસમાજ

**હિતેશભાઈ હરિલાલ રામજીયાણી**
મહોત્સવ વા. ચેરમેન

**રમેશભાઈ વાલજીભાઈ પારસીયા**
મહોત્સવ વા. ચેરમેન

**રતનશીભાઈ શોમજીભાઈ ભીમાણી**
મહોત્સવ વા. ચેરમેન





ઇતિહાસનું પુનરાવર્તન..
ગોમતીને કાંઠે સમાજના હોદ્દેદારો દ્વારા સંપૂર્ણ જ્ઞાતિને
શુદ્ધ સનાતની બનાવવા માટે પુનઃ સંકલ્પ..



ભારતના યશસ્વી વડાપ્રધાન મા. શ્રી નરેન્દ્રભાઈ મોદી સાહેબનું સનાતની શતાબ્દી મહોત્સવ નિમિત્તે જ્ઞાતિ માટે પ્રેરક અને સનાતની સંઘર્ષ માટે ઉષ્માભર્યું વર્ચ્યુઅલ ઉદ્‌બોધન..



કેન્દ્રીય મંત્રી, મા. શ્રી, પુરુષોત્તમભાઈ રૂપાલાજીનું પાટીદાર મોવડીને છાજે તેવું જ્ઞાતિજનોમાં વિશિષ્ટ ઉર્જાનો સંચાર કરતુ ઉદ્‌બોધન.



ગુજરાતના મુખ્યમંત્રી મા. શ્રી ભુપેન્દ્રભાઈ પટેલનું પોતિકાપણાનો વિશેષ ભાવ પ્રગટ કરતું વર્ચ્યુઅલ ઉદ્‌બોધન.



શ્રીસમાજના સનાતની મહોત્સવનો શુભારંભ

દ્વારકા શારદાપીઠ અનંત વિભુષિત જગદ્‌ગુરુ શંકરાચાર્ય પરમ પુજય સ્વામી શ્રી સદાનંદ સરસ્વતીજી મહારાજનું સ્વાગત





પૂજ્ય શંકરાચાર્યજીનું સ્વાગત - પૂજન

# શ્રી સમાજના શતાબ્દી મહોત્સવમાં સંત સાનિધ્ય



જગદ્‌ગુરુ શંકરાચાર્ય
પ.પૂ. સ્વામી શ્રી સદાનંદ સરસ્વતીજીમહારાજ



મહામંડલેશ્વર શ્રી કેશવદાસજી મહારાજ-સુંદરપુરા



પૂ. રમાદેવી



શુશ્રી ભારતી દીદી-બડવાહ



મહંતશ્રી મોહનદાસજી, ઇશ્વરઆશ્રમ-વાંઢાય



શુશ્રી દિપાલી દીદી-રાજકોટ

# જ્ઞાતિ રત્નોનું પ્રથમ સનાતની અધિવેશનમાં
# વિશાળ રેલી સાથે પ્રતિમા સ્વરૂપે પધરામણા અને વધામણા















# મહોત્સવના મહારથીયોનું ઉદ્‌બોદન અને વિશાળ જનમેદનીનું જિજ્ઞાસાભર્યું શ્રવણ


















# વિમોચન, વ્યવસ્થાપન, મંચ સંચાલક તથા ભાવકોના ભવ્ય દર્શન









ચેરમેનશ્રીનું સ્મિતભર્યું માર્ગદર્શન



# મહોત્સવ દાતાશ્રીઓના સન્માન




















**શ્રીસમાજના પ્રમુખ**
**શ્રી અબજીભાઈ વિશ્રામભાઈ કાનાણીનું પરિવાર સાથે સન્માન.**



**સનાતની શતાબ્દી મહોત્સવના ચેરમેન**
**શ્રી ગોપાલભાઈ વાલજીભાઈ ભાવાણીનું પરિવાર સાથે સન્માન.**



પૂ. શંકરાચાર્યજીના પાવન સાનિધ્યમાં સનાતની સંગોષ્ઠી અને નિમંત્રણ



ગુજરાતના મુખ્યમંત્રી શ્રી ભુપેન્દ્રભાઈ પટેલને નિમંત્રણ



કેન્દ્રીય કેબિનેટ મંત્રી શ્રી પુરુષોત્તમભાઈ રૂપાલાને નિમંત્રણ



કેન્દ્રીય આરોગ્ય મંત્રી મનસુખભાઈ માંડવીયાને નિમંત્રણ.



કડવા પાટીદારોની સર્વોચ્ચ સંસ્થા ઉમિયા માતાજી સંસ્થાન ઊંઝાના કર્ણધારોને નિમંત્રણ.



વિશ્વ ઉમિયા ફાઉન્ડેશનના પ્રમુખશ્રી આર.પી.પટેલ સાહેબને નિમંત્રણ.

## સનાતની અસ્તિત્વનો ઉત્સવ એટલે...



# સનાતની શતાબ્દી મહોત્સવ

રમેશભાઈ વાલજીભાઈ પારસીયા- સનાતની ગૌરવ યાત્રા સમિતિ

આજે તમામ ક્ષેત્રે મુઠ્ઠી ઊંચેરો દિશતો કચ્છ કડવા પાટીદાર સમાજ ભૂતકાળમાં આર્થિક અને ધાર્મિક રીતે દયનીય સ્થિતિમાંથી પસાર થયો છે, આર્થિક ક્ષેત્રે શૂન્યમાંથી સર્જન કર્યું છે તો ધાર્મિક ક્ષેત્રે મૂળથી ભટકેલા આ સમાજે સદીઓ સુધી નિરંતર સંઘર્ષ કરીને પોતાનું સનાતની હીર પુનઃ પ્રસ્થાપિત કર્યું છે.

સો વર્ષ પહેલા સનાતની જાગૃતિની કરાંચી ખાતે થયેલી સંઘર્ષમય શરૂઆતને સો વર્ષ પૂરા થતા હોઈ તેનો શતાબ્દી મહોત્સવ ઉજવવાનું નક્કી થયું ત્યારથી પ્રસંગને યાદગાર બનાવવા શ્રીસમાજના સૌ જવાબદારો કામે લાગ્યા.

સમગ્ર ભારતમાં અનેકવિધ રાજ્યોના ૨૫ ઝોન સમાજો અને ઘટક સમાજોમાં વસતા આપણા જ્ઞાતિજનોમાં સનાતની જાગૃતિ સુદ્રઢ કરવા વડવાઓના સો વર્ષના ધાર્મિક સંઘર્ષની જાણકારી આપી સ્વધર્મ પ્રત્યે વિશેષ સન્માન જગાવવાની સાથે સાથે કેન્દ્રીય સમાજની કાર્યપ્રણાલી અને વિવિધ યોજનાઓની જાણકારી ઉપરાંત મહોત્સવ માટે સૌ જ્ઞાતિજનોને આગોતરું આમંત્રણ આપવા માટે સનાતની ગૌરવ યાત્રાનું આયોજન કરવામાં આવ્યું હતું. અને સમગ્ર વર્ષ સનાતની વર્ષ તરીકે ઉજવવાનું નક્કી કરવામાં આવ્યું.

સનાતની ગૌરવ યાત્રા શ્રીસમાજના કર્ણધારોની છ ટીમો બનાવીને સમાજ રચિત છ ખંડમાં છેવાડા સુધી ભ્રમણ કરીને ઘટક સમાજો સાથે સંપર્ક સેતુનું નિર્માણ કરીને શ્રીસમાજની કાર્યપ્રણાલી અને ગતિવિધિઓથી વાકેફ કર્યા.

**આ સંપર્ક યાત્રામાં સનાતની શતાબ્દી મહોત્સવ નિમિત્તે ...**

(૧) સનાતની શતાબ્દી મહોત્સવની દેશભરમાં વસતા ૪૨૦૦૦ પરિવારોને જાણકારી અને આત્મિય ભાવ સાથે આગોતરા આમંત્રણ આપવા.

(૨) સમાજની વર્તમાન ગતિવિધી અને ભવિષ્યમાં આવનાર યોજનાઓની માહિતી.

(૩) સનાતની શતાબ્દી મહોત્સવમાં થનાર ખર્ચમાં મદદરૂપ થવા આર્થિક ઉપાર્જન માટેનો એક નવો જ વિચાર વેસ્ટમાંથી બેસ્ટ પ્રાપ્ત કરવા રદ્દીથી સમૃદ્ધિની યોજનાની જાણકારી અને સહયોગ બાબત.

(૪) ભૂમિદાનની જાણકારી .

(૫) શ્રીસમાજની ચાલતી જ્ઞાતિ ઉપયોગી નિધિઓની જાણકારી.

(૬) શ્રીસમાજમાં સનાતની સિવાય કોઈને આવકાર નહી દરવાજા બંધ શા માટે.

(૭) શ્રીસમાજના નિતી નિયમો, રીત રિવાજોમાં સુધારા વધારા કરવા બાબત.

(૮) સમગ્ર જ્ઞાતિજનોને આત્મિય ભાવથી શ્રીસમાજ સાથે જોડવાનો પ્રયાસ.

શ્રીસમાજની વ્યવસ્થાના ભાગ રુપે સમગ્ર ભારતના છ ખંડની તમામ ૨૫ ઝોનની ઘટક સમાજોમાં સભાઓનું આયોજન કરવામાં આવ્યુ જેમાં લગભગ ૧૫૦ ઉપરાંત સભાઓ કરવામાં આવી જેમા શ્રી સમાજના પ્રતિનિધિઓનું ઉમળકાભેર સ્વાગત કરવામાં આવેલ તેમજ બહોળી સંખ્યામાં જ્ઞાતિજનો સભા સ્વરૂપે ભેગા થતા હતા. શ્રી સમાજના એજન્ડા મૂજબની કાર્યવાહીની જાણકારી સાથે ઉત્સાહજનક વાતાવરણમાં તમામ પ્રકારના સહયોગ આપવાની ખાતરી સાથે સનાતની શતાબ્દી મહોત્સવમાં બહોળી સંખ્યામાં હાજરી આપીશું તેવી પણ ખાત્રી જ્ઞાતિજનો તરફથી આપવામાં આવતી હતી.

ઘણી ઘટક સમાજોમાં શ્રી સમાજની પ્રવૃત્તિઓની કોઈ જાણકારી પણ ન હતી એવા જ્ઞાતિજનોને સંપૂર્ણ જાણકારી મળતા ભાવ પુર્વક જોડાવાનો સંકલ્પ કર્યો. અનેક સભાઓમાં ગોતિડા, ઢોલ, ફુલોનો વરસાદ, વિડીયોગ્રાફી, LED, ભોજન પ્રસાદ અદમ્ય ઉત્સાહ સાથે તમામ વ્યવસ્થા કરવામાં આવેલ જેમાં શ્રીસમાજની માહિતી સાથે પ્રશ્નોતરીના સંતોષકારક ખુલાસા કરવામાં આવેલ આમ સનાતની ગૌરવ યાત્રામાં જન જનનો સંપર્કના અભિયાનને સફળતા પૂર્વક પાર પાડવામાં આવ્યું.

## સનાતની ગૌરવ યાત્રાની ફળશ્રુતિ

સમગ્ર ભારતવર્ષમાં શ્રીસમાજની વ્યવસ્થાના ભાગ રુપે છ ખંડ અને તેની ૨૫ ઝોન સમાજોની ૭૦૦ જેટલી ઘટક સમાજોમાં સનાતની શતાબ્દી મહોત્સવનું આત્મિય આગોતરું આમંત્રણ સનાતની સંપર્ક યાત્રા દ્વારા પાઠવવામાં આવ્યું. ગૌરવ યાત્રા થકી દેશભરમાં વસતા જ્ઞાતિજનોમાં એક સકારાત્મક ઉર્જા સાથે સમાજ પ્રત્યેની લાગણીનો સંચાર થયો અને તેના પરીણામે...

(૧) શ્રીસમાજનો એક નવો વિચાર વેસ્ટ માંથી બેસ્ટ, રદ્દી થી સમૃધ્ધી માં રૂા. ૧.૩૨ કરોડનું યોગદાન પ્રાપ્ત થયું.

(૨) શ્રીસમાજ તમામ ઝોન સમાજોમાં આર્થિક માપદંડ એવમ્ વસ્તીને ધ્યાનમાં લઈ ભુમિદાનનો જે લક્ષ ૧૪૦૦૦ વાર નક્કી કરેલ તે લગભગ પુરો થવામાં મહદ્ અંશે સફળતા પ્રાપ્ત થઈ.

(૩) સનાતની શતાબ્દી મહોત્સવના ખર્ચને પહોંચી વળવા સમગ્ર સમાજના જ્ઞાતિજનો છેલ્લે એક જ મહિનામાં ટહેલ નાખવામાં આવેલ પણ સમય ઓછો હોવા છતા રૂા.૬.૫૦ કરોડ જેવી માતબર રકમ સખી દાતાશ્રીઓની ઉદારતાથી પ્રાપ્ત થઈ શકી હતી .

(૪) સનાતની શતાબ્દી મહોત્સવના આગોતરા આમંત્રણના હિસાબે માદરે વતનમાં લગભગ ૫૦૦૦૦ની સંખ્યામાં માનવ મહેરામણ ઉમટી પડ્યો હતો જે ગૌરવ યાત્રા થકી જ શક્ય બન્યું હતું.

(૫) ગૌરવ યાત્રા થકી જ મહોત્સવમાં જ્ઞાતિનું ઐતિહાસિક પ્રથમ સનાતની અધિવેશનમાં ક્રાંતિકારી નિતી નિયમો રીત રિવાજો એવમ્ સનાતની દરવાજા બંધનો ઠરાવ સર્વાનુમતે ગગન ભેદી તાળીઓના નાદ સાથે પસાર કરી શક્યા .

આ સનાતની ગૌરવ યાત્રામાં શ્રીસમાજના કર્ણધારો રાત દિવસ એક કરી સમગ્ર ભારત વર્ષમાં રહેતા જ્ઞાતિજનોના સંપર્કમાં જતાં સમાજ વિકાસથી જ્ઞાતિજનોનો વિકાસ મંત્રને ઉજાગર કરવામાં મહદ્ અંશે સફળતાના દર્શન થયા.

જ્ઞાતિ, સમાજના ૧૦૦ વર્ષના સંઘર્ષમય ઈતિહાસની ગાથા જન જન સુધી પહોંચાડી ઉત્સાહજનક વાતાવરણ ઉભું કરવામાં સફળતા મળી જેના થકી સનાતની શતાબ્દી મહોત્સવ પ્રથમ સનાતની મહોત્સવ જાજરમાન, અલૌકિક, અને ઐતિહાસિક, ન ભુતો ન ભવિષ્યતિ મોંઘેરા ઈતિહાસનુ સર્જન કરી ભાવિ પેઢીને સમાજનો ભવ્ય સાંસ્કૃતિક વારસો આપવા શ્રીસમાજના હોદેદારશ્રીઓ, ટ્રસ્ટીશ્રીઓ, પ્રભારીશ્રીઓ, સહપ્રભારીશ્રીઓ, કારોબારી સભ્યશ્રીઓ, ઝોન પ્રતિનિધિશ્રીઓ, કાર્યકર્તાશ્રીઓ એવમ્ મહોત્સવ ચેરમેનશ્રી, વાઈસ ચેરમેનશ્રીઓ તેમજ યુવાસંઘ તથા મહિલાસંઘ, સમગ્ર જ્ઞાતિજનોના અથાગ પ્રયત્નો થકી ગૌરવ યાત્રા દ્વારા જાગૃતિ લાવી સનાતની શતાબ્દી મહોત્સવને પ્રકાશમય બનાવવામાં નિમિત્ત બન્યા તે બદલ શ્રીસમાજ વતી અભિનંદન એવમ્ ધન્યવાદ પાઠવીએ છીએ.

અંતમાં સનાતની શતાબ્દી મહોત્સવને સફળ બનાવવા સનાતની ગૌરવ યાત્રા થકી જન જનમાં જાગૃતિ લાવવાનો સનિષ્ઠ પ્રયાસના સકારાત્મક પરીણામ સાથે આપણે સૌ ગૌરવવંતો ઈતિહાસ રચવામાં સફળતાને વર્યા તે બદલ સમગ્ર જ્ઞાતિજનોને અભિનંદન અભિનંદન



# વિદર્ભ ઝોન







શ્રી ગ્રામીણ પાટીદાર સમાજ, સાવનેર







# એક નવતર પ્રયોગ...એક નવતર પહેલ...
# રદ્દી થી સમૃદ્ધિ



**ધીરજલાલ દેવજીભાઈ ભાવાણી** કન્વીનરશ્રી, **રદ્દીથી સમૃદ્ધિ પ્રોજેક્ટ**

સો વર્ષ પહેલાં કરાચી ખાતે આપણી જ્ઞાતિની અર્ધદગ્ધ ધાર્મિકતાની ગુલામીની ઝંઝીરોમાંથી મુક્તિ મેળવવાનો શંખનાદ કર્યો. તાત્કાલીન પ્રવાહોની સામે તરીને, વિપરીત સંજોગોમાં, સનાતની રાહપર મંગલાચરણ કરનાર ક્રાંતિકારીઓ, સામાજીક વીરો પ્રત્યે કૃતઘ્નતા વ્યકત કરવાનો અવસર, એટલે જ સનાતની શતાબ્દી મહોત્સવ, સાથે યુવાસંઘનો સુવર્ણ જયંતિ અને મહિલાસંઘની રજત જયંતિની ઉજવણી માટે શ્રીસમાજનો ત્રિવેણી મહોત્સવ ઉજવવાનું નક્કી થયું. આ મહોત્સવને ભવ્યાતિભવ્ય રૂપે ઉજવવા માટે મોટા બજેટના ખર્ચને પહોંચી વળવા, તદ્દન નવતર પ્રયોગ **"રદ્દી થી સમૃદ્ધિ"**ના માધ્યમથી, શ્રીસમાજની બંને પાંખો સાથે સુનિયોજિત અને સુચારૂ આયોજન કરી, ઉત્તમ કાર્યશૈલી અને ઉત્તમ પ્રણાલીથી ઉચ્ચ લક્ષ્યને હાંસલ કરવાનું નક્કી કરવામાં આવ્યું.

ઈતિહાસ સાક્ષી છે કે, જ્યારે જ્યારે આપણી જ્ઞાતિએ અધિવેશન/ પરિષદો યોજ્યા, ત્યારે ત્યારે જ્ઞાતિના મુઠ્ઠીભેર ભામાશાઓ દ્વારા આપાતા અનુદાનના આધારે, એ ઉત્સવો ભવ્યાતિભવ્ય યોજાયા. પરંતુ આ વખતે આયોજન સમિતિએ એવું નક્કી કર્યું કે, આ સનાતની શતાબ્દી મહોત્સવ અને જ્ઞાતિનું છઠ્ઠું (પ્રથમ સનાતની) અધિવેશન, સૌ જ્ઞાતિજનોને પોતિકું લાગે, સાવ સહજ ભાવે સમાજ પ્રત્યે, શ્રી રામની ખિસકોલી જેવું દાયિત્વ અર્પણ કરવાનો સૌને અવસર મળે, શ્રીસમાજમાં ઋણ ચૂકવવાની માનસિકતા નિર્માણ થાય, વળી વેસ્ટમાંથી બેસ્ટનો મંત્ર પણ સાર્થક થાય. આપણા વડાપ્રધાનશ્રી નરેન્દ્રભાઈ મોદી સાહેબના "સ્વચ્છ ભારત" અભિયાન થકી પર્યાવરણના જતનની મુહીમથી પ્રેરણા લઈ, એક ડગલું આગળ એવો આ નવતર પ્રયોગ, આપણા યુવાસંઘની બુદ્ધિમાં સ્ફુર્યો. શ્રીસમાજે આ બહુ હેતુક યોજના **"રદ્દી થી સમૃદ્ધિ"**ની મંજૂરી આપી. આપણા ઘર, ઓફિસ, કારખાના કે ઉદ્યોગ વગેરેમાંથી નીકળતી પસ્તી, રદ્દી, પૂઠા વગેરે વ્યર્થમાંથી અર્થ ઊભું કરવા, ત્રણેય પાંખોનો સહિયારો પ્રયાસ રંગ લાવશે. ઉત્તમ કાર્યશૈલી અને ઉત્તમ કાર્ય પ્રણાલીથી, વધુમાં વધુ ફંડ ઉપાર્જનના લક્ષ્યને હાંસલ કરવાનું નિર્દેશન આપવામાં આવ્યું. આયોજન સમિતિના ઉપાધ્યક્ષ શ્રી રમેશભાઈ વાલજીભાઈ પારસિયા(સુરત)ના માર્ગદર્શનમાં, એક સંકલન સમિતિની રચના કરવામાં આવી. જેમાં શ્રી ધીરજભાઈ દેવજીભાઈ ભાવાણી (અમરાવતી)ને કન્વીનર તરીકે જવાબદારી સોંપવામાં આવી. સાથે યુવાસંઘના મહામંત્રીશ્રી ભરતભાઈ છાભૈયા, બાલાસોર વાળા રદ્દીના ધંધાના અનુભવી મુકેશભાઈ છાભૈયા, મહિલાસંઘના પ્રમુખશ્રી જશોદાબેન નાકરાણી, મહામંત્રીશ્રી રમીલાબેન રવાણી, છ ખંડોના પ્રભારીશ્રીઓ, સહ પ્રભારીશ્રીઓ, યુવાસંઘના છ કાઉન્સિલના પ્રમુખશ્રીઓ, મહામંત્રીશ્રીઓને આ સમિતિમાં આવરી લેવામાં આવ્યા. અને છેવાડાની ઘટક સમાજો સુધીના તંત્રને કાર્યાવંતિત કરવામાં આવ્યું.

આપણા સૌ માટે આ એક તદ્દન નવો જ અનુભવ હતો. આ કાર્યમાં કલેક્શન થતાં વહીવટીય રીતે શરૂઆતમાં અનેક પ્રશ્નો અને પડકારો આવ્યા. તેનો આપણે રસ્તો કાઢી આગળ વધતા રહ્યા. આ ઉપરાંત શ્રીસમાજ દ્વારા નક્કી કરવામાં આવ્યું કે, પરિવારમાં વ્યક્તિગત કે પારિવારીક શુભ પ્રસંગો જેવા કે, બાળ જન્મ ખુશાલી, જન્મદિન કે સગાઈ જેવા શુભ પ્રસંગો એ, આ ઐતિહાસિક અભિગમમાં પોતાનું અર્પણ કરવાના વિશેષ

સંકલ્પના ભાગરૂપે, ૫૦૦kg. કે તેથી વધુ યોગદાનની જાહેરાતને સ્વીકારીને, અર્થોપાર્જનને વેગ આપવામાં આવ્યો. આ ઉપરાંત સામાજિક મહાયજ્ઞમાં આહુતિ આપવા માટે, વ્યક્તિદીઠ **₹૨૦૦/-** લેખે પરિવારની કુલ રકમ જમા કરાવવાનું આહ્વાન કરવામાં આવ્યું.

સંકલ્પના ભાગરૂપે, ૫૦૦kg. કે તેથી વધુ યોગદાનની જાહેરાતને સ્વીકારીને, અર્થોપાર્જનને વેગ આપવામાં આવ્યો. આ ઉપરાંત સામાજિક મહાયજ્ઞમાં આહુતિ આપવા માટે, વ્યક્તિદીઠ **₹૨૦૦/-** લેખે પરિવારની કુલ રકમ જમા કરાવવાનું આહ્વાન કરવામાં આવ્યું.

આ નવતર પ્રયોગમાં ભાવ સભર પ્રચાર પ્રસારની ખૂબ જ જરૂર પડી. આ પ્રોજેક્ટને પરિણામ લક્ષી બનાવવા ઘટક સમાજોના સંપર્કમાં જઇ જાગૃતિ લાવવી, જયાં જરૂર જણાય ત્યાં ટીમ રદ્દી થી સમૃદ્ધિ જે તે સમાજની પ્રત્યક્ષ મુલાકાત લે, સભાઓનું આયોજન કરે અને ચૈતન્ય, સ્ફુર્તિ અને ઉત્સાહ જગાડે તે માટે સમાજના મુખપત્ર સનાતન ધર્મ પત્રિકામાં જાહેરાતો, લેખો, ફોટાઓ, અભિનંદન પાઠવવાનું કાર્ય સતત થતું રહ્યું. સોશિયલ મીડિયામાં વીડિયો ક્લિપ બનાવી તથા રદ્દી દાતાઓના ફોટા મૂકીને, સૌને આ યજ્ઞ કાર્યમાં જોડાવા પ્રોત્સાહિત કરવામાં આવ્યા. શ્રીસમાજના મંત્રીશ્રી ડૉ.અશોકભાઈ ભાવાણી (ધનસુરા), શ્રી મોહનભાઈ ધોળુ (પેટલાદ) દ્વારા રોજે રોજની હાઈટેક જાહેરાતો એ તો જબરદસ્ત વાતાવરણ ઊભું કર્યું. સાથે સાથે જાહેરાત સંકલનની નોંધ રાખવાનું કાર્ય મંત્રીશ્રી વિનોદભાઈ ભગતે (ભુજ) સુપેરે કર્યું. રોજે રોજની ડિપોઝિટ સંકલનનું કાર્ય ધીરજભાઈ ભાવાણી અને C.A. હરસુખભાઈ રામાણીએ કર્યું. સતત છ માસ સુધી ભારતભરમાંથી આવતી દાનની સરવાણીનું સંકલન કરી, બેંકના એકાઉન્ટ સાથે તાળો મેળવીને જ રાત્રે સૂવાનું એવું આ બે ભાઈઓએ નક્કી કર્યું અને ઝોન પ્રમાણે દાનની રકમને સતત અપડેટ કરતા રહ્યા. આ આખા એ કાર્યમાં પ્રચાર પ્રસાર તેમજ સંકલનમાં દરેક ખંડના પ્રભારી/સહ પ્રભારી શ્રીઓ એ પોતાનો સર્વોચ્ચ પદ ધર્મ નિભાવ્યો. તેવી જ રીતે મહિલા સંઘના પ્રમુખ અને મહામંત્રીએ પણ તેમના ભારતભરની માતૃશક્તિને જાગૃત કરીને આ કાર્યમાં જોડાવા પ્રવૃત કર્યા. શ્રી વસંતભાઈ ગોરાણી( ઉડપી)એ વ્યક્તિગત રીતે વિશેષ રુચિ દાખવીને આ કાર્યને વેગ આપ્યો. ગુજરાત ખંડમાં નવરાત્રીમાં ગરબા વખતે વેશભૂષામાં બેનરો ચોંટાડીને, ઉત્સવો કે મેળાવડામાં બેનરો લગાવી, પ્રચાર પ્રસાર કરી, જબરદસ્ત વાતાવરણ ઉભું કર્યું. દક્ષિણ ગુજરાત ઝોન હંમેશાની જેમ આ કાર્યમાં પણ અવલ રહ્યું. સુરતના સતરાવાળા પરિવારના માતૃશ્રી હીરૂબેન રામજીભાઈ ભાવાણી તરફથી સૌથી મોટુ યોગદાન પ્રાપ્ત થયું. દક્ષિણ કર્ણાટક ઝોન બીજે સ્થાને અને સમગ્ર કચ્છ ત્રીજા સ્થાને રહ્યું, ત્યારબાદ બૃહદ મુંબઈ, તમિલનાડુ, કેરલા, પોંડીચેરી ઝોન, દક્ષિણ મહારાષ્ટ્ર ગોવા ઝોન, એમ.પી. ઝોનની પણ ઉત્તમ કામગીરી રહી.

આ રીતે સનાતની શતાબ્દી મહોત્સવ અને જ્ઞાતિના પ્રથમ સનાતની અધિવેશનમાં **"રદ્દી થી સમૃદ્ધિ"** ના માધ્યમથી જ્ઞાતિના અનેક પરિવારોનું યથાશક્તિ યોગદાન મેળવવીને સમાજના અંતિમ પરિવાર સુધી મહોત્સવનો પ્રચાર પ્રસાર કરી શક્યા. આ રીતે જ્ઞાતિના ઘરો કે વ્યવસાયિક પ્રતિષ્ઠાનમાં નગણ્ય લેખાતી રદ્દી કે અન્ય વસ્તુઓના રૂપે સ્વીકારેલ અનુદાન દ્વારા આવેલ રકમ શ્રીસમાજમાં મહાલક્ષ્મી સ્વરૂપે સ્થિર થઈ અને ભવ્ય સમૃધ્ધિ બક્ષી.



# સમાજનું વિઝન











**જયંતીભાઈ કરમશીભાઈ રામાણી**
ઉપપ્રમુખ શ્રીસમાજ

**ભાણજીભાઈ વાલજીભાઈ પોકાર**
ઉપપ્રમુખ શ્રીસમાજ

**રાજેશભાઇ મેઘજીભાઈ દિવાણી**
ઉપપ્રમુખ શ્રીસમાજ

**ચાલો ઘડીએ નવા ભારતની શતાબ્દી પાટીદાર સમાજ અને કરીએ મંડાણ...**

**...અને બનાવીએ શૌર્યવાન, ધૈર્યવાન, સમૃદ્ધ, અસરકારક અને પ્રભાવી સનાતની સમાજ...**

તે માટે શૌર્ય સંસ્કરણ, સામાજિક, આર્થિક, ધાર્મિક, અધિકારી અને ભવન ઉપાર્જન થીમ... જેમાં **૧. કેળવણી, ૨. અધ્યાત્મિક, ૩. સામાજિક, ૪. અર્થ-નૈતિકતા, ૫. રાજ-નૈતિકતા, ૬. આરોગ્ય** જેવા પિલરો માનવ જીવનના આધારસ્તંભ છે. જે પર આપણે ગંભીરતાથી કાર્ય કરવા જ્ઞાતિજન તથા સમાજને એક દિશામાં એકસૂત્રે લાવવાનું શ્રીસમાજનું વિઝન અને અભિગમ અપનાવવો પડશે..

**આપણી ચિંતાઓ અને ચિંતન :-**

કોઈ પણ ક્ષેત્રે સફળતાનો આધાર છે આપણાં જ વિચાર, વર્તન, વલણ, વાણી અને વ્યવહાર....

**૧. કેળવણી :** આપણે કેળવણી પર ભાર મૂક્યો માટે કેળવણીને બદલે માત્ર શિક્ષિત થયા. તેથી માહિતીઓ અને બૌદ્ધિક તર્કમાં માહિર છીએ. જેના કારણે સમૃદ્ધિ વધી પણ આપસી વિવાદો, સમસ્યા અને દરેક રીતે આપણને હાનિ થઈ રહી છે. જેથી સંસ્કારો તૂટવાથી પોતાની પ્રગતિમાં અવરોધક બને છે.

બાળમાનસ સમજ્યા વિનાનું ઘડતર-ઉછેર, વર્ગનો સાથી જે કરે એવો કોર્ષ અને જોબ સિલેક્શન, કારકિર્દી કે વિકલ્પોની જાણકારીનો અભાવ, પ્રી-પ્રાયમરી શિક્ષણથી થતી સમસ્યા, યાદ રાખવાની ઝંઝટ, ગુજરાતી, પ્રાદેશીક કે અંગ્રેજી માધ્યમને કારણે પરીક્ષા સમયે મૂંઝવણ અનુભવાય છે. તેમ ઈન્ટરનેટથી બદી આવી શકે, માહિતીલક્ષી શિક્ષણથી કારકૂનો બને છે વહીવટદાર નહિ. જેથી પોતાની, દેશ અને સમાજની અસ્મિતાનું ગૌરવ હણાય, કથા-સપ્તાહોના અયોગ્ય વકતાને લીધે ગુણવત્તાની અસરકારકતા વધવાને બદલે આડ અસરો, આપણું વિજ્ઞાન અને ઉચ્ચ શિક્ષણ તુલનામાં ઘણું ઓછું છે.

**તેનાં નિવારણ માટેનાં સંશોધનો શૌર્ય સંસ્કરણ માર્ગદર્શક કાર્યસમિતિ કરશે.. મહિલાસંઘ, યુવાસંઘ અને સંસ્થાનો કાર્ય કરશે.**

**૨. આધ્યાત્મિક / ધર્મ :** ધર્મ, અધ્યાત્મ અને ઈતિહાસની અજાણતા, સાચી માહિતિને અભાવે વહેમ અંધશ્રદ્ધા ઊભી થવી, પશ્ચિમની ઉત્તમને બદલે ખોટી વિચારધારાનું આંધળું અનુકરણ, માત્ર ભાગ્ય-કરણી આશ્રયે નિષ્ફળતા જ મળે છે. અહંમ્, ઈર્ષા, સ્વચ્છંદતાની ઘેલછામાં સંકલ્પશક્તિ અને આત્મવિશ્વાસનો અભાવ, મનની શક્તિઓ, આત્મગૌરવ અને ગૌરવની ગેરસમજથી ધ્યેય, લક્ષ્ય અને સંવાદ વિનાનું આપણું જીવન બની રહ્યું છે.

મનોવૈજ્ઞાનિક તારણો અનુસાર સુવિકાસલક્ષી સંસ્કારો અર્થાત્ ધર્મ નિરૂપણ રાતોરાત કે આપમેળે થતું નથી માટે ઋષિમુનિએ મન કેળવવા અધ્યાત્મિક ધામ, મંદિરતીર્થની રચના કરી હતી. ડોકટર, વકીલ, એન્જિનિયર કે સીઈઓ

થવા ૧૮થી ૨૨ વર્ષ ભણવું પડે તેમ વ્યક્તિત્વ ઘડતર માટે પોતે જ વિચારવું. કેમકે કથા, સત્સંગો, મંદિરો, ધાર્મિક પ્રવચનો અનેક થાય છે છતાં તેની ચેતનાશક્તિ આપણામાં નૈતિક સંસ્કાર, સત્યતા અને માનવતા લાવી શકી નથી.

શાસ્ત્રોના અનેક અનેક અર્થઘટનોને કારણે મૂળ તત્ત્વજ્ઞાન અને અધ્યાત્મ લુપ્ત થયું ઉપાસનાઓ બદલાતી જાય છે. જેને કારણે આપસી નિંદા, સ્વાર્થ, અહમ, ઈર્ષા જેવા દોષો આવ્યા છે. તીવ્ર ઈચ્છાશક્તિ, ત્વરિત નિર્ણય, પ્રબળ સંઘર્ષ, સાહસ, પવિત્ર નિયત, અનુશાસન જેવા પ્રગતિલક્ષી શૌર્યગુણો અને સંસ્કાર તૂટી રહ્યા છે. આપણો DNA અન્યાય સામે મૌન, દુર્બળ અને નિર્બળ બન્યો છે માટે અખંડ ભારત તૂટી રહ્યું છે. સજ્જનો પણ કર્મઠોનું માનભંગ કરતા હોય છે. ફરજ (ધર્મ) એ છે કે કર્મઠોને સાચવવા, અન્યથા તેઓ ધીમે ધીમે નિષ્ક્રિય બને છે જેનાથી આપણી પ્રગતિ રોકાય છે.

**તેનાં નિવારણ માટેનાં સંશોધનો સનાતન ધર્મ જાગરણ કાર્યસમિતિ કરશે.. મહિલાસંઘ, યુવાસંઘ અને સંસ્થાનો કાર્ય કરશે.**

**૩. સામાજિક :** શ્રેષ્ઠ આનુવંશિક વારસો (DNA) સમાજિક સૂચકાંક અને પરંપરા ટકી રહે એવાં ગુણો અને સમાજના ઈતિહાસનું ગૌરવનો તદ્દન અભાવ જોવા મળે છે. આપણે અન્ય સમાજ સાથે ચાવીરૂપ તાદાત્મ્ય કેળવી શક્યા નથી. સામાજિક, સાંસારિક, રાજકીય અને ધંધાકીય સમર્પિત શૌર્યવાન નેતૃત્વ તૈયાર કરી શક્યા નથી. આપણે બૌદ્ધિક હોવા છતાં નોકરી કે ધંધામાં પીછેહટ થાય, સંનિષ્ઠ હોઈએ છતાં લોકો આક્ષેપ કરે, જીદ્દીમાં ખપાવે અને અગ્રણીઓ હોદ્દામાં સમાવે નહિ એવો પોતાનો જ દોષ કે ભૂલનું જાતે જ આત્મમંથન કરી શકતા નથી. સાથી હોદ્દેદારો, કાર્યકર્તા કે આપણને કર્મઠ વ્યક્તિની સમજ કે પરખ નહીં હોવાથી કોઈ કર્મઠ વિકાસની જીદમાં અને કર્મધૂનને કારણે ફેંકાઈ જાય છે.

વિચાર્યા વિનાનું આંધળું અનુકરણ, વિવેકબુદ્ધિનો અભાવ, પંથોમાં ફસાવું, કુટુંબ અને ધંધામાં એકબીજાંની અહમ્-ઈર્ષા, સંયુક્ત-વિભક્ત કુટુંબીજનોને લીધે પતિ-પત્નિ વચ્ચે સંઘર્ષ, વધુ પડતી અપેક્ષા, કલેશથી બાળકોને અસર, યુથને તેની લાગણી વ્યક્ત કરવામાં મુશ્કેલી, આર્થિક સમસ્યા અને સહન શક્તિનો અભાવ, વિચારમેળ કે સમાયોજન (એડજસ્ટમેન્ટ) વિના છૂટાછેડા, પારસ્પરિક જવાબદારી કે ફરજનો અભાવ, પતિ-પત્ની અને કુંટુંબથી સંવાદનો અભાવ, જીવનસાથી પસંદગીમાં સમજણનો અભાવ; સંતાન સાથે મૈત્રીપૂર્ણ વલણનો અભાવ અને જનરેશન ગેપ વગેરે સમસ્યાઓ છે. સામાજિક રીત-રિવાજોથી વિવાદો ઉદ્દભવે છે. સત્તા અને આર્થિક સદ્ધરતાનો અહંકાર, ઈર્ષાળુ, અહમ્ જેવી નકારાત્મક વૃત્તિઓ પતન નોંતરે છે.

**તેનાં નિવારણ માટેનાં સંશોધનો સામાજિક ઉત્કર્ષ કાર્યસમિતિ કરશે.. મહિલાસંઘ, યુવાસંઘ અને સંસ્થાનો કાર્ય કરશે.**

આપણાં સમાજ ભવનોમાં અદ્યતન સુવિધા અને ચોખ્ખાઈનો અભાવ, નાના પ્રસંગોમાં ડેકોરેશન, ભોજન વગેરેના ભાવતાલમાં જુદું જુદું મળવું, સમય જાય, મોંઘું પણ પડે છે. હોટેલ કે રિસોર્ટ જેમ ભોજન, ડેકોરેશન, સઘળું પેકેજ એક જ કાઉંટરે નક્કી થાય. માત્ર પ્રસંગે મહેમાનો સાથે તૈયાર થઈ પહોંચી જવું, સારી રીતે પ્રસંગ પુર્ણ થાય, સસ્તું પણ પડે, પૈસા ચૂકવી પરત ફરીએ, એસી રૂમો, સંપૂર્ણ એ.સી. હોલ વગેરે જેવી સગવડોની જરૂરત ઊભી થઈ છે.

**તેનાં નિવારણ માટેનાં સંશોધનો અદ્યતન સંકૂલ વિશેષ ઉપાર્જન કાર્યસમિતિ કરશે.. મહિલાસંઘ, યુવાસંઘ અને સંસ્થાનો કાર્ય કરશે.**

**૪. અર્થ / નૈતિકતા :** વેપાર, ઉદ્યોગ ધંધા વિકસાવનાર પોતે અને નવી પેઢી નૈતિકતા, સંઘર્ષમાં સાતત્ય અને વિઝન અભાવે પાછા પડે છે. બાયોનિકટ્રેપ્સ, સોફ્ટવેર સંચાલિત આર્ટિફિશ્યલ ઈંટેલિજન્ટ, ઈંસેક્ટિસાઈડ ફોર્મ્યુલેશન, મેક્રોબ્રિજ, રોબોટ, ડ્રાઈવરલેસ વાહનો જેવી વૈશ્વિક શોધ, R&Dના અભાવે વૈશ્વિક ધંધા વિકસાવી શકતા નથી. ખેલકૂદને ધંધો માન્યો નહીં, હાઈડ્રો ઊર્જા અને હાઇબ્રીડ ઈલેક્ટ્રિક એન્જિન તકનિક તરફ નવી પેઢી વળી

નથી અમુક ધંધામાં સીમિત છે. ખેતીમાં નાનપ શહેરમાં વસવાટનો અભરખો, અન્ય જ્ઞાતિના ધંધાર્થીના સંપર્કથી પૈસો વધે પણ દુષણો પેસવાથી સંસ્કારનું અને પોતાનું પતન થઈ રહ્યું છે. નૈતિકમુલ્યો, ઈચ્છાશક્તિ, ત્વરિત નિર્ણય, અનુશાસન, પરિપક્વતા, ઈનોવેશન, ઈન્ટરનેટ, ટેકનોલોજી ક્ષેત્રે સંશોધનનો પ્રત્યે ગંભીર અભાવ છે.

તેનાં નિવારણ માટેનાં સંશોધનો કેકેપી વૈશ્વિક આર્થિક મંચ કાર્યસમિતિ કરશે.. મહિલાસંઘ, યુવાસંઘ અને સંસ્થાનો કાર્ય કરશે.

**૫. રાજ-નૈતિકતા :** અન્ય જ્ઞાતિઓ, સંસ્થા અને રાજકીય સંગઠનો સાથે નહિવત સંકલન, સમાજ અને કુટુંબનો રાજનીતિમાં પ્રોત્સાહનનો તદ્દન અભાવ, રાજનૈતિક્તા એટલે રાજકીય અને સામાજિક નેતૃત્વમાં દૂરંદેશીનો અભાવ, શ્રીસમાજનું રાજકીય, ધાર્મિક અને સામાજિક કદ નહિવત્ છે. આપણી સમાજના જ સરકારી અધિકારીઓ સાથે સંકલનનો અભાવ, ઉચ્ચ અધિકારીઓને આપણા કાર્યક્રમોમાં આમંત્રણનો બહુ મોટો અભાવ, સરકારી સહાયો અને અધિકારીઓ સાથે સંબંધો વિકસાવવામાં સમાજના સાહસિકોમાં અભાવ, મુત્સદ્દી, સૂઝ, કુનેહ કેળવવાની ઉપાસનાઓનું સંશોધન અને માર્ગદર્શનનો નહિવત્ છે.

**તેંના નિવારણ માટેનાં સંશોધનો અધિકારી સંકલન સરકારી સહાય કાર્યસમિતિ કરશે. મહિલાસંઘ, યુવાસંઘ અને સંસ્થાનો કાર્ય કરશે.**

**૬. આરોગ્ય :** ફાસ્ટ ફૂડ અને ઠંડા પીણાંનું વળગણ, પૌષ્ટીક આહાર પ્રત્યે માતાઓ અજાણ, જાતીય શિક્ષણનો અતિરેક, સમવયસ્ક જુથની અસરો, ટીવી-મોબાઈલનો દૂરૂપયોગ, કુટુંબીજનો સાથે અનુકૂળતાની સમસ્યા, હેલ્થ સભાનતા અભાવ, અન્ય માટે નહિ માત્ર પોતા માટે જ જીવવાનો સ્વાર્થ, વડીલોને સ્વમાન અને સન્માન અંગે સમસ્યા, મૃત્યુની ચિંતા પરાવલંબન, વ્યંધત્વ, એકલતા, તિરસ્કારની લાગણી, આર્થિક સમસ્યા વગેરેને કારણે માનસિક રોગ થાય છે.

**તેના નિવારણ માટેનાં સંશોધનો સામાજિક ઉત્કર્ષ કાર્યસમિતિ કરશે.. મહિલાસંઘ, યુવાસંઘ અને સંસ્થાનો કાર્ય કરશે.**

**ઉપરોક્ત પ્રવૃતિઓ થકી ફળશ્રુતિઓ :-**

- આપણાં સમાજની એકતા અને અખંડિતતાના ભવ્ય મંડાણ થશે.
- સમાજની તમામ પાંખોની આયોજન ક્ષમતાના અનોખા દર્શન થશે.
- ઋષિ પરંપરાની અભિરચનાથી સંસ્કૃતિ રક્ષાની ભૂમિકાઓ સ્પષ્ટ થશે. જેથી વ્યક્તિ શૌર્યવાન, નૈતિક, વ્યવહારુ અને હેતુલક્ષી બનશે.
- જેનાથી સમાજની આચાર સંહિતા રચાશે જેથી સમાજને નવા ઋષિકુમારોની ભેટ મળશે તેમજ સમાજના દીકરા-દીકરીઓ વધુ સક્ષમ અને આત્મરક્ષક બનશે. તથા આગામી પેઢી આધ્યાત્મિક બની સનાતન સન્મુખ બનશે.
- વાંઢાયમાં ઉમા સંસ્થાન, સંસ્કારધામ તથા ઋષિમંદિરની અધ્યાત્મિક ચેતના આપણને ધર્મ અર્થાત્ નૈતિકતાનું નિરૂપણ કરશે આપણે ઉન્નત ભૌતિકસુખ અને નિજાનંદ પામીશું.
- યુવાઓ સાહસલક્ષી અભિગમ કેળવી સમાજને નવા ઉદ્યોગપતિઓની ભેટ આપશે.
- સમાજના રાજકીય વિચારધારા હેઠળના સિદ્ધાંતોમાં વેગ મળશે અને નવા રાજકીય પરિબળો મજબૂત બનશે.
- આપણાં લક્ષ્યાંકો અને આપણા વિકાસને મક્કમ બનાવવા શ્રીસમાજની કાર્યપ્રણાલી, ત્વરિત કાર્યશૈલી તથા કાર્યપદ્ધતિમાં વહીવટી અને વૈજ્ઞાનિક મેનેજમેન્ટના અભિગમ સાથે આપણે સૌ બહોળી સંખ્યામાં જોડાઈએ.





# શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાન, સંસ્કાર ધામ-વિકાસ ગાથા



તા. ૪/૨/૧૯૯૬ ના વાંઢાય ખાતે યોજાયેલ વિરાટ સભામાં શ્રી લક્ષ્મીનારાયણ સનાતન ધર્મ પ્રચાર સમિતિની રચના કરવામાં આવી હતી.

આ દિવસે બપોર બાદ સભા વિરાટ ધર્મયાત્રામાં ફેરવાઈ ગઈ અને ગામેગામથી આવેલા વાહનો સાથે આ ધર્મયાત્રાએ વાંઢાયથી પ્રસ્થાન કરી જ્ઞાતિના આદ્ય સુધારક શ્રી નારાયણજી બાપાના જન્મ સ્થાન મોટી વિરાણી ખાતે વીરમી હતી. અત્યાર સુધી કચ્છમાં ન યોજાઈ હોય એવી વિરાટ ધર્મયાત્રાને જોવા રસ્તામાં આવતા ગામોના લોકો ઉમટી પડ્યા હતા. લક્ષ્મીનારાયણની જય અને ઉમિયા માતાની જય ના ગગનભેદી નાદથી માર્ગ ગુંજી ઉઠ્યા હતા.

કચ્છ કડવા પાટીદાર સનાતની સમાજના આગેવાનોએ જલતી કરેલી જ્યોતનો પ્રકાશ વચ્ચેના સમય ગાળામાં મંદ પડતો હોય એવું લાગતું હતું તેથી આ આગેવાનોએ એ જ્યોતની વાટને શંકોરી અને ફરી દીપ્તિમાન કરી હતી અને આ ધર્મયાત્રાથી ધર્મ જાગૃતિના કાર્યનો પુનઃપ્રારંભ થયો હતો.

શ્રી લક્ષ્મીનારાયણ ધર્મ પ્રચાર સમિતિના પ્રમુખશ્રી પ્રેમજી બાપા અને અન્ય આગેવાનો, સંતોને સાથે રાખી કચ્છના ગામેગામ અને કચ્છ બહાર પ્રથમ તબક્કામાં અંદાજે ૨૫૦ જેટલી ધર્મસભાઓ યોજી જાગૃતિનું કાર્ય ખૂબ જ ઉત્સાહપૂર્વક કર્યું હતું અને લોકોનો પણ જબરદસ્ત પ્રતિસાદ મળ્યો હતો.

સુષુપ્ત પડેલા મંદિરો ધબકવા લાગ્યા હતા. લક્ષ્મીનારાયણ મંદિરોમાં એક જ પ્રકારની પ્રાર્થના અને આરતી ગવાય એ માટે સંસ્થા દ્વારા પુસ્તિકાઓ ઓડિયો કેસેટ અને સીડી તૈયાર કરી ગામેગામ પહોંચતા કરાયા હતા અને તેનું ઉત્સાહપૂર્ણ પરિણામ પણ આવ્યું હતું.

પ્રમુખશ્રી પ્રેમજીબાપાનું દેહાવસાન થતા ધર્મપ્રચાર સમિતિના પ્રમુખની જવાબદારી શ્રી જેઠાભાઈ લાલજીભાઈ ચોપડાએ ઉપાડી અને ઇ. સ. ૨૦૨૧ સુધી કાર્યરત હતા.

સને ૨૦૦૦ થી ૨૦૦૩ દરમિયાન ધર્મ જાગૃતિ માટે સભાઓ યોજવાનો દોર ચાલુ જ રહ્યો હતો. જાણીતા તત્વચિંતક શ્રી હરિભાઈ કોઠારીની કચ્છના જુદા જુદા વિસ્તારના અને કચ્છ બહારના પણ કેટલાક વિસ્તારોમાં પણ ધર્મસભાઓ યોજવામાં આવી હતી. તેઓ આ સંસ્થાને કોઈપણ સમયે નિરપેક્ષ ભાવે સેવા આપતા. તેમણે તેમના પ્રવચનમાં સનાતન ધર્મ અને માનવજીવનના મૂલ્યોને સુપેરે ઉજાગર કર્યા હતા.

આર્ષ વિદ્યા મંદિર રાજકોટના સ્વામી પરમાત્માનંદ સરસ્વતીએ પણ કચ્છ અને કચ્છ બહાર આગેવાનો સાથે રહીને ધર્મજાગૃતિ સભાઓમાં મનનીય પ્રવચનો આપ્યા હતા તેમજ યુવાનો, મહિલાઓ અને બાળકોની શિબિરમાં માર્ગદર્શક સેવાઓ પણ આપી હતી.

શ્રી લક્ષ્મીનારાયણ સનાતન ધર્મ પ્રચાર સમિતિના એજન્ડામાં લક્ષ્મીનારાયણ મંદિરોનું કેન્દ્રસ્થાન બનાવવાનો મુદ્દો તો પ્રથમથી જ હતો. આ બાબતે તત્વચિંતક અને સંત સ્વામી સચ્ચિદાનંદજીનું માર્ગદર્શન મેળવવા સંસ્થાના પ્રતિનિધિઓ સને ૨૦૦૦માં દંતાલી ગયા હતા ત્યારે તે આર્ષદષ્ટા સંતશ્રી એ સ્પષ્ટપણે જણાવ્યું હતું કે ૨૦૦ કરતાંય વધારે લક્ષ્મીનારાયણ મંદિરો જ્ઞાતિના સંચાલન હેઠળ હોય તો તેનું કેન્દ્રસ્થાન તો હોવું જ જોઈએ અને તે કેન્દ્રસ્થાન તમારા કુળદેવી મા ઉમિયાના સંસ્થાન વાંઢાયની નજીક જ લ્યો. શક્ય હોય તો તે રાજ્ય ધોરીમાર્ગ પર કરજો અને એ માટે વિશાળ જમીન રાખજો જેથી ભવિષ્યમાં ધાર્મિક પ્રવૃત્તિઓની સાથે સાથે શૈક્ષણિક કે માનવ સેવાની પ્રવૃત્તિઓ થઈ શકે વધુમાં તેમણે એમ પણ કહ્યું કે ધર્મની ગાદી પર ધર્મ સ્થાપિત કરજો અને માર્ગદર્શન માટે સંતોની સેવા લેજો.

આ દૂરંદેશી સંતના શબ્દો સાચા પડ્યા સને ૨૦૦૩ માં સંસ્થાએ વાંઢાયની નજીક દેશલપર ગામ પાસે હાઈવે પર પ્રથમ ૨૫ એકર અને ત્યારબાદ ૧૫ એકર મળીને ૪૦ એકર જમીન ખરીદી અને તા.૨૮/૪/૨૦૦૪ના આ જમીન પર લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાનનું ભૂમિપૂજન કરવામાં આવ્યું અને લક્ષ્મીનારાયણ ધર્મપ્રચાર સમિતિને સ્થાને અખિલ ભારતીય લક્ષ્મીનારાયણ સનાતન સમાજ નામે ટ્રસ્ટ રજીસ્ટર કરવામાં આવ્યું. સંસ્થાના સભ્યો વ્યક્તિગત રીતે નહીં પણ લક્ષ્મીનારાયણ મંદિરો જ બને અને એ મંદિરોની સંચાલક સંસ્થાએ નિયુક્ત કરેલા પાંચ પ્રતિનિધિઓની કેન્દ્રીય સંસ્થાની બોડી એવી બંધારણમાં જોગવાઈ કરવામાં આવી.

લક્ષ્મીનારાયણના અનુયાયીઓએ પોતાના ટ્રેક્ટર લાવીને રાતદિવસ કારસેવા કરી સંસ્થાએ સંપાદિત કરેલ જમીનને સમતળ કરી તા. ૧૬/૫/૨૦૦૫ ના આ પાવન ધરતી પર લક્ષ્મીનારાયણ મંદિરનો શિલાન્યાસ કરવામાં આવ્યો અને લક્ષ્મીનારાયણ મંદિરના નિર્માણ કાર્યનો શુભારંભ થયો.

લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાન હંમેશા ધાર્મિક પ્રવૃત્તિઓથી ધમધમતું રહે અને એવા ઉમદા હેતુથી એક અનામી દાતા દ્વારા શ્રી રમેશભાઈ ઓઝા(ભાઈશ્રી) ના વ્યાસાસને શ્રીમદ ભાગવત કથા પરાયણનું આયોજન આ સંકુલમાં કરવામાં આવ્યું જેનો ખર્ચ અંદાજે રૂપિયા ૩૨ લાખ થયો તે બધું એ અનામી દાતાએ ઉઠાવ્યૂ હતું જ્યારે એ નિમિત્તે થયેલ અંદાજે ૩૫ લાખની આવક સંસ્થામાં જમા કરાવી હતી. આ કથા નું આયોજન મેં - ૨૦૦૬માં ખૂબ જ ભવ્યતાથી કરવામાં આવ્યું હતું.

લોકોમાં ધર્મજાગૃતિ આવે અને ધાર્મિક વિચારોની પ્રચાર પ્રસાર થાય એ ઉદેશથી સંસ્થાએ કચ્છ અને કચ્છ બહાર રથયાત્રા યોજવાનું નક્કી કર્યું અને અનામી દાતા તરફથી અંદાજે રૂપિયા ૧૫ લાખનો રથ તૈયાર કરી સંસ્થાને સમર્પિત કરવામાં આવ્યો. જેને મંદિરનું આકાર આપી લક્ષ્મીનારાયણની મૂર્તિ તેમજ ઉમિયા માતાજી અને જ્ઞાતિને માર્ગદર્શન આપનાર સંતોના ચિત્ર મૂકવામાં આવ્યા છે. તા.૧૭/૮/૨૦૦૭ ના ધર્મજાગૃતિ રથયાત્રાનો ઉમિયા માતાજી વાંઢાયના પ્રાંગણમાંથી દબદબાભેર પ્રારંભ કરવામાં આવ્યો. જે કચ્છમાં કડવા પાટીદારોની વસ્તીવાળા ૧૪૫ ગામોમાં પહોંચ્યો અને ત્યારબાદ જાન્યુઆરી ૨૦૦૯માં સાબરકાંઠા વિસ્તાર તેમજ ઉત્તર અને મધ્ય ગુજરાત, દક્ષિણ ગુજરાતના વિસ્તાર રથ જ્યાં જ્યાં પહોંચ્યો ત્યાં ત્યાં લોકોએ ખૂબ જ ઉત્સાહ અને ઉમંગથી વાજતે ગાજતે આ રથના સ્વાગત સામૈયા કર્યા અને સંતોની ધર્મ સભામાં સત્સંગથી પણ લાભાન્વિત થયા રથના પરિભ્રમણ દરમિયાન ભાવિકોએ સ્વેચ્છાએ જે ભેટ લખાવી તે અંદાજે રૂપિયા ૨ કરોડ જેટલી થવા જાય છે. સાથે સાથે સંતોએ ધર્મ સભાઓમાં જ્ઞાનપૂર્ણ પ્રવચનો આપ્યા હતા.

દેશલપર પાસેની ૪૦ એકર જમીન પર આકાર લઈ રહેલા સંકુલનું નામ શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાન સંસ્કારધામ રાખવામાં આવ્યું. એના પાછળના સંસ્થાના બે ઉદેશ્ય નિયત હતા એક તો આ સંસ્થા જ્ઞાતિના બધા જ લક્ષ્મીનારાયણ મંદિરોનું કેન્દ્રસ્થાન બને અને બીજો હેતુ બાળકોને અહીંથી અધતન ઢબના શિક્ષણની સાથે ભારતીય સંસ્કૃતિને અનુરૂપ સંસ્કારો મળે. આ ઉદ્દેશને બર લાવવા લક્ષ્મીનારાયણના મંદિરોનું નિર્માણકાર્ય તો ચાલુ જ હતું જ તેની સાથે સાથે તા.૯/૫/૨૦૦૮ ના આ પરિસરમાં વિદ્યાલય નો શીલાન્યાસ કરવામાં આવ્યો હતો.

સંસ્કારોના ચિંતન માટે અને સનાતન ધર્મના પ્રચાર-પ્રસાર માટે આ સંસ્થામાં ધાર્મિક કાર્યક્રમ યોજી શકાય, યુવાનો બાળકોની શિબિરો સેમિનારો યોજી શકાય તે બહુહેતુક દષ્ટિથી, ૧૦૦૦ પ્રેક્ષકો બેસી શકે એટલો વિશાળ હોલ બાંધવાનો સંસ્થાએ નિર્ણય કર્યો. તા. ૩/૮/૨૦૦૯ ના આ હોલનું શીલાન્યાસ કાર્ય તેના નામ કરણના દાતાની ઈચ્છા મુજબ **"સંત શ્રી વાલરામજી ગુરુ ઓધવરામજી સત્સંગ હોલ"** એવું નામ આપવામાં આવ્યું.

આ પરિસરમાં શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાન ભવનનું નિર્માણ કરવામાં આવ્યું છે જેમાં સનાતન ધર્મના મૂળ ગુણવત્તા ચાર વેદો પ્રસ્થાપિત કરવામાં આવ્યા છે આ કેન્દ્રસ્થાનમાં બે ધર્મોપદેશક સંતો ભાવિકજનોને ધર્મસંબંધી માર્ગદર્શન આપશે. એટલે એ રીતે કેન્દ્રસ્થાનમાં આવનારને મંદિર ભગવાનના દર્શન અને સંતોનું માર્ગદર્શન મળશે.

કેન્દ્રસ્થાનની બાજુમાં સંતકુટીરનું નિર્માણ કરાયું છે. જેમાં ધર્મોપદેશક સંતો અને આ કેન્દ્રસ્થાનની મુલાકાતે આવનાર સંતો નિવાસ કરી શકશે. આ પરિસરમાં સંત સ્મૃતિમંદિર પણ દ્રષ્ટિગોચર થાય છે. જેમાં ક.ક.પાટીદાર જ્ઞાતિને માર્ગદર્શન આપનાર સંતશ્રી ઈશ્વરરામજી સંતશ્રી ઓધવરામજી સંતશ્રી વાલરામજી અને આદ્ય સુધારક શ્રી નારાયણ રામજી લીંબાણીની પ્રતિમાઓની ભાવ પ્રતિષ્ઠા કરવામાં આવી છે. પરિસરમાં કાર્યાલય અને સાહિત્ય વેચાણ માટેનો અલાયદૂ ભવન છે તેમજ મીટીંગ માટે કોન્ફરન્સ હોલ પણ બાંધવામાં આવ્યો છે. મંદિર તરફ જતા માર્ગની બંને બાજુ લક્ષ્મી ભંડારમાં આ સંસ્થાને માતબર દાન આપનાર દાતાઓની નામાવલી આરસની તકતીમાં કંડારવામાં આવી છે.

લક્ષ્મીનારાયણ મંદિરની બાજુમાં કાયમી યજ્ઞશાળાનું નિર્માણ કરવામાં આવ્યું છે જેમાં દરરોજ સવારે નિયમિત પણે યજ્ઞ કરવામાં આવે છે આ યજ્ઞમાં રૂપિયા ૫૧૦૦ આપીને કોઈપણ યજમાન કાયમી તિથિ પણ નોંધાવી શકે છે.

મંદિરના પ્રવેશદ્વારની એક તરફ હિમાલય પર બેઠેલા શિવજીની જટામાંથી વહેતી ગંગાધારાનો પ્રતિકરુપી નયનરમ્ય પ્રતિકૃતિ તો બીજી તરફ વૃંદાવનમાં કનૈયો ગાયોને ચરાવતા હોય એવું મનોહારી દ્રશ્ય પણ નજરે પડે છે.

આ ઉપરાંત લક્ષ્મીનારાયણ મંદિરની આસપાસ કે લેન્ડસ્કેપિંગ કરીને સુંદર બગીચાનું નિર્માણ કરવામાં આવ્યું છે. આ અંદાજે ૬૦૦૦ વૃક્ષોથી આચ્છાદિત ૫૦ એકરનું આ પરિસર લીલુંછમ અને રમણીય દેખાય છે.

શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાનમાં મંદિર નિર્માણનું કાર્ય પૂર્ણ થઈ જતા મે-૨૦૧૧માં ચતુર્થ દિવસીય પ્રાણપ્રતિષ્ઠા મહોત્સવનું ભવ્ય આયોજન કરવામાં આવ્યું હતું. જેમાં ૧૪/૫/૨૦૧૧ ના શુભ દિને નૂતન મંદિરમાં ભગવાનશ્રી લક્ષ્મીનારાયણ અને પરિવાર દેવતાઓની મૂર્તિ પ્રાણ પ્રતિષ્ઠા શાસ્ત્રોક્ત રીતે કરવામાં આવી હતી અને વેદ મંદિરમાં ગોવર્ધનપીઠાધીશ્વર જગતગુરુ શંકરાચાર્યના વરદ હસ્તે ગુરુગાદી પર ચાર વેદોની ગુરુપદે સ્થાપના કરવામાં આવી હતી. આ પ્રસંગે ગુજરાતના ટોચના સંતો ઉપસ્થિત રહ્યા હતા અને ચાર દિવસ દરમ્યાન અંદાજે બે લાખ લોકો આ કાર્યક્રમમાં સહભાગી બન્યા હતા.

જૂન ૨૦૧૨માં વિદ્યાલયનું ઉદઘાટન કરવામાં આવ્યું અને પ્રાથમિક શિક્ષણનો શુભારંભ કરવામાં આવ્યો, જેમાં ૬૫૦ જેટલા વિદ્યાર્થીઓ KG થી ધો.૧૨ માં અભ્યાસ કરી રહ્યા છે. હાલે સ્કૂલનું વિસ્તરણ કરવાનું કામ ચાલુમાં છે જેથી વધારે વિદ્યાર્થીઓ અભ્યાસ કરી શકે. સને ૨૦૧૫માં ૨૦૦ વિદ્યાર્થીઓ રહી શકે એવા હોસ્ટેલ ભવનનું નિર્માણ કરવામાં આવ્યું છે અને અદ્યતન સુવિધાઓ યુક્ત પ્લેગ્રાઉન્ડ બનાવવાનું કામ પ્રગતિમાં છે.

સંસ્થામાં આવતા યાત્રિકો માટે રહેવા અને જમવાની સગવડ મળી રહે એ હેતુથી મંદિર સંકુલના સામેના ભાગમાં વિશાળ અતિથિગૃહનું અને ભોજનાલયનું બાંધકામ હાલે ચાલી રહ્યું છે. આ અતિથિગૃહમાં યાત્રાળુઓને ઉતારા માટે આધુનિક સગવડવાળા ૭૦ જેટલા રૂમમાં અને અલાયદું ભોજનાલય પણ હશે. આ સંકુલમાં ભવિષ્યમાં ગૌશાળા પણ શરૂ કરવામાં આવશે.

સને ૧૯૯૬ માં રચાયેલી શ્રી લક્ષ્મીનારાયણ સનાતન ધર્મ પ્રચાર સમિતિના પ્રથમ પ્રમુખ કેન્દ્રીય સમાજના પ્રમુખ પ્રેમજીભાઈ પુંજા વાસાણી (વિથોણ), ત્યારબાદ જેઠાભાઈ લાલજીભાઈ ચોપડા (રાજપર), અને હાલે ગંગારામભાઈ શિવદાસ રામાણી (ભુજ) પ્રમુખ પદે કાર્યરત છે.

ભારતભરમાં આ સંસ્થા દ્વારા ૪૫૦ જેટલા બાળ સંસ્કાર કેન્દ્રો શરૂ કરવામાં આવ્યા છે. આ સંસ્થાનો મુખપત્ર લક્ષ્મીનારાયણ દર્શન છેલ્લા બાર વર્ષથી નિયમિત રીતે પ્રકાશિત થાય છે અને અન્ય સાહિત્ય પણ પ્રકાશિત કરવામાં આવે છે.

**રતિલાલ મનજીભાઈ પોકાર** - મહામંત્રીશ્રી,
શ્રી અખિલ ભારતીય લક્ષ્મીનારાયણ સનાતન સમાજ

અમૃત મહોત્સવ

# વાંઢાયમાં શ્રી ઉમિયા માતાજી મંદિર અમૃત મહોત્સવ ઉજવણીની ઝલક



સંતોની તપોભૂમિ વાંઢાયમાં ૭૯ વર્ષ અગાઉ નિર્માણ થયેલ ઉમિયા માતાજી મંદિરનો ચતુર્થ દિવસીય અમૃત મહોત્સવ તા. ૨૭-૩-૨૩ થી તા. ૩૦-૩-૨૩ દરમ્યાન ખૂબ જ ભક્તિભાવપૂર્વક ઉજવાઇ ગયો. યોજાયેલ આ ઉત્સવમાં સહસ્ત્રચંડી યજ્ઞ, શોભાયાત્રા, કૃતઘ્નતા, સમાજ જાગરણ તેમજ ઋણસ્વીકાર સમારોહ જેવા વિવિધ કાર્યક્રમોમાં સંતો, મહંતો તેમજ રાજકીય અને સામાજિક અગ્રણીઓના પ્રવચનો તેમજ વિશેષ યોગદાન આપનાર દાતાઓના સન્માનના કાર્યક્રમો હજારો લોકોની ઉપસ્થિતિમાં યોજાઈ ગયા.

સંતો, દાતાઓ, સંસ્થાના હોદ્દેદારો, મહોત્સવના ચેરમેન, કેન્દ્રીય સમાજ, લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાનના હોદ્દેદારોના હસ્તે દીપ પ્રાગટ્યથી અમૃત મહોત્સવ પ્રારંભ કરાયો હતો. પ્રથમ દિવસે સવારે સંસ્કારધામથી વાંઢાય સુધી બે કિ.મી. લાંબી ગજરાજ અને અશ્વ સાથેની તેમજ જુદા-જુદા ગામોથી આવેલી ઝાંખીઓ પ્રદર્શિત કરાઇ હતી અને શોભાયાત્રામાં સ્ત્રી-પુરુષો એક સમાન વસ્ત્ર પરિધાનમાં જોવા મળ્યા હતા. બપોર બાદ યોજાયેલા હરિહર પરંપરાના બ્રહ્મલીન સંતોની આરતી દાતા પરિવાર દ્વારા આરતી ઉતારીને ભાવવંદના કરાઇ હતી. સ્વાગત પ્રવચન ટ્રસ્ટી પ્રો. કે.વી. પાટીદારે કર્યું હતું. ઉમિયા માતાજી ટ્રસ્ટના પ્રમુખ હંસરાજભાઇ ધોળુએ વાંઢાયના સંતોને યાદ કરી અમૃત મહોત્સવની ઉજવણીનો ઉદ્દેશ્ય સમજાવ્યો હતો. દાતા પરિવારના હસ્તે ઉમિયા માતાજી સંસ્થાનો ઇતિહાસ અને તવારીખ પુસ્તકનું વિમોચન કર્યું હતું. લેખક રતિલાલ પટેલે પુસ્તક પરિચય કરાવ્યો હતો. ભજનાનંદ આશ્રમ બોટાદના સંત સ્વામી આત્માનંદ સરસ્વતીએ સ્ત્રીસશક્તિકરણ પર ભાર મૂકતાં જણાવ્યું હતું કે, બાળકોને ચારિત્ર્યવાન અને દેશભક્ત બનાવવા હોય તો માતાઓએ ગર્ભથી જ સંસ્કાર આપવાનું શરૂ કરવું જોઇએ. લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાનના ચિંતક વલ્લભકૃષ્ણજીએ ઉમા પ્રાગટ્ય વિશે માહિતી આપી હતી.

રાત્રિ કાર્યક્રમમાં તા. ૨૭-૩-૨૩ના ઉમિયા માતાજી મંદિર નિર્માણના ઇતિહાસને આલેખતી દસ્તાવેજી ફિલ્મ 'ઉમિયા માના પગલાં' દર્શાવવામાં આવી હતી. તેમજ ઉમિયા માતાજીના નોનસ્ટોપ ગરબાની પેનડ્રાઇવનું વિમોચન કરવામાં આવ્યું હતું.

તા. ૨૮-૩-૨૩ના સમાજ જાગરણ સમારોહ બે સત્રમાં યોજાયો હતો. પ્રથમ સત્રમાં ઉમિયા માતાજી સંસ્થાન-ઊંઝા તેમજ અન્ય ઉમિયા માતાજી મંદિરના અગ્રણીઓની વિશેષ ઉપસ્થિતિ રહી હતી. ઉમિયા માતાજી ઇશ્વરરામજી ટ્રસ્ટ વાંઢાયના પ્રમુખશ્રી હંસરાજભાઇ ધોળુએ આ ઉત્સવ પાછળની પૂર્વભૂમિકા સમજાવતા જણાવ્યું હતું કે, આજથી ૧૦૦ વર્ષ અગાઉ ખેતી કરતો કચ્છનો કડવા પાટીદાર રાજાશાહી, વ્યાજખોર વેપારીઓ તેમજ પિરાણાના સૈયદોની ચૂંગાલમાં એવો જકડાયેલો હતો કે પોતે અનાજ પકવતો હોવા છતાં છોકરાઓને ખાવાના પણ સાંસા પડતા. આઠ દાયકા અગાઉ સનાતની આગેવાનોએ સંતોના

આશીર્વાદથી ઉમિયા માતાજીને કચ્છની ધરતી પર બિરાજમાન કર્યા પછી જ્ઞાતિએ બધા જ ક્ષેત્રમાં હરણફાળ પ્રગતિ કરી જે આપણે આજે જોઈએ છીએ. જ્ઞાતિને સનાતનનો માર્ગ બતાવનાર સંતો અને જ્ઞાતિ સુધારકો પ્રત્યે કૃતઘ્નતા વ્યક્ત કરવા આજે આ કાર્યક્રમનું આયોજન કરાયું છે. જ્ઞાતિના સુધારક કેશરા પરમેશ્વરા, નારાયણજી લીંબાણી, રતનશીભાઈ ખેતાણી જેવા આગેવાનો તેમજ સંતશ્રી લાલરામજી, સંતશ્રી ઓધવરામજી, સંતશ્રી દયાલરામજી, શાંતિરામજી, સંતશ્રી વાલરામજી, તેમજ અન્ય સંતોના ઋણમાંથી આપણે છૂટી શકીએ તેમ નથી. આ પ્રસંગે આપણે સૌ દિવ્ય આત્માઓને શ્રદ્ધાસુમન અર્પણ કરીએ.

મહોત્સવના મુખ્ય યજમાન શ્રી મોહનભાઈ રામજીયાણી અને ભોજનના મુખ્ય દાતા સામજીભાઈ ઘોળુએ પણ પ્રાસંગિક વક્તવ્ય આપ્યા હતા.

મહોત્સવ આયોજન સમિતિના ચેરમેનશ્રી ગંગારામભાઈ રામાણીએ સભાને સંબોધતા જણાવ્યું હતું કે, સમાજમાં નાના-મોટા પડકારો આવતા હોય છે, પરંતુ જો સંગઠનની તાકાત હશે તો બધા પડકારોને પહોંચી વળાશે. યુવાસંઘ અને મહિલાસંઘને પણ સમાજ વિકાસના કામમાં લાગી જવા આહ્‌વાન કર્યું હતું. વધુમાં તેમણે સહસ્ત્રચંડી યજ્ઞની ફલશ્રુતિ વિશે વાત કરતા જણાવ્યું હતું કે, યજ્ઞના પ્રારંભે સમાજમાં એકતા, સંપ અને શાંતિ રહે એવો સંકલ્પ કરવામાં આવ્યો છે, ઉમિયા માતાજી તે જરૂરથી પરિપૂર્ણ કરશે. જુદી-જુદી સમિતિના સભ્યો અને સ્વયંસેવકોએ ખડેપગે રહીને જે જહેમત ઉઠાવી છે એ માટે એમને અભિનંદન આપ્યા હતા.

કેન્દ્રીય સમાજના પ્રમુખશ્રી અબજીભાઈ કાનાણીએ ઉમિયા માતાજી મંદિરની દસ્તાવેજી ફિલ્મ અંગેની પૂરક માહિતી આપી હતી. વધુમાં તેમણે આ અમૃત મહોત્સવમાં ઉપસ્થિત રહેવા બદલ ભાવિકભાઈ બહેનોને બિરદાવ્યા હતા અને આગામી મે માસમાં યોજાનાર સનાતની શતાબ્દી મહોત્સવમાં પણ આ રીતે હાજરી આપવા સૌને આમંત્રણ આપ્યું હતું.કેન્દ્રીય યુવાસંઘના પ્રમુખશ્રી હિતેશભાઈ રામજીયાણી અને પૂર્વ કચ્છ રિજીયન યુવા સંઘના પ્રમુખ સુરેશભાઈ ભગતે મે માસમાં યોજાનાર યુવાસંઘના સુવર્ણ જયંતી મહોત્સવમાં રજૂ થનાર કાર્યક્રમો ઉપર પ્રકાશ પાડ્યો હતો.

પુરુષોત્તમભાઈ રૂપાલાએ દિલ્હીથી વર્ચ્યુઅલ માધ્યમથી સભાને સંબોધી હતી. તેમણે પોતાના અડધા કલાકના વક્તવ્યમાં ભારતીય સંસ્કૃતિના આધારસ્તંભ સમા સંયુક્ત કુટુંબોના લાભો ગણાવ્યા હતા. બાળકોને નાનપણથી જ માતૃભાષા પર જ્ઞાન આપવા પર ભાર મૂક્યો હતો. સમાજના સંસ્કારો માતૃભાષા દ્વારા જ બાળકોને મળતા હોય છે. સદર પ્રસંગે રાજકીય અને સામાજિક અગ્રણીઓ ઉપસ્થિત રહ્યા હતા.

તા. ૨૮-૩-૨૩ના રાત્રે જાણીતા ગાયક સાગર પટેલ અને તેમની ટીમે ઉમિયા માતાજીના ગરબાની રમઝટ બોલાવી હતી. આ વખતે પ્રેક્ષકોનો ધસારો એટલો બધો હતો કે મંડપ પણ ટૂંકો પડ્યો હતો.

તા. ૨૯-૩-૨૩ના સવારના પ્રથમ સત્રમાં યોજાયેલ ઋણસ્વીકાર સમારોહ પ્રારંભમાં પ્રમુખશ્રી હંસરાજભાઈ ધોળુએ સૌનું સ્વાગત કરી પ્રસંગ પરિચય આપતા જણાવ્યું હતું કે, એવા પ્રતિકૂળ સંજોગો અને ટાંચા સાધનો હોવા છતાં વડીલોએ સંઘર્ષ કરીને આ ઉમિયા માના મંદિરનું નિર્માણ કર્યું હતું. મોતીસરીકંપાના શ્રી હરિભાઈ ભાવાણીએ ઉમિયા માતાજી મંદિરનો વિચાર મૂક્યો ત્યારથી માંડીને શ્રી રતનશીભાઈ ખેતાણીએ તેની પ્રાણપ્રતિષ્ઠા કરી ત્યાં સુધીની સિલસિલાબદ્ધ વિગતો આપી હતી. આ પ્રસંગે કચ્છી લાલરામેશ્વર આશ્રમ હરિદ્વારના મહંતશ્રી હરિદાસજી મહારાજે આશીર્વચન આપ્યા હતા. ગુરુકૃપા કુટિર હરિદ્વારના સંતશ્રી રમાદેવી પણ આ પ્રસંગે ઉપસ્થિત રહ્યાં હતાં. ૭૯ વર્ષ અગાઉ ઉમિયા માતાજીના મંદિર નિર્માણમાં તન, મન અને ધનથી દાન આપનાર પાયાના પથ્થર સમા સદ્‌ગત વડીલોના પરિવારજનોના વિશેષ સન્માન કરી તેમનો

ઋણસ્વીકાર કરવામાં આવ્યો હતો. આ ઉપરાંત ૧૯૬૪માં સંતશ્રી શાંતિરામજી દ્વારા ઉમિયા માતાજી મંદિર અને પરિસર પાટીદાર જ્ઞાતિને સુપરત કર્યા બાદ આ સંસ્થાના વિકાસમાં યોગદાન આપનાર વડીલોના સન્માનપત્ર, શાલ અને સ્મૃતિચિહ્ન આપી બહુમાન કરવામાં આવ્યા હતા.

આ પ્રસંગે જાણીતા લેખક અને કવિ અને છેલ્લા ૨૭ વર્ષથી ઉમા દર્પણનું તંત્રીપદ સંભાળતા શ્રી રતિલાલ મનજી પોકાર તેમજ સહતંત્રીશ્રી રમેશભાઇ ગોવિંદ પોકારનું પણ વિશેષ સન્માન કરવામાં આવ્યું હતું.

બપોર પછીના સત્ર માં અમૃત મહોત્સવ પ્રસંગે રૂા. એક લાખથી વધુ દાન આપનાર દાતાઓના સન્માન કરવામાં આવ્યા હતાં.

યજ્ઞના મુખ્ય યજમાન શ્રી મોહનભાઇ રતનશી રામજીયાણી પરિવાર દ્વારા નાળિયેર હોમીને યજ્ઞની પૂર્ણાહુતિ કરાઇ હતી.

તા. ૩૦-૩-૨૩ને રામનવમીના સપરમા દિવસે ઉમિયા માતાજી મંદિરનો અને ઉમાપતિ મહાદેવ મંદિરનો વાર્ષિક ઉત્સવ ભક્તિભાવપૂર્વક ઉજવાયો હતો. મહોત્સવના મુખ્ય યજમાનશ્રી મોહનભાઇ રામજીયાણી પરિવાર (મદનપુરા)ના હસ્તે ધ્વજારોહણ કરાયું હતું, જ્યારે નખત્રાણાના સ્વ. રતનબેન સામજીભાઇ હરજી ધનાણી અને સામજીભાઇ રત્ના રૂડાણી પરિવાર દ્વારા માતાજીની મહાઆરતી કરવામાં આવી હતી. આ પ્રસંગે કચ્છના સાંસદ વિનોદભાઇ ચાવડા, અબડાસા વિભાગના ધારાસભ્ય પ્રદ્યુમનસિંહ જાડેજા, વીએચપી અગ્રણીઓ ધર્મેન્દ્ર ભાવાણી અને શશિકાંત પટેલ, સનાતન શતાબ્દી મહોત્સવના ચેરમેનશ્રી ગોપાલભાઇ ભાવાણી, કેન્દ્રીય સમાજના પૂર્વ પ્રમુખ રામજીભાઇ નાકરાણીએ ઉપસ્થિત રહી પ્રસંગોચિત ઉદ્દબોધન કર્યા હતા.

પૂર્વ તૈયારી માટે તા. ૨૪-૩-૨૦૨૩ના સવારે ઉમિયા માતાજી સંસ્થાનના પ્રમુખ, મહોત્સવના ચેરમેન તેમજ સંસ્થાના સૌ કર્ણધારોની ઉપસ્થિતિમાં દીપ પ્રાગટ્ય કરી દુર્ગા સપ્તસતી પાઠનો શુભારંભ કરાવવામાં આવ્યો હતો, ત્રણ દિવસ સુધી આ પાઠ ચાલુ રાખ્યો હતો, જેનો દશાંશ હોમ સહસ્ત્રચંડી યજ્ઞમાં કરવામાં આવ્યો હતો. આચાર્યપદ શાસ્ત્રી દિલીપભાઈ જોશી ખોંભડીવાળાએ સંભાળ્યું હતું.

તા. ૨૬/૩/૨૦૨૩ના સવારે ગામેગામથી વિશેષ પરિધાન સાથે જવારા લઇને આવેલ બહેનોનું સ્વાગત કરાયું હતું. બપોર બાદ શોભાયાત્રા તેમજ મહોત્સવને લગતી ઉછામણી લેવાઇ હતી જેમાં માઇભકતોએ ઉત્સાહભેર ભાગ લેતા ૩૪ લાખ જેટલી રકમ નોંધાઇ હતી.

સમગ્ર મહોત્સવ દરમ્યાન જુદા-જુદા સત્રનું સંચાલન મંત્રીશ્રી ઈશ્વરભાઇ ભાવાણી, ડો. બિહારીભાઇ રામજીયાણી, પ્રો.કે.વી. પાટીદાર, રમેશભાઇ પોકાર તેમજ જયેશભાઇ છાભૈયાએ સંભાળ્યું હતું.

પાટીદાર સંદેશના તંત્રી સામજીભાઇ પોકાર, સનાતન પત્રિકાના કન્વિનરશ્રી ડો. વિઠ્ઠલભાઇ ભાવાણી, પાટીદાર સૌરભના તંત્રીશ્રી સી.કે. પટેલ, શ્રી કેન્દ્રીય યુવાસંઘ તેમજ મહિલા સંઘના કર્ણધારો ઉપસ્થિત રહ્યા હતા.

મહોત્સવને સફળ બનાવવા સંસ્થાના હોદ્દેદારો તેમજ આયોજન સમિતિના ચેરમેન અને જુદી-જુદી ૩૦ જેટલી સમિતિઓના ૫૦૦૦થી વધુની સંખ્યામાં સ્વયંસેવક ભાઇ-બહેનોએ ભારે જહેમત ઉઠાવી હતી.

**બાબુલાલ સામજીભાઈ ચોપડા**

મંત્રીશ્રી, ઉમિયા માતાજી ઈશ્વરરામજી અન્નક્ષેત્ર





# મહિલાસંઘના રજત જયંતિ મહોત્સવનો અહેવાલ



જશોદાબેન શાંતિલાલ નાકરાણી, પ્રમુખશ્રી

રમીલાબેન ખેતશીભાઈ રવાણી, મહામંત્રીશ્રી

સાત સનાતની ભાઈઓએ ૧૯૦૮ માં નાશિક ગોદાવરી નદીના પવિત્ર સ્થાન ઉપર દેહશુદ્ધી ધારણ કરી સિંહ ગર્જના કરેલ. તા ૨૦ ડિસેમ્બર ૨૦૨૩ ના રોજ સનાતની શતાબ્દી મહોત્સવ અને જ્ઞાતિના શુદ્ધ સનાતની પ્રથમ અધિવેશન પહેલાં જ્ઞાતિના મોભી આગેવાનો ફરી વખત ગોદાવરી નદીના પવિત્ર કિનારે ફરી એક વખત જળ સંકલ્પ કરી સનાતની સિંહગર્જના કરેલ. ભારતભરના શ્રીસમાજના છ એ ખંડો માંથી અલગ અલગ ટુકડીમાં સમાજના મોભી વડીલ શ્રીઓ સનાતની શતાબ્દી મહોત્સવને ભવ્ય બનાવવા આગોતરું આમંત્રણ ઘરોઘર પત્રિકા પહોંચાડવા માટે નીકળ્યા હતા, આ જળ સંકલ્પના ભવ્ય અને અવિસ્મરણીય કાર્યક્રમમાં મહિલા સંઘના મહામંત્રી પણ સામેલ હતા. જે મારા જીવનમાં એક અદભુત પળ હતી. આ શતાબ્દી મહોત્સવ અને સમાજનું પ્રથમ શુદ્ધ સનાતની અધિવેશન ભારતભરના તેમજ વિદેશ વસતા આપણા જ્ઞાતિજનોના સહયોગથી ભવ્યાતિભવ્ય રીતે ઉજવાયો આ કાર્યક્રમ વખતે મહિલા સંઘને ૨૫ વર્ષ પૂરા થતા હોવાથી રજત જયંતિ મહોત્સવ મહિલાસંઘના આદરણીય પ્રમુખ જશોદાબેન શાંતિલાલ નાકરાણીના અધ્યક્ષ સ્થાને ભારતભરની મહિલાઓના સાથ સહકારથી ઉમંગભેર ઉજવ્યો. રજત જયંતિ મહોત્સવ નિમિત્તે દિવાળી પર્વથી જ મહિલાસંઘે શરૂઆત કરી દીધી હતી.

ભારતભરની જ્ઞાતિની બહેન દીકરીઓમાં રહેલ ટેલેન્ટને પ્રોત્સાહન આપવા, આરતી થાળી ડેકોરેશન જેમાં ભારતભરમાંથી ૧૮૦૦ બહેનોએ ભાગ લીધેલ જેમાં ૧૦ ઈનામ પાંચ પ્રોત્સાહિત ઈનામ અને ભાગ લેનાર દરેક બહેનોને પ્રમાણપત્ર આપી મહિલાસંઘ દ્વારા નવાજવામાં આવેલ. સાથે નખત્રાણા ખાતે આપણા વિદ્યાર્થી સંકુલમાં સતોડીયો ગેમ જે આપણી પ્રાચીન રમત છે જેનું મહિલા સંઘ દ્વારા આયોજન કરવામાં આવેલ જેમાં ભારતભરમાંથી ૨૫ મહિલાસંઘ ઝોનમાંથી ૨૨ ટીમોએ ભાગ લઈ કાર્યક્રમને સફળ બનાવ્યો આમાં મહિલાસંઘની પદાધિકારી અને કારોબારી બહેનોનો મહત્વનો ફાળો રહ્યો. કચ્છ પશ્ચિમ ઝોન યુવા સંઘ અને મહિલા સંઘના સહિયારા પ્રયાસથી મા દીકરીના દિલની વાત કાર્યક્રમ ખૂબ જ સરસ રીતે લીધેલ ખાસ રજત જયંતિ મહોત્સવ નિમિત્તે મહિલા સંઘ દ્વારા રજત જયંતિ વર્ષે મહિલા સંપર્ક સેતુ પુસ્તિકાનું વિમોચન કરવામાં આવેલ આ પુસ્તિકા દ્વારા જ્ઞાતિની બહેનો એકબીજાના નજીક આવે સંપર્કથી સંબંધો વધે અને સંગઠન વધુ દ્રઢ થાય સાથે જ સમાજની બહેન દીકરીઓ ઘરગથ્થુ કે બહાર કોઈ બિઝનેસ કરતી હોય તો તે સંપર્કથી બિઝનેસને વધારી શકે અને આપણી જ્ઞાતિના પૈસા આપણી પાસે જ રહે આ ઉદ્દેશ્યથી મહિલાસંઘે સંપર્ક સેતુ ડિરેક્ટરીનું રજત જયંતિ પ્રસંગે વિમોચન કરેલ.

આ શતાબ્દી મહોત્સવના કાર્યક્રમના ખર્ચને પહોંચી વળવા રદ્દી થી સમૃદ્ધિ કોન્સેપ્ટ ને સફળ બનાવવા મહિલાઓનો મહત્વનો ફાળો રહ્યો. સાથે જ મહિલા સંઘના રજત જયંતિ મહોત્સવમાં પધારેલ સર્વે જ્ઞાતિની મહિલાઓને સનાતન ધર્મ પત્રિકાના મેમ્બર અચૂક બનવા ભલામણ કરેલ સાથે જ દિવાળી બોણી માટે મહિલાઓને અપીલ કરેલ આ કાર્યક્રમને ચાર ચાંદ લગાડવા મોટીવેશનલ વક્તા નેહલબેન ગઢવીને બોલાવવામાં આવ્યા હતા.

આ મહોત્સવના તમામ વૈવિધ્યસભર કાર્યક્રમોને સફળ બનાવવા મહિલાસંઘે અનન્ય સહયોગ આપ્યો હતો.

આમ આપણો સનાતની શતાબ્દી મહોત્સવ ભવ્યતાથી ભવ્ય પૂર્વક સફળ થયો એમાં મહિલા સંઘનું યથાર્થ યોગદાન રહ્યું છે. આગળ પણ શ્રી સમાજના આદેશ પ્રમાણે મહિલાસંઘ કાર્યરત રહેશે મહિલાસંઘ અને શ્રીસમાજ અને યુવા સંઘનો ખૂબ જ સાથ સહકાર મળતો રહે છે મહિલાસંઘ એમનો હૃદય પૂર્વક આભાર માને છે બાળ સંસ્કાર દ્વારા ભારતભરમાં મહિલાઓ દ્વારા સંસ્કારી સમાજ બનાવવાનો પાયાથી પ્રયત્ન ચાલુ કરી દીધો છે બસ એ સાથે જ આપ સૌ સ્વસ્થ રહો વ્યસ્ત રહો મસ્ત રહો..






**હિતેશભાઇ હીરાલાલ રામજીયાણી**
પ્રમુખશ્રી



**ભરતભાઇ દામજીભાઇ છાભૈયા**
મહામંત્રીશ્રી

# યુવા મહોત્સવ

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના પ્રથમ જ્ઞાતિ અધિવેશનને ૧૦૦ વર્ષ પૂર્ણ થવાની ઉજવણીની સાથે સાથે શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવાસંઘની સ્થાપનાને ૫૦ વર્ષની પૂર્ણતા અને શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર મહિલાસંઘની સ્થાપ્નાનાં ૨૫ વર્ષની ઉજવણી ભવ્યાતિભવ્ય રીતે નખત્રાણા ખાતે તા. ૧૦ થી ૧૪ મે, ૨૦૨૩ના કરવામાં આવી. સમગ્ર ભારતમાંથી હજારોની સંખ્યામાં આ અધિવેશન અને ઉજવણીમાં જ્ઞાતિજનોએ ભાગ લીધો. શોભાયાત્રાથી શરુ થયેલી આ સફર અધિવેશન સ્વરૂપે અંત પામી એ દરમ્યાન યુવાસંઘ દ્વારા નીચે મુજબના વિવિધ કાર્યક્રમોનું આયોજન ખૂબ જ ભવ્ય રીતે કરવામાં આવ્યું.

## શંખનાદ

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવાસંઘની સ્થાપનાના ૫૦ વર્ષની ઉજવણી હોય અને એમાં કાંઈ નવું, કાંઈ અદકેરું આયોજન કરવું અને વર્લ્ડ રેકોર્ડ બનાવવાનું. એકસાથે મળીને સનાતની શંખનાદ કરીએ જેથી સમગ્ર વિશ્વમાં આપણી નોંધ લેવાય એવું આયોજન વિચારવામાં આવ્યું. આ માટે ઈન્ડિયા બુક ઓફ રેકોર્ડ્સ અને એશિયા બુક ઓફ રેકોર્ડ્સ સાથે ફોર્માલિટીઝ પૂરી કરી દેવામાં આવી. શંખનાદ ટીમ દ્વારા સમયાંતરે ગાઇડલાઈન બહાર પાડવામાં આવી શંખનું વેચાણ બોર્ડિંગ ખાતે કરવામાં આવ્યું અને આ માહિતી મળતા જ રજીસ્ટ્રેશનમાં નોંધપાત્ર વધારો જોવા મળ્યો.

અધિવેશનના મુખ્ય ડોમની પાછળ પાર્કિંગ પ્લોટની બાજુમાં આયોજન ગોઠવવામાં આવ્યું. કુલ ૮૫૧ સભ્યો નોંધાયા હતા. સાંજે ૬ વાગ્યે સૌ સફેદ વસ્ત્રોમાં સજ્જ થઈને કતારબદ્ધ ગોઠવાઈ ગયા સંતોના સાનિધ્યમાં અને તેમના આશીર્વાદ સાથે કાર્યક્રમની શરૂઆત થઇ. ત્યારબાદ શંખનાદ એટેમ્પટ કરવામાં આવ્યો.

શંખનાદની સાથે ગુણાતીતપુરના યુવક અને યુવતીઓ દ્વારા શંખનાદના તાલે નૃત્યનું આયોજન પણ કરવામાં આવ્યું હતું જેને લીધે અનેરું આકર્ષણ ઉમેરાયું હતું. જોરદાર કર્ણપ્રિય મ્યુઝિક સાથે એટેમ્પટ પૂર્ણ થયો જેને એડજડિકેટરે સક્સેસફુલ ડિક્લેર કર્યો. સૌ ભાગ લેનાર સભ્યો ખુશીની લહેરમાં તણાઈ ગયા. એકબીજાને અભિનંદન આપવામાં સૌ જોડાયા. એડજડિકેટર દ્વારા એવોર્ડ આપવામાં આવ્યા. આખરે ગિનિઝ બુક ઓફ રેકોર્ડ્સ ની સાથે હવે ઈન્ડિયા બુક ઓફ રેકોર્ડ્સ અને એશિયા બુક ઓફ રેકોર્ડ્સમાં પણ શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ, યુવાસંઘ અને મહિલાસંઘનું નામ નોંધાઈ ચૂક્યું હતું. આ માટે જે મિત્રોએ જહેમત ઉઠાવી હતી એ સૌનો ટીમ યુવાસંઘ અને ટીમ શંખનાદ દિલથી આભાર માને છે.

## Group Skit Competition

Sponsered by : કંચનબેન મહેન્દ્રભાઈ સેંઘાણી, મુંબઈ

યુવાસંઘ સ્વર્ણિમ મહોત્સવ ની ઉજવણી રૂપે શ્રીસમાજ સનાતની શતાબ્દી મહોત્સવ, નખત્રાણામાં સનાતની Group Skit Competition યોજવામાં આવી હતી. જેમાં ભારતભરના ૨૩ રીજીયનોમાંથી ૧૨ રીજીયનોએ પાર્ટિસિપેન્ટ કર્યું હતું. જેમાં વિવિધ રાજ્યોની સંસ્કૃતિ, ધાર્મિક - સામાજિક, દેશભક્તિનું દર્શન અને વૈચારિક ક્રાંતિ દર્શાવતી નાવીન્ય પ્રસ્તુતિઓ ને નાટ્ય કૃતિઓમાં ભાગ લેનાર કલાકારોએ ખૂબ સુંદર અભિનય દ્વારા રજૂ કરી હતી.

| | | |
|---|---|---|
| 3rd રેન્ક | સૌરાષ્ટ્ર રીજીયન | આખરી જંગ |
| 2nd રેન્ક | કચ્છ રીજીયન | ચારણ કન્યા |
| 1st રેન્ક | સાબર રીજીયન | ટેકનોલોજી તો |










## વોઇસ ઓફ KKP

સનાતની શતાબ્દી મહોત્સવની સાથે સાથે યુવાસંઘનો સુવર્ણ જયંતિ મહોત્સવ ઉજવાતો હોય ત્યારે એમાં સાંસ્કૃતિક રંગ ના ભળે તો જ નવાઈ. વડીલોના કાર્યક્રમોની સાથે સાથે વિવિધ ૭ ઈવેન્ટનું આયોજન યુવાસંઘ દ્વારા કરવામાં આવ્યું જેમાં એક ઈવેન્ટ એટલે **'વોઈસ ઓફ KKP"**. કુલ ૨૭ પાર્ટિસિપેન્ટનો ડ્રો પણ ત્યારે જ કરી દેવામાં આવ્યો. ત્રણ રાઉન્ડમાં યોજાનારી આ ઈવેન્ટ માટે ૭ પ્રથમ રાઉન્ડમાં દરેકે પરફોર્મન્સ કરવાનું હતું. બીજો રાઉન્ડ જે કરાઓકે મ્યુઝિક સાથે તેના અંતે ફાઇનલ રાઉન્ડ

આ ફાઇનલ રાઉન્ડમાં સ્પર્ધકે લાઈવ મ્યુઝિક ઉપર પરફોર્મ કરવાનું હતું. આઠેય પાર્ટિસિપેન્ટ સાથે મળીને **'કચ્છનો કડવો પાટીદાર'** ગીત ઉપર જોરદાર પરફોર્મન્સ આપ્યું. એક પછી એક આઠેય પરફોર્મન્સ થયા. સમગ્ર શ્રોતાગણ ઓતપ્રોત થઈને આ સંગીત સુરાવલી સાંભળી રહ્યા હતા. દરેક પરફોર્મન્સ પછી તાળીઓ સાથે ચિચિયારીઓ સંભળાતી હતી. બધા જ પરફોર્મન્સ પછી નિર્ણય આપતા જજીસે નીચે મુજબ વિજેતા જાહેર કર્યા.

**પ્રથમ : કેશવી હર્ષદભાઈ રૂડાણી, કચ્છ રીજીયન**
**દ્વિતીય : શ્લોક પ્રફુલભાઈ ચોપડા, સાબર રીજીયન**
**તૃતીય : મીરા સંકેતકુમાર માવાણી, કચ્છ પૂર્વ**

## Prince & Princess of KKP 2023

Prince & Princess of KKP 2023_ વ્યક્તિત્વ એ અંતરમન નું પ્રતિબિંબ હોય છે. Smart Mobile ના જમાનામાં ફક્ત વ્યક્તિ નહીં પરંતુ વ્યક્તિત્વ Smart રહેવું જરૂરી છે. કચ્છ કડવા પાટીદાર ના આવા શાનદાર - જાનદાર - વજનદાર વ્યક્તિત્વ ધરાવતાં યુવા ની ખોજ *Prince & Princess of KKP* સ્પર્ધા થકી પૂર્ણ થાય છે.

આ સ્પર્ધામાં ભારતભર થી ૨૮ જેટલાં યુવાઓ એ ભાગ લીધેલ હતો. સર્વપ્રથમ સ્પર્ધા ના લેવલ રૂ.૧ માં સર્વે Participants ની inter-personal skills અને values તપાસવા નિષ્ણાત નિર્ણાયકો ની ટીમ દ્વારા દરેક સ્પર્ધકનું *Personal Interview* લેવામાં આવ્યું.

ભાષા ઉપર જબરદસ્ત પકડ અને વૈચારિક ઉત્કૃષ્ટતા એક સરસ વ્યક્તિત્વ ની ઓળખ હોય છે. તેને પરખવા event ના લેવલ રૂ. ૨ માં *Extempore* કરાવવામાં આવ્યું, જેમાં દરેક સ્પર્ધકને On Stage આપેલ વિષય ઉપર ગુજરાતી/હિન્દી/અંગ્રેજી ભાષા માં પોતાનાં વિચારો રજૂ કરવાના હતાં જેના માટે તેમને ૨મિનિટ નો સમય ફાળવામાં આવ્યો.

ત્યારબાદ સ્પર્ધા ને રોચક બનાવવા level#3 માં *Skit Performance* કરાવવામાં આવ્યું. જેમાં સ્પર્ધકોને ૩-૩ ના ગ્રુપમાં વહેંચી તેમનાં Performance ક્રમ અને વિષય નું draw કરવામાં આવ્યું.
એકબીજા સાથે Co-ordination અને નવીનતમ પ્રયોગો સાથે તેમની Skit Performance skills નિહાળી.

સ્પર્ધકોની ૩ લેવલ ઉપર થયેલ ચકાસણી બાદ એમના પર્ફોર્મન્સ મુજબ TOP 8 Prince અને Top 8 Princess નું ચયન આવતી કાલ ભવ્યાતિભવ્ય લોકોની મોજુદગીમાં અતિભવ્ય Stage અને અલૌકિક વાતાવરણ માં યોજાતી Grand Finale માટે કરવામાં આવ્યું.

### *Grand Finale*

Jury દ્વારા ચયનીત 8 Prince અને 8 Princessના પર્ફોર્મન્સ ક્રમ draw દ્વારા કાઢવામાં આવ્યો.

*Round # 1* - *Introduction & Talent Show*

*Round # 2* - Jury Round

આ રાઉન્ડ માં સ્પર્ધક ૧-૧ કરી ક્રમશઃ આગળ આવી, પોતાને સ્પર્ધાના નિષ્ણાંત નિર્ણાયકો દ્વારા stage ઉપર વિચારેલ પ્રશ્નોનું પોતાનાં વિવેકથી જવાબ દેવા પ્રસ્તુત કરતા આવ્યાં. Grand Finale ના બંને Rounds પૂરા થયાં બાદ નિર્ણાયકોની સંપૂર્ણ ટીમ એક સાથે બેસી મૂલ્યાંકન કરી નિમ્નલિખિત Awardsની ઘોષણા કરેલ.



***Harsh Nakrani,** DGR*
***Prince of KKP 2023***

***Devesh Bhavani,** VDR*
***1st Runner up***

***Arjun Parasiya,** KPR*
***2nd Runner up***

***Devanshi Limbani,** SBR*
***Princess of KKP 2023***

***Mukti Pokar,** DGR*
***1st Runner-up***

***Chetna Nakrani,** SVR*
***2nd Runner-up***

***_Best Smile_***
**Nancy Bhagat,** VDR
**Karan Limbani,** MUR

***_Best Personality_***
**Nisha Pokar,** TAP
**Shlok Chopra,** SBR

***_Most Popular_***
**Parika Chauhan,** SUR
**Rahul Diwani,** CGR

યુવાસંઘની સ્વર્ણિમ ગાથામાં ૧૯૭૨ થી લઈ ૨૦૨૩ ના યુવાસંઘની કમાન સંભાળી છે તેવા કર્મનિષ્ઠ યુવાસંઘના પ્રમુખ અને યુવાસંઘના મહામંત્રીને સન્માનવાનો અવસર મળ્યો. જેમાં ૧૯૭૨થી લઈ અત્યાર સુધીના પ્રમુખ અને મહામંત્રીને આ સનાતની શતાબ્દી મહોત્સવમાં સન્માનિત કર્યા.

### યુવાસંઘના પ્રમુખશ્રીઓ

શ્રી ખીમજીભાઈ લખમશીભાઈ લીંબાણી
શ્રી દેવજીભાઈ વાલજીભાઈ રૂડાણી
શ્રી ગંગારામભાઈ હીરાલાલ સાંખલા
ડો.પ્રેમજી રામજીભાઈ ઘોઘારી
શ્રી દેવશંકરભાઈ સોમજીભાઈ ધનાણી
શ્રી દેવજીભાઈ માવજીભાઈ લીંબાણી
શ્રી મનસુખભાઈ વિશ્રામભાઈ રૂડાણી
શ્રી પ્રેમજીભાઈ ભાણજીભાઈ કેસરાણી
શ્રી શરદભાઈ શાંતિભાઈ માવાણી
પ્રોફેસર ભરતભાઈ શિવદાસભાઈ પોકાર
શ્રી જયંતીભાઈ કરમશીભાઈ રામાણી
શ્રી ગૌરાંગભાઈ ખેતાભાઇ ધનાણી
શ્રી માવજીભાઈ ડાયાભાઈ દિવાણી
શ્રી નીતિનભાઈ રવજીભાઈ લીંબાણી
શ્રી રવિભાઈ દેવશીભાઈ ધોળું
શ્રી ડો.વસંતભાઈ અરજણભાઈ ધોળું

### યુવાસંઘના મહામંત્રીશ્રીઓ

શ્રી અખઇ ભાઈ પ્રેમજીભાઈ માનાણી
શ્રી દેવજીભાઈ વાલજીભાઈ રૂડાણી
શ્રી અબજીભાઈ વિશ્રામભાઈ કાનાણી
શ્રી દેવશંકરભાઈ સોમજીભાઈ ધનાણી
શ્રી પુરુષોત્તમભાઈ ખીમજીભાઈ પોકાર
પ્રોફેસર મોહનભાઈ છગનભાઈ છાભૈયા
શ્રી વલ્લભભાઈ કરસનભાઈ મૈયાત
શ્રી ગૌરાંગભાઈ ખેતાભાઇ ધનાણી
શ્રી હરેશભાઈ શિવજીભાઈ રામાણી
શ્રી ગૌતમભાઈ મણીલાલ કેશરાણી
ડો. વસંતભાઈ અરજણભાઈ ધોળુ
શ્રી મોહનભાઈ હરિભાઈ ધોળું
શ્રી નટવરભાઈ અમૃતલાલ સામાણી

**જેઓને રંગે ચંગે કચ્છની પાઘડી પહેરાવી મોમેંટો અને સાલ ઓઢાડી જનમેદની વચ્ચે સન્માનિત કરેલ**

## નિબંધ સ્પર્ધા

શતાબ્દી મહોત્સવ દરમ્યાન નિબંધ સ્પર્ધામાં ૧૬ વર્ષ અને ૨૫ વર્ષની નીચેની ઉંમરનાં અને ૨૫ વર્ષની ઉપરના યુવાઓનું પરિણામ અને વિજેતા સ્પર્ધાની માહિતી

U-16 – 21 પાર્ટિસિપેન્ટ
U-25 – 27 પાર્ટિસિપેન્ટ
A-25 – 23 પાર્ટિસિપેન્ટ

નિર્ણાયકો દ્વારા આપવામાં આવેલ નિર્ણય પછી પ્રથમ ત્રણ ને ક્રમ આપવામાં આવ્યા છે.. બાકી તમામના પણ ખૂબ ઉમદા પ્રયાસ રહેલ છે. અને તમામ ભારતનાં યુવાઓએ પોતાના વિચારો રજૂ કરેલ છે. આ તમામને નિયમિત અહીં પ્રકાશિત કરવામાં આવશે..

*_A -25_*
*DGR* Janvee Jigar Sankhla
*TAP* Heena Manish Sankhls
*CGR* Kinjal Ajay Diwani
*TAP* Shilpa Sunil Bhimani

**U -16_**
*KCR* Nidhi Kamleshbhai Chhabhaiya
*TAP* Monika Kamleshbhai Bhavani
*UGR* Aryan Sunil Halpani
*SBR* Dhairya Jagdish Limbani

**U- 25_**
*DBR* Hasti Tulsi Pokar
*VDR* Bhavika Subham Bhavani
*TAP* Raghav Kantilal Bhagat
*KCR* Anjli Chhunilal Pokar

## ચિત્ર સ્પર્ધા

**Sponsered by : આણંદ જિલ્લા કચ્છ કડવા પાટીદાર સમાજ**

યુવાસંઘ સ્વર્ણિમ મહોત્સવની ઉજવણી રૂપે શ્રીસમાજ સનાતની શતાબ્દી મહોત્સવ, નખત્રાણામાં Drawing Competition યોજવામાં આવી હતી. જેમાં ભારતભરના ૨૩ રીજીયનમાંથી U-16 માં 33, U-25 માં 28 અને A-25 માં 23 પાર્ટિસિપેન્ટ હતા. આ દરેક કેટેગરીમાં ખૂબ જ Tough Competition હતી. જેમાંથી જિજ્ઞાસુ અને ઉગતા સિતારા જેવા યુવાઓમાં 1St, 2nd અને 3rd Rank જેમના આવ્યા છે તેઓના દોરેલા Drawing સાથેના ફોટોગ્રાફ્સ આપ જોઈ શકો છો

### ચિત્રકામની સ્પર્ધામાં Under 16 ના વિજેતા ઘોષિત



**Catagory : U-16**

**Rank: 1 st**

Full Name :

**Harsh Rajesh Pokar**

Region:- VDR

City :- Nagpur

Kutch Gam : Virani Moti




**Category : U-16**

**Rank : 2nd.**

Full Name :

**Vanshika Manohar Somjiyani**

Region: TAP

City-visakhapatnam

Kutch : Viranimoti



**Catagory : U-16**

**Rank : 3rd**

Full Name :

**Dharm Dineshbhai Sankhala**

Region:- SPR

City :- Nadiad

Kutch Gam : Ghaduli



**Catagory : U-16**

**Rank :- 3rd**

Full Name :

**Komal Vinod Limbani**

Region :- VDR

City : Nagpur

Kutch Gam :

### ચિત્રકામની સ્પર્ધામાં Under 25 ના વિજેતા ઘોષિત



**Catagory : U-25**

**Rank : 1 st**

Full Name :

**Riya chandulal Pokar**

Region:- VDR

City :- Nagpur

Kutch Gam : Kadiya Nana




**Catagory : U-25**

**Rank : 2nd rank**

Full Name :

**Bhakti Tarun Pokar**

Region:- Chhattisgarh

City : Jagdalpur

Kutch Gam : Virani Moti

## ચિત્રકામની સ્પર્ધામાં Under 25 ના વિજેતા ઘોષિત



**Catagory : U-25**

**Rank : 3rd**

Full Name :

**Jugal Shankar Diwani**

Region : Dakshin Maharashtra Goa

City : Palus

Kutch Gam : Moti Virani



**Catagory : U-25**

**Rank : 3rd**

Full Name :

**Agnya Ramesh Senghani**

Region : Mumbai

City : Dombivali

Kutch Gam:- Darshadi



**Catagory : U-25**

**Rank : 3rd**

Full Name :

**Tanvi Lokesh Senghani**

Region : Chhatrapati Shivaji

City : Solapur

Kutch Gam : Todiya

## ચિત્રકામની સ્પર્ધામાં Above 25 ના વિજેતા ઘોષિત



**Catagory: A-25**

**Rank : 1st** પ્રથમ નંબર

Full Name :

**Nidhi Dhruvkumar Nakrani**

Region : Sabar

City : Badam kampa

Kutch Gam : Moti Virani



**Catagory: A-25**

**Rank : 2nd** બીજો નંબર

Full Name :

**Jyoti Harishbhai Valani**

Region : Chhattisgarh

City : Raipur

Kutch Gam :-Vithon



**Catagory : A-25**

**Rank : 3rd** ત્રીજો નંબર

Full Name :

**Nikita Darshan Ravani**

Region : KuchhPurva

City : gunatitpur, Bhachau

Kutch Gam : Netra Matajina



**Catagory : A-25**

**Rank : 3rd** ત્રીજો નંબર

Full name :

**Hinaben Nitinkumar Makani**

Region : SardarPatel

City : Borsad

Kutch Gam : Netra Matajina

# સનાતની રનોથોન

સનાતની શતાબ્દી મહોત્સવમાં તારીખ ૧૪.૫.૨૦૨૩ ના રોજ સવારે સમાજના વીર પુરુષોની પાનમૂર્તિ સ્વરૂપે તેમના સ્થાનકથી સનાતની શતાબ્દી મહોત્સવના સ્થળ પર રેલી અને શોભાયાત્રા સ્વરૂપે સાત સ્થળેથી લઈ આવવાનું આયોજન કરવામાં આવેલ. સનાતની રનોથોન માટે મોટી વિરાણી સમાજવાડીથી ૭૧૦ સનાતનીઓએ રનોથોન રજીસ્ટ્રેશન કરાવેલ. તારીખ ૧૪-૫-૨૦૨૩ ના રવિવારે સવારે ૬.૧૦ વાગે ડૉ. વિપુલ છાભૈયા અને ડૉ. જયેશ ભગત દ્વારા સૌને યોગાસનો, સ્ટ્રેચિંગ, હલકી કસરત કરાવેલ તથા ફિટનેસ માટે શું કરવું તેની માહિતી આપેલ અને રૂટની સચોટ માહિતી આપેલ, રૂટ માં રિફ્રેશમેન્ટની વ્યવસ્થા મોટી વિરાણી ખાતે કબીર આશ્રમ પાસે લાલકા ફેક્ટરી પાસે સભા મંડપના મેન કાર્યાલય પાસે કરવામાં આવેલ. ૬.૨૦ કલાકે મોટી વિરાણી સમાજવાડી ખાતે સ્ટેજ પર જે મહાનુભાવોને સ્થાન આપવામાં આવેલ જેમાં શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના પ્રમુખ શ્રી અબજીભાઈ કાનાણી, મોટી વિરાણી સમાજના પ્રમુખ શ્રી લખમશીભાઈ તેજાણી, શ્રી નારાયણ રામજી લીંબાણીની શોભાયાત્રાના દાતાશ્રી મોટી વિરાણી સમાજના હોદ્દેદારો અને રતનશીબાપા ખેતાણીની શોભાયાત્રાના દાતાશ્રી ખેતાણી પરિવારના અગ્રણીઓ, યુવા સંઘના કાઉન્સિલ પ્રેસિડન્ટ પંકજભાઈ પારસીયા, ડૉ.વિપુલભાઈ છાભૈયા, યુવાસંઘ પી.આર.ઓ પરસોત્તમભાઈ વાલાણી, સ્પોર્ટ્સ કન્વીનર જગદીશભાઈ વગેરે હતા. શ્રી અબજીભાઈ કાનાણીએ વડીલ નારાયણજી લીંબાણી અને રતનશીબાપાના કાર્યોને યાદ કરેલ તથા રનોથોનના માધ્યમથી તેમને શ્રદ્ધાંજલિ આપવાની આ રીત માટે યુવાસંઘનો આભાર માન્યો. રનોથોન દ્વારા











સ્વાસ્થ્ય માટે ખૂબ જ સારો મેસેજ યુવાસંઘે આપેલ. સવારે ૬:૩૦ કલાકે સ્ટેજ પરના મહાનુભાવોએ ફ્લેગ ઓફ કરી સૌ પાર્ટિસિપેન્ટને સનાતની રનોથોન માટે આગળ વધવાનું સૂચન કરેલ, નાના ભૂલકાઓથી લઈ અને સિનિયર સિટીઝન સુધી સૌએ આ સનાતની રનોથોનમાં ભાગ લીધો. આ રૂટ પર સનાતની રંગે રંગાયેલા સૌ પાર્ટિસિપેન્ટ સનાતની નારાઓ સાથે આગળ વધ્યા, કોમ્પિટિશનની ભાવના નહીં પણ એકતામાં વિવિધતા સાથે સૌ દોડ્યા. મોટી વિરાણીથી સભા મંડપના મુખ્ય ગેટ સુધી જાણે સમાજ હિલ્લોળે ચડ્યો હોય તેવો માહોલ જોવા મળ્યો. સભા મંડપના મુખ્ય ગેટ પાસે સમાપન સ્ટેજ તથા એન્ડ પોઈન્ટ બનાવવામાં આવેલ. જે પાર્ટિસિપેન્ટ દોડ્યા તેમને બે કેટેગરી ૨૫ વર્ષથી નીચેના અને ૨૫ વર્ષથી ઉપરના મહિલાઓ અને પુરુષોને ઈનામ વિતરણ કરવાનું નક્કી કરેલ.

### Above -25

**Male**

| | | |
|---|---|---|
| 1st | લીંબાણી નકુલ પ્રવીણભાઈ | MPR |
| 2nd | લીંબાણી હાર્દિક ચંદુભાઈ | UKTR |
| 3rd | સુરાણી રાજેશ હરિલાલ | KCR |

**Female**

| | | |
|---|---|---|
| 1st | નાકરાણી કોમલ ઉમેદભાઈ | CGR |
| 2nd | રતનાણી ગીતાબેન નરેશભાઈ | MGR |
| 3rd | લીંબાણી ચંચળબેન સંદીપભાઈ | CGR |

### Under -25

**Male**

| | | |
|---|---|---|
| 1st | લીંબાણી દીક્ષિત રતિલાલ | KCR |
| 2nd | કુશ દિલીપભાઈ રામાણી | SVR |
| 2nd | વાસાણી જય નવિનભાઈ | KCR |
| 3rd | રામાણી ગૌતમ સામજીભાઈ | KCR |

**Female**

| | | |
|---|---|---|
| 1st | ગોપી કિશોરભાઈ દિવાણી | CGR |
| 2nd | અદિતિ પરેશભાઈ છાભૈયા | MPR |
| 3rd | લીંબાણી તન્વી દેવરામ | KPR |

મોટી વિરાણી યુવા મંડળનો ખુબ સહયોગ રહ્યો બેનર, સ્ટેજ ડીજે, રિફ્રેશમેન્ટ માટે ખૂબ જ સારી મહેનત કરી તથા જતાવીરાયુવામંડળ  ટીમે જેમને રૂટમાં રિફ્રેશમેન્ટની વ્યવસ્થા માટે ચાર પોઈન્ટ ઉપર પોતાનું યોગદાન આપેલ. દેવાશિષ હોસ્પિટલે એમ્બ્યુલન્સની સેવા પૂરી પાડેલ. સનાતન મેડિકોઝના ડો. શાંતિભાઈ સેંઘાણીનો મેડિકલ સેવા માટે  ઉમદા સહયોગ રહ્યો.



# યુવાસંઘના સ્વર્ણિમ સંભારણા











## પટેલ ચંદ્રકાંત કાંતિલાલ છાભૈયા
BCom, CA, DISA, LLB



પ્રકાશન દિનાંક: વિ. સં. (કારતક) 2080 શ્રાવણ વદ 1 મંગળવાર
Date : 20-Aug-2024




# પ્રથમ સનાતની જ્ઞાતિ અધિવેશનની ફળશ્રુતિ

### જ્ઞાતિ વિકાસની નવી લહેર

**મુખ્ય વિષયો**

1. જ્ઞાતિ અધિવેશનો શા માટે?
2. જ્ઞાતિની આર્થિક, ધાર્મિક અને સામાજિક પરિસ્થિતિ
3. મક્કમ અભિગમ પાછળના કારણો
4. નિર્ણય લેવાની પ્રક્રિયા
5. અવલોકન
    - વિભાગ ૧ - રીત રિવાજો (ઠરાવ 1 થી 17)
    - વિભાગ ૨ - નીતિ નિયમો (ઠરાવ 18 થી 25)
    - વિભાગ ૩ - ભલામણ / માર્ગદર્શન (માર્ગદર્શન 1 થી 3)
6. વિશ્લેષણ




## 1. જ્ઞાતિ અધિવેશનો શા માટે?

**<u>જ્ઞાતિ રીત રિવાજો કેમ કામ કરે – મુખ્ય ૨ પ્રક્રિયા:</u>** જેમ સ્વસ્થ રહેવા માટે માણસને પોતાના શરીરની "માવજત" કરવી પડે અને પોતાના શરીરને "બીમારી"ઓથી મુક્ત રાખવું પડે, એમ બધીજ જ્ઞાતિઓને પણ પોતાની "**માવજત**" (પ્રેમ, એકતા, સંપ, સંગઠન, વગેરે સિદ્ધાંતો) કરવી પડે અને "**બીમારી**"ઓથી (વિધર્મ, કુપ્રથા, કુરિવાજો, અંધશ્રદ્ધા, વહેમ, વ્યસન, વગેરે મૂળભૂત દૂષણો)થી પણ મુક્ત રહેવું પડે. આવી તંદુરુસ્તી મેળવવા માટે જ્ઞાતિ અધિવેશન જ સૌથી

અસરકારક મંચ છે. જેથી જ્ઞાતિ સ્વસ્થ રહે તે માટે "માવજત" અને "બીમારી મુક્ત" રહેવું એ બે મુખ્ય પાયાની પ્રક્રિયાઓ હોય છે.

**<u>જ્ઞાતિ પરિષદો દ્વારા "બીમારી" થી મુક્તિ:</u>** સદભાગ્યે ક. ક. પા. જ્ઞાતિના સનાતની વડીલોએ આનું મહત્વ બહુ જ વહેલું સમજી ગયા હતા. આજથી બરાબર એક સદી પહેલાં વર્ષ ૧૯૨૦, ૧૯૨૨ અને ૧૯૨૪માં ત્રણ જ્ઞાતિ પરિષદો (અધિવેશનનું બીજું નામ) ભરવામાં આવી હતી. નારાયણ રામજી અને રતનશી ખીમજી જેવાઓએ પોતાની યુવાનીમાં આ બીડું ઝડપ્યું હતું અને જ્ઞાતિ સુધારના ભગીરથ કામને એક વિશેષ ઊંચાઈ આપી હતી. એ સમયે જ્ઞાતિ અનેકો ભયાનક સમસ્યાઓથી ઘેરાયલી હતી. એવા સમયમાં આવી પરિષદોના માધ્યમથી પોતાની જ્ઞાતિની પ્રાથમિકતાઓ (Priority) નક્કી કરી. જેણે આજના નિષ્ણાંતોની ભાષામાં કહીએ પોતાની "વિચારધારા" નક્કી કરી. તે સમયે કદાચ આવો શબ્દ પ્રયોગ નહીં કર્યો હોય, પણ એમના કામોનું અવલોકન કરીએ તો એકદમ સ્પષ્ટ દેખાઈ આવે છે કે, આપણાં હિન્દુ વિચારધારાનો વિનાશ જે ૫૦૦ વર્ષ પહેલાં કરવામાં આવ્યો હતો, એ મૂળ સનાતન હિન્દુ વિચારધારાને પુનઃ પ્રસ્થાપિત કરવાની પ્રાથમિક (Priority) સેટ / નક્કી કરી. જેના થકી ધીમે-ધીમે જ્ઞાતિ રૂપી શરીરની "માવજત" થઈ અને "બીમારીઓ"થી પણ મુક્તિ મળી.

**<u>જ્ઞાતિનું બંધારણ:</u>** જેમ કોઈ પણ સંસ્થા કે સંગઠનનો આધાર એના બંધારણ પર હોય, એમ જ્ઞાતિનો આધાર એના રીત રિવાજો અને નીતિ નિયમો પર હોય છે. આવા જ્ઞાતિ અધિવેશનોના ફળશ્રુતિ રૂપે જે આપણને મળે છે એ છે જ્ઞાતિના "રીત રિવાજો અને નીતિ નિયમો". બીજા શબ્દોમાં કહી તો "જ્ઞાતિના રીત રિવાજો અને નીતિ નિયમો" એ જ્ઞાતિનું બંધારણ કે સંવિધાન હોય છે.

**<u>સનાતનીઓનો અમૂલ્ય વારસો:</u>** જ્ઞાતિ અધિવેશન એ, ક. ક. પા. સનાતન જ્ઞાતિનો અમૂલ્ય વારસો છે. જેના પર દરેક સનાતની ગર્વ કરે છે. સમય-સમય પર ખૂબ **ઉત્સાહ** સાથે આવા જ્ઞાતિ અધિવેશનો યોજી, પોતાની સમસ્યાઓનો **ઉકેલ** લાવે છે અને દિવસો દિવસ **ઉન્નતિ**ના માર્ગ પર વેગથી આગળ વધી પોતાનું ભવિષ્ય **ઉજ્જવળ** રાખે છે.

**<u>જ્ઞાતિ કોને કહેવાય:</u>** જ્ઞાતિ એટલે માત્ર વ્યક્તિઓનો સમૂહ નથી. જ્ઞાતિ એને કહેવાય કે જ્યાં સંબંધોમાં મીઠાસ હોય, **રીત-રિવાજોમાં એકવાયકતા હોય, સુરક્ષાની અનુભૂતિ હોય, એક જ ધર્મ હોય, સ્વમાન હોય, પરસ્પર વિશ્વાસ હોય, પ્રેમ હોય અને લાગણીઓના તાંતણે એકબીજા સાથે બંધાયેલા હોય.** જે જ્ઞાતિમાં આવા મૂલ્યો અને ગુણો મજબૂત હોય, એ જ્ઞાતિ પણ મજબૂત હોય.

આવા મૂલ્યો અને ગુણોનો પાયો આપણાં "લગ્ન સંબંધો" અને "સામાજિક તેમજ પારિવારિક રીત રિવાજો" પર હોય છે. માટે આપણાં આ પાયામાં સડો ન લાગે એના માટે આપણે હમેશાં ચિંતિત રહીએ છીએ.

**<u>ક. ક. પા. જ્ઞાતિમાં બે (૨) પેટા જ્ઞાતિઓ:</u>** કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં બે (૨) પેટા જ્ઞાતિઓ છે.

૧. કચ્છ કડવા પાટીદાર સનાતનની જ્ઞાતિ એટલે "સનાતન જ્ઞાતિ"
૨. કચ્છ કડવા પાટીદાર સતપંથ જ્ઞાતિ એટલે "સતપંથ જ્ઞાતિ"

.. જેના વિષે આપ જાણતા જ હશો. જેમાં સનાતન જ્ઞાતિ એ શુદ્ધ સનાતન હિન્દુ ધર્મ પાળે છે અને સતપંથ જ્ઞાતિ જે મુસલમાન સૈયદ ઈમામશાહ (હાલ નામ હંસતેજ) દ્વારા મુસલમાન ધર્મનો પ્રચાર કરવા માટે સ્થાપેલ ઇસ્લામનો એક ફાંટો ગણાતો સતપંથ ધર્મને પાળે છે. અહીં આપણે કોઈની ટીકા ટિપ્પણી નથી કરવા માંગતા. ભારત દેશનો કાયદા પ્રમાણે જેણે જેમાં શ્રદ્ધા હોય એ ધર્મ પાળી શકે છે. પણ અમુક વાતો ઇતિહાસની દ્રષ્ટિથી કરવી પડે એમ છે, એમાં કોઈની લાગણી દુભાવવા માટે નહીં, પણ વાસ્તવિકતાનો ચિતાર આપવા માટે છે.

**<u>જ્ઞાતિ પરિષદોનો લાભ:</u>** આજથી એક સદી પહેલાં જ્ઞાતિ મહદ અંશે સતપંથ ધર્મ પાળતી હતી. સ્વામિનારાયણ પંથને પાળનારો એક ખૂબ નાનો વર્ગ હતો. જ્યારથી જ્ઞાતિએ કચ્છમાં સ્થળાંતર કર્યું હતું ત્યારથી જ જ્ઞાતિ ઉપર સતપંથના બનીબેઠેલા ગેઢેરાઓ (આગેવાનો)નું જ એક-હથ્થુ (એકાધિકાર વાળું) શાસન હતું. એ સમયમાં એ ગેઢેરાઓની સત્તાને પડકાર આપીને જ્ઞાતિ પરિષદો યોજાઈ હતી. શરૂઆતના ત્રણ જ્ઞાતિ પરિષદોના ઠરાવોનું અવલોકન કરીશું તો ખ્યાલ આવશે કે પોતાનું અસ્તિત્વ સુનિશ્ચિત અને સુરક્ષિત કરવા માટે શરૂઆતની પરિષદોમાં જ્ઞાતિને "બીમારી" (વિધર્મ, કુપ્રથા, કુરિવાજો, અંધશ્રદ્ધા, વહેમ, વ્યસન, વગેરે મૂળભૂત દૂષણો)થી મુક્ત કરવા ઉપર ભાર આપવામાં આવ્યો હતો. એમાં બીમારી રૂપ ઉપર જણાવેલ લક્ષણોથી જ્ઞાતિને મુક્ત કરવાના ઠરાવો કરવામાં આવેલ હતા. ત્યાર બાદ એ ઠરાવોનો ખૂબ પ્રચાર-પ્રસાર કરવામાં આવ્યો. જેના ખૂબ સારા પરિણામો આગામી દિવસોમાં જોવા મળ્યા. આ વિષય વધુ જાણકારી માટે "ઘરવાપસી" પુસ્તક (https://abkkpsamaj.org/gharwaapsi/) પેજ 167 અને 168 જોઈ શકો છો. તેમજ સમાજ દ્વારા પ્રકાશિત મહત્વની પુસ્તકો આ લિંક - https://abkkpsamaj.org/books/ પર ઓનલાઈન પણ વાંચી શકો છો.

**<u>સનાતની બન્યા પછી સામે આવેલ મૂળભૂત પ્રશ્નો:</u>** સતપંથ છોડીને લોકો સનાતની બને એટલે એમને તરતજ એ વખતની જ્ઞાતિમાંથી "જ્ઞાતિ બહાર" કરી દેવામાં આવતા (ધ્યાન રહે અહીં જ્ઞાતિ એટલે ક. ક. પા. જ્ઞાતિ), એટલે કે સતપંથમાંથી જ્ઞાતિ બહાર. જેથી એમ કહી શકાય કે સતપંથથી મુક્ત થયેલા લોકોએ આગળ જતાં પોતાની અલગ સનાતની જ્ઞાતિ ઊભી કરી. માટે ઉપર જણાવ્યા પ્રમાણે પરિષદોમાં કરેલ ઠરાવોના આધારે સનાતન જ્ઞાતિ "બીમારી"થી મુક્ત થઈ રહી હતી. પણ એમની સામે બીજા અનેક પ્રશ્નો હતા.

માટે સમય આવી ગયો હતો કે પોતાની નવી જ્ઞાતિને મજબૂત કરવા "માવજત" (પ્રેમ, એકતા, સંપ, સંગઠન, વગેરે સિદ્ધાંતો) પ્રક્રિયા ઉપર જોર આપવો. સતપંથ જ્ઞાતિમાંથી જુદા પડ્યા પછી, લોકો સામે એવા પ્રશ્નો હતા કે સનાતનમાં આવ્યા બાદ સામાજિક અને પારિવારિક રીત રિવાજો કયા અને કેવી રીતે પાળવા? સતપંથ પાળવાના કારણે સેંકડો વર્ષોથી જ્ઞાતિમાંથી હિન્દુ રીત રિવાજો નીકળી ગયા હતા. લગ્નો કેવી રીતે કરવા? લગ્ન વખતે શું લેવડ દેવડ કરવી? મરણ થાય તો શું કરવું, એની વિધિ કઈ કરવી? બાળકના જન્મ વખતે કેવા નિયમો પાળવા? વગેરે વગેરે. અને આ બધી બાબતોમાં કેવી રીતે એક્વાયકતા લાવવી, એ પણ એક પ્રશ્ન હતો. જ્ઞાતિજનોને એક સાથે બાંધવા હેતુ, આવા પાયાના પ્રશ્નોના ઉકેલ લાવવા, જ્ઞાતિ સ્તરે, દિનાંક 01-Oct-1944ના, ક. ક. પા. સનાતની સમાજની આગેવાનીમાં દરેક ગામના પ્રતિનિધિઓ ભેગા થયા અને "જ્ઞાતિના રીત રિવાજો" ઘડ્યા. (પણ આ કોઈ જ્ઞાતિ પરિષદ કે અધિવેશન નહોતું) જે સનાતની મોહિમની સફળ સફરનો એક મહત્વનો વળાંક (Turning Point) છે. આ વિષે વધુ જાણકારી "ઘરવાપસી" પુસ્તક પેજ 197 પોઈન્ટ 150.27 જોઈ શકો છો.

**<u>સનાતનીઓની એકતા-સંપ-સંગઠન:</u>** સનાતની જ્ઞાતિમાં આવોજ એક વળાંક આવ્યો દિનાંક 10-May-1960ના. નખત્રાણા ખાતે ભવ્ય વિદ્યાર્થી છાત્રાલયના ઉદ્ઘાટનના એક દિવસ પહેલાં, સમાજ પ્રેરિત વિશાળ "પહેલું જ્ઞાતિ અધિવેશન" ભરવામાં આવ્યું. આ અધિવેશનમાં થયેલ ભાષણો અને કામકાજના રિપોર્ટનું અવલોકન કરીશું તો જણાઈ આવશે કે સનાતનીઓમાં સંગઠન શક્તિ વધે અને એકતા તેમજ સંપ કેળવાય એના પર જોર આપવામાં આવ્યું હતું. સતપંથ છોડનાર લોકોને પ્રેરણા મળે એમને યોગ્ય સહારો અને સહયોગ એના માટે સજ્જડ વ્યવસ્થા કરવી એ કેન્દ્ર બિંદુ હતું. આ જ્ઞાતિ અધિવેશનમાં સમસ્ત જ્ઞાતિ દ્વારા સુધારા-વધારા સાથે, ઉપર જણાવેલ જ્ઞાતિના રીત રિવાજોને, બહાલી આપવામાં આવી, જેથી એ અધિકૃત રીતે જ્ઞાતિ દ્વારા ઘડેલા પહેલા જ્ઞાતિ રીત રિવાજો બની ગયા.

**<u>વિધર્મી રીત રિવાજો પર પ્રહાર - કલમ ૧૮ અને ૧૯:</u>** વર્ષ 1977 આવતાં-આવતાં સનાતન જાગૃતિ લહેર વધુ મજબૂત બની. સનાતનનું Mandate / આદેશ ધરાવતું યુવાસંઘને વિધિવત માન્યતા જ્ઞાતિ આધિવેશનમાં આપવામાં આવી. વર્ષ ૧૯૭૭નું એટલે બીજું અધિવેશનની મુખ્ય હાઈલાઇટ રહી જ્ઞાતિ રીત રિવાજોની કલમો 18 અને 19. કલમ 18 પ્રમાણે

જન્મથી મરણોત્તર સુધી તમામ રીત રિવાજો હિન્દુ ધર્મના પાળવા (એટલે કે સતપંથ ધર્મના નહીં). કલમ 19 મુજબ સામાજિક પ્રશ્નોનું નિવારણ સામાજિક ન્યાય સમિતિ મારફતે લાવવું, કોર્ટમાં જવું નહીં, એવું નક્કી કરવામાં આવ્યું. ગામે ગામ સનાતનીઓને હેરાન કરવા સતપંથીઓ દ્વારા કરેલ ખોટા કોર્ટ કેસના અનેક દાખલાઓ જોવા મળતા હતા. કલમ ૧૯ની રચના પાછળ આવી કોર્ટ કાર્યવાહીઓને રોકવાનો પણ એક આશય હતો. આ વિષે વધુ માહિતી માટે "ઘરવાપસી" પુસ્તક પેજ 216, પોઈન્ટ 169 જોઈ શકો છો.

આ બંને કલમો 18 અને 19ના કારણે જ્ઞાતિ ઉપર ખૂબ સારી અસર થઈ. વિધર્મનો મુદ્દો જ્ઞાતિમાં ચર્ચાનો વિષે બની ગયો. લોકો ખૂબ સારી સંખ્યામાં સતપંથને ત્યાગી સનાતનમાં આવવા લાગ્યા. જ્ઞાતિમાં એવું વાતાવરણ નિર્માણ થયું કે, સનાતન ધર્મ જ સાચો હિન્દુ ધર્મ છે, સતપંથ એ હિન્દુ ધર્મ નથી, એવું બહોળો વર્ગ સમજી ગયો. આનાથી પીરાણાનું અસ્તિત્વ જોખમાઈ ગયું અને એનાથી ચિંતિત થઈ, પીરાણામાં વર્ષ 1985ના અરસાથી ધરખમ ફેરફારો કરવાની શરૂઆત કરવામાં આવી. સતપંથને હિન્દુ ધર્મની ઓળખ મેળવવા છેતરામણી યુક્ત જૂઠ, ભ્રમણા અને ઇસ્લામી તાકીયાનો સહારો લેવામાં આવ્યો. આના અંગે વધુ જાણકારી માટે ઘરવાપસી પુસ્તકના પેજ 227 પોઈન્ટ 184 થી શરૂ થતી બાબતો વાંચવા વિનંતી.

**સુધારાઓ:** જ્ઞાતિની આર્થિક, ધાર્મિક અને સામાજિક પરિસ્થિતિને ધ્યાનમાં લઈને સમય-સમય પર જ્ઞાતિ રીત રિવાજો અને નીતિ નિયમોમાં યોગ્ય સુધારાઓ કરવામાં આવ્યા. મળેલ જાણકારી મુજબ, આજ સુધી, નીચે જણાવ્યા પ્રમાણે અલગ-અલગ સમયમાં જ્ઞાતિના રીત રિવાજોમાં સુધારાઓ કરવામાં આવ્યા છે.

**જ્ઞાતિ રીત રિવાજો અને નીતિ નિયમોમાં થયેલ સુધારાઓની દૈનિક યાદી**

| ક્ર. | દિનાંક | વિગત |
|---|---|---|
| 1 | 08 થી 11-Aug-1920 | કરાંચી – પહેલી જ્ઞાતિ પરિષદ* |
| 2 | 07 થી 09-Oct-1922 | કરાંચી – બીજી જ્ઞાતિ પરિષદ* |
| 3 | 18 થી 21-Apr-1924 | મુંબઈ (ઘાટકોપર) – ત્રીજી જ્ઞાતિ પરિષદ* |
| | | |
| 4 | 01-Oct-1944 | સનાતની સમાજે લગ્ન અને સામાજિક વ્યવહારોને આવરી લેતા જ્ઞાતિ રીત રિવાજો ઘડયા |
| | | |
| 5 | 10-May-1960 | પહેલું જ્ઞાતિ અધિવેશન |
| 6 | 24-May-1971 | જ્ઞાતિ રીત રિવાજોમાં સુધારો |
| 7 | 22 અને 23-May-1977 | બીજું જ્ઞાતિ અધિવેશન |
| 8 | 18 અને 19-May-1985 | ત્રીજું જ્ઞાતિ અધિવેશન |
| 9 | 28 થી 30-Apr-1993 | ચોથું જ્ઞાતિ અધિવેશન |
| 10 | 12-Aug-2006 | જ્ઞાતિ રીત રિવાજોમાં સુધારો |
| 11 | 09 થી 12-May-2010 | પંચમ જ્ઞાતિ અધિવેશન |
| | | |
| 12 | 11 થી 14-May-2023 | પહેલું / પ્રથમ સનાતની જ્ઞાતિ અધિવેશન** |

* સનાતન જ્ઞાતિ સુધારક વડીલો દ્વારા પ્રેરિત (સમાજ પ્રેરિત નહીં)

** પ્રથમ સનાતની અધિવેશન અગાઉ જેટલા પણ પરિષદો અને અધિવેશનો થયા એમાં સતપંથ અને સનાતનના લોકો બંને માટે હતા. જ્યારે ફક્ત સનાતનીઓ માટે આ પહેલું વિશિષ્ટ (Exclusive) અધિવેશન હતું. જેના અંગે આ લેખ તૈયાર કરેલ છે.

## 2. જ્ઞાતિની આર્થિક, ધાર્મિક અને સામાજિક પરિસ્થિતિ

**આર્થિક પરિસ્થિતિ:** ઇષ્ટદેવ ભગવાન શ્રી લક્ષ્મીનારાયણ અને કુળદેવી મા ઉમિયાની અસીમ કૃપાથી જ્ઞાતિ ઉપર મા લક્ષ્મી અને મા સરસ્વતીની ખૂબ સારી મહેર થઈ છે. દૈવી કૃપાથી જ્ઞાતિ મહદ અંશે આર્થિક બાબતોમાં સુખી સંપન્ન છે. તેમ છતાં, જ્ઞાતિનો નાનામાં નાનો વર્ગ સ્વમાન ભેર રહી શકે અને સંપન્ન વર્ગને પૈસાનું ખોટું અભિમાન ન આવે, એવા ઉત્તમ હેતુઓને ધ્યાનમાં રાખીને લગ્ન તેમજ અન્ય પ્રસંગોમાં લેવડ-દેવડ કરવાની રકમો કે વસ્તુઓ નક્કી કરવામાં આવે છે.

**સામાજિક પરિસ્થિતિ:** આજના આધુનિક યુગમાં દુનિયા એક મોબાઈલમાં સમાઈ ગઈ છે. એક બીજા સાથે સંપર્ક કેળવવો અત્યંત સહેલું થઈ ગયું છે. ત્યારે પાશ્ચાત્ય સંસ્કૃતિના દુષ્પ્રભાવો આપણી જ્ઞાતિ પર પડે એ સ્વાભાવિક છે. ત્યારે, આવા ખોટા પ્રભાવોમાં આવી તેમજ દેખાદેખીના શિકાર બની, ખોટા અને અશોભનીય પ્રથાઓ જ્ઞાતિમાં રિવાજોના નામે ઘૂસી જાય. જેણે સમય-સમય પર કાઢવાની જરૂર હોય છે અને કાઢવામાં આવે પણ છે. આ અંગે અપનાવવામાં આવતી પ્રક્રિયાને આપણે આગળ જોઈશું.

**ધાર્મિક પરિસ્થિતિ:** ધર્મ એ આપણાં અસ્તિત્વનો પાયો છે. જો આપણે આપણાં ધર્મને બરાબર પકડી રાખીશું તો જ આપણી “વિચારધારા” યથાવત રહેશે અને આપણી ઓળખ અને અસ્તિત્વ જળવાઈ રહેશે. આમ કરવાથી, ધર્મ પરિવર્તન કરવા દિવસ રાત પ્રયત્નશીલ વિધર્મીઓ અને આપણાં દુશ્મનો આપણી સનાતની “વિચારધારા”નો વિનાશ કરવાનો ઘાતક હથિયાર કોઈ દિવસ આપણી સામે વાપરી નહીં શકે. માણસને પોતાના ધર્મથી વિમુખ કરવાથી એની કેવી અધોગતિ થાય છે, એ અંગે આપણે ઘરવાપસી પુસ્તકમાં પેજ 48 પોઈન્ટ 17થી શરૂ થતી વાતોમાં વિસ્તૃત રીતે જણાવેલ છે.

**સનાતની સમાજની વિકટ પરિસ્થિતિ:** અગાઉ જણાવ્યા પ્રમાણે જ્ઞાતિ રીત રિવાજોની કલમ 18 અને 19 થી ચિંતિત સતપંથીઓએ સનાતન સમાજમાં ઘૂસવા બનાવટી હિન્દુ ઓળખ મેળવવા જે ફેરફારો વર્ષ 1990ના દાયકામાં કર્યા, એ સામાન્ય હિન્દુઓને પહેલી નજરે મીઠા લાગ્યા. પણ એની પાછળનું ષડયંત્ર અને એની આડ અસરો વર્ષ 2009માં જાહેરમાં દેખાવા લાગ્યા. જ્ઞાતિમાં સનાતન બાબતે ઊલટી ગંગા વહેવા લાગી. ઊભો કરેલ હિન્દુ દેખાવના કારણે સનાતની બનેલા લોકો પાછા સતપંથમાં જવા લાગ્યા. બીજી બાજુ હિન્દુ ઓળખની આડમાં સનાતન સમાજમાં ઘૂસી ગયેલા સતપંથીઓ સનાતન સમાજને તોડવાના પ્રયત્નો કરવા લાગ્યા.. સનાતનીઓ માટે આ બહુજ વિકટ પરિસ્થિતિ હતી. જેના અંગે વિસ્તૃત જાણકારી ઘરવાપસી પુસ્તક પેજ 233 પોઈન્ટ 196 થી શરૂ થતા મુદ્દાઓમાં આપેલ છે.

**શ્વેત પત્રથી સુધારાની શરૂઆત:** સનાતની સમાજે પરિસ્થિતિ સુધારવા દિનાંક 25-Mar-2010ના “શ્વેત પત્ર” બહાર પાડ્યું અને ગામે ગામની સનાતની સમાજોને સુરક્ષિત કરવા અનેક નાના મોટા પગલાંઓ ભર્યા, જેના ખૂબ સારા પરિણામો આવ્યા.

**સતપંથીઓને સનાતનમાં ભેળવવાના પ્રયત્નો:** સતપંથીઓ દ્વારા સનાતન સમાજને તોડવાના પ્રયાસો, સનાતની આગેવાનોને હેરાન કરવાના પ્રયાસો, અત્યાચારો, અન્યાયો, દબાણો વગેરેથી લોકો કંટાળી ગયા હોવા છતાં, સનાતની આગેવાનોને એમ લાગ્યું કે કડવા પાટીદારોની માતૃ સંસ્થા, ઉમિયા માતાજી ઊંઝાને આપણે વાત કરીએ. એમના વડીલો સતપંથ અંગે બધું જ જાણે છે. એમના દ્વારા સતપંથીઓને સમજાવવાના પ્રયાસો કરવા જોઈએ. ત્રણ-ત્રણ વર્ષોના તલસ્પર્શી અભ્યાસ પછી ઊંઝા માતાજીએ સતપંથને છોડી સનાતન સમાજમાં ભળી જાઓ એવા સારનો આદેશ આપ્યો. પણ સતપંથીઓએ ઊંઝાનો ચુકાદો પણ પાળ્યો નહીં. વિશેષ જાણકારી માટે જુઓ “મા ઉમાનો આદેશ સતપંથ છોડો” પુસ્તક પેજ 174.

**<u>સમય પાકી ગયો:</u>** ભેળવવાના પ્રયાસોને સતપંથીઓ તરફથી નકારાત્મક પ્રતિક્રિયા આપવામાં આવી. પણ એની સાથે સતપંથીઓ મુસલમાની સતપંથ ધર્મને ખોટી રીતે સનાતન હિન્દુ ધર્મનો ભાગ બતાવવા રોજ-રોજ નવા-નવા પેંતરાઓ ઘડવા લાગ્યા. લોકોને આવા ષડયંત્રોથી બચાવવા અત્યંત જરૂરી લાગ્યું. આવા કારણોને લઈને સનાતનીઓને એવું લાગ્યું કે હવે સતપંથ સમસ્યાથી જ્ઞાતિને કાયમ માટે મુક્ત કરવાનો સમય પાકી ગયો છે. જેના વિષે વધુ આપણે આગળ જોઈશું. બીજા શબ્દોમાં કહીએ તો ધાર્મિક પરિસ્થિતિ ઊભી થઈ કે જ્ઞાતિ એક નિર્ણાયક મોડમાં પહોંચી ગઈ કે જ્યાં એના હિત માટે મક્કમ નિર્ણય લેવો પડે એવું હતું.

**<u>સનાતનીઓની લાગણીઓ સતત દુભાવવામાં આવતી અને સમાજનો વિકાસ રૂંધાઈ જતો હતો:</u>** સનાતની સમાજમાં સતપંથને લઈને કોઈ ન કોઈ વિવાદ સતત ચાલ્યાજ રહ્યા. જેવા કે સતપંથીઓ દ્વારા કરવામાં આવતી કનડગતના કિસ્સાઓ હોય કે સમાજ તોડવાના પ્રયત્નો હોય. સતપંથના હાથા બનીને સનાતની ઓળખ ધરાવતા મવાળો યુક્તિ પૂર્વક સમાજ વિરોધી કાર્ય ચાલુ રાખ્યું. માંડવી હોસ્ટેલ કાંડ, પાટીદાર સર્વોદય ટ્રસ્ટ વગેરે દાખલાઓ આપણી સમક્ષ છે. આવી સમસ્યાના નિવારણ પાછળ કીંમતી સમય અને શક્તિઓ ખોટી રીતે વેડફાય છે. જેથી સમાજ વિકાસની ગતિ ધીમી પડી જાય.

**<u>પરિસ્થિતિ અનુસાર પગલાં ભરવા:</u>** અગાઉ વર્ણવેલ પરિસ્થિતિ અનુસાર સતપંથ સમસ્યાને જ્ઞાતિમાંથી કાયમી ધોરણે દૂર કરવા માટે મક્કમ અને કઠોર નિર્ણયો લેવાનો સમય પાકી ગયો. આ પુસ્તક "સનાતની અસ્તિત્વનો ઉત્સવ, શતાબ્દી મહોત્સવ સ્મૃતિગ્રંથ"ના પેજ 17 માં પ્રકાશિત લેખ "સનાતની સદીનું સફરનામું" માં આપણે આ વાત જાણી. તેમજ ઘરવાપસી પુસ્તક પેજ 256 પોઈન્ટ 236માં પણ આ અંગે વિસ્તૃત કારણો જણાવેલ છે.

**<u>દરવાજા બંધ કરવાનો સમય પાકી ગયો:</u>** ઉપર જણાવ્યા પ્રમાણે ઘરવાપસીના સારા ધ્યેયમાં અગર સનાતન સમાજના અસ્તિત્વને નુકસાન થતું હોય, તો એવી ઘરવાપસી કરાવાથી કોઈ લાભ નથી. ઘરવાપસી પુસ્તકમાં "સફાઇ અભિયાન – સનાતન ધર્મ જાગૃતિ સમિતિની ચળવળ" પ્રકરણમાં જણાવેલ છે કે હવે ઘરવાપસી માટે સતપંથીઓની રાહ જોવી એ સનાતન સમાજના હિતમાં નથી. મોટા ભાગે સનાતની લોકો પણ દરવાજો બંધ કરવાની વર્ષો જૂની માંગ હવે વધુ જોર અને મક્કમતાથી ઉપાડવા લાગ્યા હતા.

## 3. મક્કમ અભિગમ પાછળના કારણો

**<u>એકતા-સંપ-સંગઠન એક ભૂલ:</u>** જ્ઞાતિમાં એકતા-સંપ-સંગઠન જરૂરી છે, એમાં બે મત નથી. પણ કોની કિંમતે? જો જ્ઞાતિ જ બચે નહીં તો એકતા-સંપ-સંગઠન શું કામનું? ઉદારતા એક સીમા સુધી ઠીક છે. પણ ઉદારતા એ મૂરખાઈ ન બની જવી જોઈએ. ઇતિહાસમાં પૃથ્વીરાજ ચૌહાણે જો મુહમ્મદ ઘોરી સામે અતિ-ઉદારતાની ભૂલ ન કરી હોત, તો આજે ભારતનો ઇતિહાસ કઇંક બીજો જ હોત. માટે એકતા-સંપ-સંગઠન સરખામણીમાં જ્ઞાતિ હિત ઊંચું છે. જ્ઞાતિ હિતને એક બાજુ મૂકીને જો માત્ર એકતા-સંપ-સંગઠનની વાતો કરવાવાળા લોકો પૃથ્વી રાજ ચૌહાણએ કરેલ ભૂલનું પુનરાવર્તન કરી રહ્યા છે, એ નક્કી વાત છે.

**<u>એકતા-સંપ-સંગઠન માત્ર સતપંથના લાભ માટે:</u>** એક વાત સ્પષ્ટ આપણાં મગજમાં ગાંઠ બાંધીને રાખવી જોઈએ. જ્યારે સતપંથીઓ બહુમતીમાં હતા ત્યારે સનાતનીઓને બેધડક જ્ઞાતિ બહાર મૂકતા હતા. ત્યારે એમને એકતા-સંપ-સંગઠનની જરૂર નહોતી? આજે સતપંથીઓને પોતાનું અસ્તિત્વ ટકાવવા માટે સનાતનીઓ સાથે એકતા-સંપ-સંગઠનની જરૂર છે. સનાતનીઓ થકી એ લોકોનું અસ્તિત્વ નિર્ભર છે. આપણો અનુભવ રહ્યો છે કે જ્યારે સતપંથીઓને પોતાનો સ્વાર્થ કે ફાયદો દેખાતો હોય ત્યારે આ બનાવટી એકતા-સંપ-સંગઠનની ડાહી-ડાહી વાતો કરે. પણ જ્યારે એજ લોકોને એમ પ્રશ્ન કરવામાં આવે કે જ્ઞાતિમાં સાચી એકતા-સંપ-સંગઠન થાય એ માટે તમે સતપંથને છોડી દો અને સનાતની બની જાઓ,

કારણ કે તમે પોતાને સનાતની તરીકે ઓળખાવવો છો, તો પછી વાંધો શું છે? આટલું નાનકડું બલિદાન તો આપી શકાય જ ને. ત્યારે એ લોકો બધું ભૂલી જશે. એમને સગાં સંબંધી, મિત્ર, એકતા-સંપ-સંગઠન નહીં દેખાય. નિયાણીઓ પણ નહીં દેખાય. ત્યારે એમને માત્ર સતપંથ દેખાશે. આ બેવડી નીતિ ઘણાં વર્ષોથી સનાતનીઓ સહતા આવ્યા છે, હવે બસ થઈ ગયું. સહન શક્તિની પણ સીમા વટાવી ગયા છે.

**પૂર્વજોની મૂળ સનાતની વિચારધારા પ્રસ્થાપિત કરવા:** 500 વર્ષો પહેલાં કચ્છ કડવા પાટીદારોનું ઇસ્લામમાં ધર્મ પરિવર્તન જે પદ્ધતિથી કરવામાં આવ્યું એમના પૂર્વજોની મૂળ સનાતની વિચારધારાનો વિનાશ કરવામાં આવ્યું હતું. જેણે ટૂંકમાં "વિચારધારાનો વિનાશ" કહેવામાં આવે છે. આ પ્રહારથી સંપૂર્ણ પણે "ઊગરવા" (Recover થવા) માટે જરૂરી છે કે આક્રમણ કરનાર વિચારધારા (ઇસ્લામ) સાથેના તમામ સંબંધો કાપી નાખવા પડે. ત્યારે એકતા-સંપ-સંગઠન, આપણું લોહી એક છે, આપણે ભાઈ-ભાઈ છીએ, આવા વાતો/સિદ્ધાંતો/વિચારોથી ઉપર ઉઠીને આપણી સનાતની ધર્મનું રક્ષણ કરવું એ આપણી પહેલી ફરજ હોય છે. જેના વિષે "સનાતની સદીનું સફરનામું" લેખમાં જાણકારી આપેલ છે જ એટલે અહીં એનું પુનરાવર્તન કરવામાં નથી આવ્યું. મૂળ સનાતની હિન્દુ વિચારધારાને પુનઃપ્રસ્થાપિત કરવી એ કોઈ પણ જ્ઞાતિની ઘરવાપસી પ્રક્રિયાનું છેલ્લું પગલું હોય છે. જે નીચે જણાવેલ મુખ્ય બે મુદ્દાઓ પર નિર્ભર હોય છે.

1. ઇસ્લામી માનસિકતાથી મુક્ત થવું અને તેનાથી સંપૂર્ણ પણે દૂર પણ થવું.
2. ઈસ્લામિક વિચારધારા ફરી પાછલા બારણેથી પ્રસ્થાપિત ન થાય, તેના માટે દરવાજાઓ કાયમ માટે બંધ કરવા.

**સમાજ વ્યવસ્થાની દૃષ્ટિએ છેલ્લું પગલું ક્યારે ભરાય?:** સનાતની સમાજની સ્થાપના થયા પછી, ધીરે-ધીરે સનાતની સમાજ/જ્ઞાતિએ, પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ ટકાવી રાખવા માટે, જરૂરી સામાજિક ઇનફ્રાસ્ટ્રક્ચર (Infrastructure) ઊભું કરી લીધું. આજે સનાતની સમાજ/જ્ઞાતિ જે પણ ગામ/શહેરમાં વસે ત્યાં સુવિધા અનુસાર ઠેર-ઠેર સમાજવાડીઓ ઊભી કરી છે. સુંદર લગ્ન વ્યવસ્થા, શિક્ષણ, મેડિકલ તેમજ અન્ય સહાય આપવા, યુવા સુરક્ષા કવચ, સ્થાનિક–ઝોન-કેન્દ્ર એમ ત્રી સ્તરીય માળખું ઊભું કર્યું છે. જેમાં યુવક મંડળ, મહિલા મંડળો અને સમાજ સમન્વયથી કામ થાય છે. નાનામાં નાનું ગામ કેન્દ્ર સાથે જોડાયલું છે. આવી અનેક ખૂબીઓ સનાતની સમાજ/જ્ઞાતિમાં છે, જેના વિષે આપણે અહીં વધારે વાતો નહીં કરીએ.

ભવિષ્યમાં જ્ઞાતિ કોઈ પણ ખોટા સાધુના રવાડે ન ચડી જાય, એના માટે સમાજ વ્યવસ્થાને સર્વોપરી રાખેલ છે. સનાતન ધર્મનો ખૂબ પ્રચાર પ્રસાર કરવામાં આવે છે એને ખૂબ પ્રોત્સાહન આપવામાં આવે છે. પણ ધર્મના સાધુઓ સમાજ ઉપર હાવી ન થઈ જાય એટલા માટે એવા પ્રસંગે છેલ્લો નિર્ણય સમાજના આગેવાનો જ કરે એવી વ્યવસ્થા છે. જેની ખાસ નોંધ લેવા વિનંતી.

**ઇસ્લામી માનસિકતાથી મુક્ત થવું:** ઉપરના બે (2) મુદ્દાઓ વિષે અવલોકન કરીએ તો જણાશે કે જ્ઞાતિની માનસિકતા મહદ અંશે ઇસ્લામી વિચારધારાથી મુક્ત થઈ ગઈ છે. સનાતની સમાજનું જબરદસ્ત સામાજિક ઇનફ્રાસ્ટ્રક્ચર સુપેરે કામ કરી રહ્યું છે. સતપંથીઓને સમજાવવાની તમામ "પદ્ધતિઓ" અપનાવી સનાતનમાં લાવી શકાતા હતા એ આવી ગયા. ચળાઈ-ચળાઈને જે બચ્યા છે એ મોટે ભાગે કાંકરા જેવા છે. હવે જડ/કટ્ટર માનસિકતા ધરાવતા લોકો વધારે દેખાય છે. એમના આવવાની શક્યતા નહિવત છે. એ આવશે તો સનાતન સમાજમાં ખોટી પોલિટિક્સ કરી સનાતન સમાજને જ નુકસાન કરશે એવી શક્યતાઓ વધારે દેખાય છે. માટે આ દૃષ્ટિકોણથી પણ સનાતન સમાજના સ્વરક્ષણ માટે હવે સતપંથીઓ માટે દરવાજાઓ બંધ કરવાનો સમય આવી ગયો છે.

**સમય સર પગલું ન ભરવાથી ઊલટી અસર થાય:** પગલું જો સમય સર ભરાય તો જ એની સાર્થકતા રહે. સમય વીતી ગયા પછી એ પગલાંનો કોઈ અર્થ રહેતો નથી. ઇતિહાસમાં આના વિષે સૌથી પ્રખ્યાત દાખલો પૃથ્વી રાજ ચૌહાણનો છે, જે આપણે અગાઉ પણ જોયો. માનવતા-ક્ષમા-દયાના ઉચ્ચ સિદ્ધાંતોનો મુહમ્મદ ઘોરી દ્વારા કરવામાં આવતા દુરુપયોગના સમયે એને મારી નાખવાનું પગલું ન ભર્યું અને તેના બદલે એ હારેલા મુહમ્મદ ઘોરીને હમેશા ક્ષમા આપતા ભૂલો કરતા રહ્યા. છેલ્લે જ્યારે પૃથ્વીરાજ ચૌહાણે મુહમ્મદ ઘોરીને માર્યો, ત્યારે બહુ મોડું થઈ ગયું હતું. જેના વિષે આપણે સૌ જાણીએ છીએ જ. વાત અહીં એ છે કે પૃથ્વી રાજ ચૌહાણે સમય સર પગલાં ન ભર્યા એટલે એની ઊલટી અસર એમને અને દેશને ભોગવવી પડી.

આવી જ રીતે સનાતની જ્ઞાતિએ પણ સતપંથ બાબતે પોતાના રક્ષણ હેતુ સમયસર પગલાં ભરવા પડશે. કારણ કે સતપંથીઓ સનાતનીઓની ઉદારતા અને સદભાવનાનો દુરુપયોગ કરી સતપંથને પાછળ બારણે સનાતન જ્ઞાતિ/સમાજમાં પુનઃ પ્રસ્થાપિત કરવા રોજ-રોજ નવી-નવી રમતો કર્યા કરે છે. આ દૃષ્ટિથી પણ દરવાજાઓ બંધ કરવાનો સમય પાકી ગયો છે.

**રાજકારણનો અખાડો:** પીરાણા અને સતપંથ એ ધર્મ તરીકે નહીં પણ રાજકારણનો અખાડો વધારે લાગે છે. જેમાં પાવર અને પૈસાનો ખુલ્લો ખેલ થાય છે. એમના કાર્યો અને Social Media પર નજર કરીશું તો આ બાબતે જ એમનું વધુ પડતું લક્ષ્ય છે એવું સાફ દેખાય છે. આ રાજકારણ પીરાણા તેમજ સતપંથની નાની-મોટી વ્યવસ્થાઓમાં પણ ખૂબ જોવા મળે છે. સતપંથ અને એની સંસ્થાઓનો સત્તા મેળવવાનું એક સાધન તરીકે ઉપયોગ કરવામાં આવતો દેખાય છે.

**સતપંથના આગેવાનોની અવિશ્વસનીયતા:** કેશરા પરમેશ્વરાના સમય કાળથી એટલે કે 200 વર્ષોથી સતપંથીઓને હિન્દુ બનાવવામાં આવ્યા છે. પણ એના માટે કોઈ દિવસ જૂઠનો સહારો લેવામાં નથી આવ્યા. સતપંથ શું છે, સનાતન શું છે એ સત્ય સમજાવીને જ સતપંથીઓને સનાતની બનાવવામાં આવ્યા છે. પણ આપણે જોઈ રહ્યા છીએ કે સતપંથમાં તો જૂઠની છડે ચોક પ્રદર્શની કરવામાં આવે છે.

સતપંથના શાસ્ત્રો પ્રમાણે સતપંથમાં મૂર્તિ પૂજા પર બંદી છે. વધુ વિગત માટે જુઓ ઘરવાપી પુસ્તક પોઈન્ટ 56.2નો પેટા-પોઈન્ટ (Sub-point) 9, પેજ 91. તેવીજ રીતે પીરાણા સતપંથના સુધારક ગુરુ અને પીરાણાના તત્કાલીન ગાદીપતિ કાકા, કરસનકાકાએ અમદાવાદ ગ્રામ્ય ના. મે. સીવીલ જજ : સી ડી સાહેબની કોર્ટમાં, મિરઝાપુર અમદાવાદ (કેસ ક્રમ: દી. મુ. ૧૫૩ સને ૧૯૯૪)માં કોર્ટમાં ઍફિડેવિટ કરીને કહેલ છે કે ""**ઈમામશાહ બાવાએ સતપંથી ધર્મમાં મૂર્તિ પૂજા નીષેદ કરેલ છે.**". તેમજ પીરાણા સતપંથની માતૃ સંસ્થા "ધી ઈમામશાહ બાવા રોઝા સંસ્થાન કમિટી" જેના અત્યારે જ્ઞાનેશ્વર મહારાજ ચેરમેન છે, એ સંસ્થાએ દિનાંક ૨૭-૧૧-૨૦૧૬ના ઠરાવ કરેલ છે કે_**"સતપંથમાં મૂર્તિ પૂજા અસ્થાને છે."**, તેમ છતાં, એમના શાસ્ત્રો અને ગુરુઓનું હળાહળ અવગણના અને અપમાન કરીને પીરાણામાં મૂર્તિઓ બેસાડવામાં આવી છે. કાલે આ લોકો બીજું શું કરે કે શું નહીં કરે, એની કોઈ ગેરેન્ટી ન આપી શકે.

ઉપર જણાવેલ દાખલના શ્રુંખલામાં આગળ વધતાં, પીરાણાની કબ્રસ્તાનમાં દરગાહની બાજુમાં, કબ્રસ્તાન કે સમશાન હિન્દુઓ માટે અપવિત્ર ગણાય, એવી જગ્યામાં એક કહેવાતું મંદિર બનાવીને તેમાં મુસલમાન અલીનું નિષ્કલંકી નારાયણ નામ આપવું અને એના સેવક તરીકે હિન્દુ ભગવાન હનુમાન બતાવ્યા છે. આમ કરી હિન્દુઓની લાગણીઓ દુભાવવી અને હિન્દુ ધર્મનું અપમાન કરવું, ઈમામશાહના મૃત્યુના 500 વર્ષ પછી એમને દિનાંક 15-Jul-2023ના હંસતેજ નામ આપવું. ઈમામશાહની દરગાહને મંદિર કહેવું, ઈમામશાહની કબરને દિનાંક 07-May-2024ના હિન્દુ સમાધિનું રૂપ આપવું, વગેરે હળાહળ એક પછી બીજા જૂઠનો સહારો લેવો એ એમની નબળાઈ તેમજ અવિશ્વસનીયતાનું પ્રતિક છે. જેના પરથી ખબર પડે છે કે સતપંથના આગેવાનોની સતપંથીઓ અને એમની સંસ્થાઓ ઉપર પકડ અવિશ્વાસના પાયા ઉપર નિર્ભર છે. હાલતે ચાલતે જૂઠનો સહારો લેનાર આવી અવિશ્વસનીયન નેતાગીરી પર કોઈ દિવસ ભરોસો ન કરી શકાય.

**<u>આક્રમક રક્ષણ વ્યુહ:</u>** આપણને ઘણી વખત જોવા મળે છે કે સતપંથના અમુક મુખ્ય / ટોપના આગેવાનો અને અમુક સાધુઓ જૂઠ, છેતરામણી, બનાવટ, ભ્રમણા, તાકીયા વગેરેનો ખૂબ ઉપયોગ કરે છે. એમાં ખાસ કરીને સનાતન જ્ઞાતિ/સમાજ અને એના આગેવાનો વિરુદ્ધ પ્રચાર કરવા હેતુ. જેથી કરીને સનાતન જ્ઞાતિને હમેશાં સાવચેતી રાખવી પડે છે જેથી હમેશાં બચાવની મુદ્રામાં રહેતા હોય છે. હમેશા બચાવની મુદ્રામાં રહેવું એ એક બહુ મોટી નબળાઈ છે. કારણ કે આવી પરિસ્થિતિમાં પ્રહાર કરનાર વિરોધીઓને ફક્ત એક જ વખત સફળ થવાનું હોય છે અને બચાવ કરનારને હર વખત સફળ થવું પડતું હોય છે. એમની એક નાની ચૂક જીવલેણ સાબિત થઈ શકે છે. માટે સનાતન જ્ઞાતિને આવી નબળી પરિસ્થિતિથી બહાર કાઢવી જરૂરી છે. સનાતનીઓ વિરુદ્ધ થતા સતત પ્રહારોથી જ્ઞાતિને વિમુખ કરવાની જરૂર છે. આવી પરિસ્થિતિમાં સનાતનીઓને પોતાના રક્ષણ માટે “Offensive Defense” એટલે કે “આક્રમક રક્ષણ” વ્યુહ અપનાવાની જરૂર છે.

**<u>પીરાણાના ફેરફારોથી માત્ર હિન્દુઓને જ નુકસાન:</u>** પીરાણામાં હાલ જે રીતે ફેરફારો થયા છે, એ ફેરફારોના કારણે અજાણ ભોળી દીકરીઓ ઇસ્લામી લવ જિહાદના સહેલાઈથી શિકાર બની શકે, એવું દેખાઈ આવે છે. કારણ કે ઈમામશાહની દરગાહમાં માત્ર મુસ્લિમ પુરુષો આવે છે. એ દરગાહ અને કહેવાતા નિષ્કલંકી મંદિર એક જ પરિસરમાં છે, અને બંનેની Entry/પ્રવેશ એટલે આવવા-જવાનો એકજ માર્ગ છે. કોઈ પ્રચાર કરતું હોય કે પીરાણામાં હવે મુસલમાનો નથી આવતા, તો એ તદ્દન ખોટો પ્રચાર છે, એ સમજી લેજો.

**<u>સંત ઓધવરામ મહારાજનો આદેશ:</u>** આ બાબતે આગળ વધતી વખતે સનાતની જ્ઞાતિ સુધારક સંત ઓધવરામ મહારાજનો આદેશ અને એમના અભિગમનો પણ વિચાર કરવો જોઈએ. આ બાબતે અભ્યાસ કરતાં જણાઈ આવે છે કે સંત ઓધવરામ મહારાજ હમેશાંથી સતપંથ સાથે તમામ વ્યવહારો બંધ કરવાની સલાહ આપતા રહેતા. આ બાબતે ખાસ 2 દસ્તાવેજો મહત્વના છે.

પરમ પૂજ્ય સંત ઓધવરામજી મહારાજે સ્વયં લખેલ પુસ્તક... ઈશ્વર વિહારી વિલાસ ભાગ 2ના (આવૃત્તિ બીજી – પ્રકાશન વર્ષ 1943) પેજ 362માં કચ્છ કડવા પાટીદાર ભાઈઓ માટે પાળવા યોગ્ય 23 નિયમો આપેલ છે. જેમાંના 23માં નિયમમાં સતપંથીઓ સાથે બધાજ સંબંધો કાપવા જણાવેલ છે, જે આ પ્રમાણે છે;

> **“(23) કડવા પાટીદાર ભાઈઓએ ઉપર કહેલ નિયમો પ્રમાણે વર્તવું. જેઓ ઉપર કહેલા નિયમો પ્રમાણે વર્તે નહીં, અને દુરાગ્રહથી એ પંથને જે વળગી રહે, તેઓની સાથે સનાતન ધર્મ પ્રમાણે વર્તનાર સુધારક ભાઈઓએ કોઈ પણ પ્રકારનો સંબંધ રાખવો નહીં, અને તેઓનો ત્યાગ કરવો, કારણ કે એમ કરવાથીજ કડવા પાટીદાર જ્ઞાતિનો <u>ખરો ઉદ્ધાર</u> છે.“**
>
> પરમ પૂજ્ય સંત ઓધવરામ મહારાજના પટશિષ્ય સંત દયાલરામજી મહારાજની હાજરીમાં બોરડીટીંબા ખાતે દિનાંક 16-Dec-1943ના ક. ક. પા. જ્ઞાતિ સંમેલન યોજાયેલ હતું. આ સંમેલનમાં સ્થાનિક સ્તરે જ્ઞાતિના રીતરિવાજો ઘડવામાં આવ્યા હતા. એ રીતરિવાજો સાથે આદેશ આપેલ હતો કે;
>
> **“આ સંસ્થામાં આવનાર વ્યક્તિએ સતપંથી સાથેનો ખાવા પીવાનો વહેવાર સદંતર બંધ કરવો પડશે”**

**<u>નારાયણ રામજી લીંબાણીની મોહિમ:</u>** નારાયણ રામજીની મોહિમ પણ આ બાબતે સ્પષ્ટ હતી કે જ્યાં સુધી પીરાણા સતપંથ જ્ઞાતિમાંથી નાબૂદ નહીં થાય, ત્યાં સુધી હિન્દુ મટી જવાનો ભય તો ઊભોજ રહે છે.

**<u>અન્ય જ્ઞાતિના અનુભવો:</u>** ભૂતકાળમાં સતપંથ પાળતી અન્ય જ્ઞાતિઓના અનુભવોને ધ્યાને લેવા જેવા છે.

1. **<u>લોહાણા જ્ઞાતિ:</u>** લોહાણા જ્ઞાતિ સૌથી પહેલાં સતપંથમાં ફસાઈ હતી. ઈમામશાહના દાદા પીર સદરૂદ્દીનએ લોહાણા જ્ઞાતિને સતપંથમાં આકર્ષિત કરી લઈ ગયા. આજે એ લોકો, સતપંથ પાળતા-પાળતા પૂરા મુસલમાન એટલે કે ખોજા મુસલમાન બની ગયા છે. પણ હિન્દુ લોહાણા જ્ઞાતિએ એમના મુસલમાન જ્ઞાતિ ભાઈઓ સાથે કોઈ પણ જાતનો સંબંધ રાખેલ નથી. એટલે એમની સનાતની લોહાણા જ્ઞાતિમાં સતપંથને લઈને કોઈ વિવાદ નથી.

2. **<u>રબારી જ્ઞાતિ:</u>** રબારી જ્ઞાતિમાં પણ અમુક વર્ગ સતપંથ ધર્મ પાળે છે. સનાતની રબારી જ્ઞાતિ પણ મોટે ભાગે સતપંથીઓ સાથે રોટી-બેટીનો વ્યવહાર રાખતી નથી.

3. **<u>લેવા પાટીદાર:</u>** મરાઠી લેવા પાટીદાર સમાજે પણ સતપંથ પાળતા એમના ભાઈઓને જ્ઞાતિ બહાર કરવાના ઠરાવો 15-May-1919 અને 22-Dec-1922ના દિવસે કરેલ છે. આ ઠરાવોના વિરુદ્ધ સતપંથીઓ કોર્ટે પણ ચડયા. શરૂઆતમાં સતપંથીઓને હંગામી (Temporary) સફળતા મળી. “સતપંથ વિજય” નામનું એક મરાઠી પુસ્તક છે, જેમાં આ અંગેની માહિતી આપેલ છે. પણ જ્યારે વિવાદ મુંબઈ હાઇ કોર્ટ સુધી પહોંચ્યો, ત્યારે ત્યાં સતપંથીઓ તદ્દન નિષ્ફળ રહ્યા. આ બાબતની સંપૂર્ણ જાણકારી મરાઠી ભાષાનું પુસ્તક “સતપંથ રહસ્ય”માં આપેલ છે. જેની ખાસ નોંધ લેશો.

4. **<u>વાંકાનેરના મુસલમાન કડવા પાટીદારો:</u>** મોરબી-વાંકાનેર વિસ્તારમાં આજે કડવા પાટીદાર જ્ઞાતિમાંથી મુસલમાન બની ગયેલ લોકો રહે છે. એની સાથે કોઈ પણ હિન્દુ કડવા પાટીદાર જ્ઞાતિ સંબંધ નથી રાખતી. માટે એના કારણે કડવા પાટીદાર જ્ઞાતિમાં કોઈ સમસ્યા રહેતી નથી.

5. **<u>મિશ્ર જ્ઞાતિઓ:</u>** જે જ્ઞાતિ ધર્મ બાબતે મિશ્ર રીતે ચાલે છે, એ જ્ઞાતિમાં રોટી-બેટીના વ્યવહારોના કારણે શુદ્ધ સનાતનીઓના ઘરમાં પણ ઇસ્લામ ધર્મ ઘૂસી જાય છે. કારણ કે ઇસ્લામ પાળતા લોકોને એ જ્ઞાતિમાં સ્વીકૃત કરવામાં આવે છે. ત્યાં હિન્દુઓ પ્રેમ-એકતા-સંપ-સંગઠન વગેરે શબ્દોની માયાજાળમાં ફસાઈ ગયા છે, એવું દેખાઈ આવે છે. હાલ દિનાંક 29-Dec-2022ના પ્રકાશિત ગુજરાતી સમાચાર પત્રિકા “દિવ્ય ભાસ્કર”ના મુંબઈ સંસ્કરણના પેજ 2માં નીચેના ભાગમાં રાજસ્થાનના કાઠાત સમાજના આવા મિશ્ર સંસ્કૃતિ વિષે સમાચાર છાપેલ છે અને દફન વિધિને લઈને થયેલ વિવાદ વિષે જાણકારી આપેલ છે.

6. **<u>પોતાના ભૂતકાળના અનુભવો:</u>** ક. ક. પા. જ્ઞાતિના પોતાના ભૂતકાળના અનેકો અનુભવો પણ ધ્યાને લેવા જેવા છે.

7. **<u>ઊંઝાની કડવા પાટીદાર જ્ઞાતિ:</u>** ઊંઝાના વડીલોએ સતપંથ પાળતી ક. ક. પા. જ્ઞાતિ સાથે 500 વર્ષો પહેલાં સંબંધો કાપી નાખ્યા હતા. એટલે આજે તેઓ આ સમસ્યાથી બચી ગયા છે. જો એમના સંબંધો ચાલુ રહ્યા હોત, તો આજે ઊંઝા પણ આ સમસ્યાથી પીડાઈ રહ્યું હોત.

8. **<u>ઈતર જ્ઞાતિઓ:</u>** સતપંથીઓ સાથે નિકટના સંબંધો રાખવાના કારણે ઈતર જ્ઞાતિઓ એમ સમજે છે કે તમે બધા એકજ છો અને તેના કારણે સનાતનીઓની છબી પણ ખરડાય છે. જેથી સનાતનીઓને ખોટું નુકસાન વેઠવું પડે છે.

**<u>દરવાજા બંધ કરવાના અન્ય મહત્વના કારણો:</u>** સનાતનીઓના અનુભવો અને અગાઉ જણાવેલ મુદ્દાઓનો સારાંશ આ પ્રમાણે છે.

1. જે જ્ઞાતિઓએ સતપંથ સાથે સંબંધ કાપી નાખ્યા છે અથવા સંબંધ નથી રાખ્યા, ત્યાં આજે સતપંથને લઈને કોઈ સમસ્યા નથી.

2. જે જ્ઞાતિઓમાં મિશ્ર સંસ્કૃતિ છે, એ જ્ઞાતિઓમાં, ક. ક. પા. જ્ઞાતિની જેમ, સમય-સમય પર સતપંથને લઈને વિવાદો જન્મતા જ રહે છે.

3. ક. ક. પા. જ્ઞાતિમાં આ વિવાદ લગભગ 200 વર્ષોથી એટલે કે કેશરા પરમેશ્વરાના સમયથી ચાલે છે. હજી કેટલો સમય સુધી રાહ જોવાની?

4. જ્ઞાતિના 95% લોકો સનાતનમાં આવી ગયા છે. તો પછી બાકીના 5% લોકો માટે, ક. ક. પા. જ્ઞાતિની ખરી એકતા-સંપ-સંગઠનને ટકાવવા સતપંથ છોડી સનાતની બનવાનું આટલું નાનું યોગદાન ન આપવા કોઈ કારણ રહેતું નથી. 5% લોકો 95%ને હેરાન કરે, એ પણ યોગ્ય નથી.

5. સનાતનીઓએ વર્ષોથી સતપંથીઓ સાથે સદભાવ રાખીને પોતાની સાથે રાખ્યા છે. પણ વળતરમાં તેમને દગો મળ્યો છે. સનાતની ઓળખ લઈને સતપંથીઓએ સનાતનમાં ભળવા કરતાં પોતાનું ઇસ્લામ પકડી રાખ્યું છે.

6. સતપંથીઓ દ્વારા સનાતનીઓને હેરાન કરી, એમનો અવાજ દબાવી દેવા માટે ખોટા કોર્ટ કેસો અને ખોટી પોલીસ ફરિયાદો કરવી તેમજ સનાતનીઓની મિલકતો પચાવી પાડવી, વગેરે અનેક રીતે કનડગત ચાલુ જ રાખેલ છે.

7. જ્યારે પણ સમાધાન કે સમજૂતી પ્રક્રિયા હાથ ધરવામાં આવે, ત્યારે પ્રક્રિયાનો દુરુપયોગ કરવામાં આવે છે. ક્યાંક સનાતનીઓમાં ભાગલા પણ પાડવાની કોશિષ કરવામાં આવે છે.

8. સનાતનીઓ હજી કેટલા દિવસો સુધી જાગૃતિની સભાઓ ભર્યા રાખશે અને લોકોને સમજાવતા ફરશે કે સતપંથ હિન્દુ ધર્મ નથી. હવે આનો અંત લાવવો જરૂરી છે.

9. આજના આધુનિક સમયમાં સતપંથી બરાબર જાણે છે કે ઈમામશાહ મુસલમાન હતા અને હિન્દુઓને મુસલમાન બનાવવા માટે જ સતપંથ સ્થાપ્યો હતો. આટઆટલું જાણતા હોવા છતાં, જો એમને સનાતનમાં ન આવવું હોય, તો એમની મરજી. હવે એમને સમજાવવાની જરૂર રહેતી નથી.

10. સમાજ જો મિશ્રિત હશે, તો જ્ઞાતિની દીકરીઓ (નિયાણીઓ)ને સતપંથ વિષે ખબર ન હોવાના કારણે તેઓ છેતરાશે. હવે નિયાણીઓને એવી કોઈ પરિસ્થિતિમાં ન મૂકવી કે કાલે એ દીકરીને એવું લાગે કે બધુ જાણતા હોવા છતાં મારા પરિવારે મારા સંબંધ મુસલમાન ધર્મ પાળતા પરિવાર સાથે કરાવ્યા.

11. પીરાણાના ફેરફારો ખરેખર જો સારા અને સાચા હોય, તો **એ ફેરફારોથી કોઈ દિવસ સતપંથી હિન્દુ કેમ નથી બન્યા?** આવા ફેરફારોના કારણે ઉલ્ટા હિન્દુમાં થી સતપંથી બને છે. માટે આવા ફેરફારોથી સનાતન જ્ઞાતિને બચાવવાની સખત જરૂરત છે.

**<u>કારણોનો સાર:</u>** ઉપર જણાવેલ તમામ કારણોનો સાર એક જ છે સતપંથ સમસ્યાનો કાયમી અંત લાવવાનો સમય પાકી ગયો છે અને હવે ઘણું મોડું થઈ રહ્યું છે. જો હવે કોઈ કડક પગલાં લેવામાં નહીં આવે તો સનાતનીઓને બહુ મોટું નુકશાન થવાની શક્યતા છે. માટે હવે વિલંબ વગર જરૂર પડે તો કડવો નિર્ણય પણ લેવો જોઈએ.

## 4. નિર્ણય લેવાની પ્રક્રિયા

**<u>નિર્ણય લેવાની ઘડી:</u>** સતપંથ સમસ્યાના કાયમી ઉપાય માટે <u>અનુકૂળ ધાર્મિક અને સામાજિક પરિસ્થિતિ</u> સાથે <u>મજબૂત અને જરૂરી કારણો</u> હોવાથી હવે આ અંગે ઠોસ નિર્ણય લેવા આગળ વધવાની જરૂરત હતી.

**<u>દરવાજા બંધ થવાની શક્યતાની જાહેરાત:</u>** સનાતની સમાજ દ્વારા દી. 12-Aug-2022ની સામાન્ય સભામાં વર્ષ 2023માં "પ્રથમ સનાતની અધિવેશન" યોજાવવાની જાહેરાત કરવામાં આવી હતી. એ અધિવેશનમાં સતપંથીઓ માટે સનાતન સમાજના દરવાજાઓ બંધ કરવા અંગેનો નિર્ણય લેવામાં આવશે, એવી જાહેરાત અગાઉથી કરવામાં આવી હતી. જેને જ્ઞાતિના સમાચાર પત્રોમાં પણ ખૂબ સારી પ્રસિદ્ધિ મળેલ હતી. આ જાહેરાત પછી અનેક અનૌપચારિક, અને પાછલા બારણે સતપંથીઓને સનાતનમાં લાવવાના પ્રયાસો પણ કરવામાં આવ્યા હતા.

**<u>સૂચનો મેળવવા:</u>** જ્ઞાતિના નાનામાં નાનો વર્ગ પોતાની વાત કેન્દ્ર સુધી પહોંચાડી શકે એટલે વ્યવસ્થા એવી છે કે જ્ઞાતિમાં લેવા માંગતા નિર્ણયો વિષે કેન્દ્રીય સમાજ સમયસર (અનેક મહિનાઓ અગાઉ) પ્રસ્તાવિત જ્ઞાતિ રીત રિવાજો અને નીતિ નિયમોનું એક પ્રારૂપ (ડ્રાફ્ટ) તૈયાર કરી ઠેર-ઠેર સ્થાનિક સમાજો, ઝોન વગેરેને મોકલાવે છે. સાથે સૂચન આપે કે પોતાના વિસ્તારમાં સભા બોલાવી દરેક મુદ્દાઓ પર ચર્ચાઓ કરી મળેલ લોકોના સૂચનોની યાદી તૈયાર કરવામાં આવે. કોઈ વ્યક્તિ પોતાના સૂચનો સીધા કેન્દ્રીય સમાજને પણ જો મોકલે તો પણ સ્વીકારવામાં આવે. આ સમયગાળામાં અધિવેશન આયોજન સમિતિની ટીમો ઠેર-ઠેર પ્રવાસ ખેડી કાર્યક્રમ તેમજ પ્રસ્તાવિત પ્રારૂપ વિષે લોકોને જાગૃત કરવાનું કામ કરે છે. લોકોને જાણકારી આપે અને એમના અભિપ્રાયો ઝોન મારફતે કેન્દ્રીય સમાજ સુધી મોકલાવવા ખાસ પ્રેરિત કરે છે.

**<u>નોખ પરિવારોના અભિપ્રાયો:</u>** આ વિષે અંગે કચ્છ કડવા પાટીદાર સનાતન જ્ઞાતિના "ગોત્ર પરિવારો"ના આગેવાનોની એક સભા દિનાંક 25-માર-2023ના બોલાવવામાં આવેલ હતી. તેમાં 31 પરિવારોના આગેવાનો હજાર રહ્યા હતા. બધા પરિવારો સૈદ્ધાંતિક રીતે દરવાજા બંધ કરવા પર સહમત હતા, પણ તેમાંથી ફક્ત 4-5 પરિવારોએ દરવાજાઓ બંધ કરવા માટે થોડો વધારે સમય આપવાની વિનંતી કરેલ. બાકીના 26-27 પરિવારોએ દરવાજાઓ બંધ કરવા માટે સહમતી આપેલ હતી. આ મિટિંગમાં થયેલ ચર્ચાઓનું અવલોકન અને સમીક્ષા કરતા દેખાયું કે મોટા ભાગના પરિવારોની દરવાજાઓ બંધ કરવાની તરફેણ માં છે તેની સામે માત્ર 4-5 પરિવારોએ વધારે સમય માંગ્યો હતો. ખાસ નોંધ એ કે કોઈ પણ પરિવારે દરવાજાઓ બંધ કરવાની ના નહોતી પાડી. તેથી નિર્ણય સાફ હતો. માટે જ્ઞાતિના બહોળા હિતને ધ્યાનમાં રાખીને આગળ વધવાનું નક્કી કરવામાં આવ્યું. એટલે દરવાજાઓ બંધ કરવાના નિર્ણય તરફ આગળ વધ્યા.

**<u>સૂચનોનું સંકલન:</u>** ઉપર જણાવેલ પદ્ધતિથી આવેલ તમામ સૂચનોનું સંકલન કરી તેના પર અભ્યાસ કરવા એક સમિતિની રચના કરવામાં આવે છે. આ અધિવેશનમાં એ સમિતિનું નામ હતું સનાતનીઓના રીત રિવાજ સુધારા સમિતિ. સમિતિમાં દરેક સૂચનોને વાંચવામાં આવે અને સૂચનો પાછળના કારણોની યોગ્યતાને જાણી, તેના પરથી પ્રારૂપમાં યોગ્ય ફેરફારો કરી બીજું કાચું પ્રારૂપ તૈયાર કર્યું.

**<u>ટ્રસ્ટી-હોદેદારોના અભિપ્રાયો:</u>** આવેલ સૂચનોનું તારણ કાઢી, પ્રારૂપ તેમજ સૂચનોને, કેન્દ્રીય સમાજના ટ્રસ્ટી અને હોદેદારો વચ્ચે ચર્ચા વિચારણા કરવા દિનાંક 07-May-2023ના મૂકવામાં આવ્યું. ત્યાર બાદ પ્રારૂપમાં જરૂરી ફેરફારો કરવામાં આવ્યા.



**<u>વિશેષ સભા:</u>** જ્ઞાતિના રીત રિવાજો અને નીતિ નિયમોના પ્રારૂપને આખરી ઓપ આપવા માટે, ભારતભરમાંથી બૌદ્ધિકો, ચિંતકો, વિષયમાં રુચિ રાખનારા તેમજ ઝોન સમાજો, સ્થાનિક સમાજો, યુવા સંઘ, મહિલા સંઘ, જ્ઞાતિની ધાર્મિક સંસ્થાઓ જેમ કે સંસ્કાર ધામ અને ઉમિયા માતાજી વાંઢાયના મુખ્ય હોદ્દેદારો વગેરેની એક વિશેષ સભા દિનાંક 08-May-2023ના બોલાવવામાં આવેલ હતી. ઉપર જણાવેલ ટ્રસ્ટી હોદ્દેદારોના દ્વારા તૈયાર કરેલ પ્રારૂપને આ વિશેષ સભામાં મૂકવામાં આવ્યા અને એક-એક સૂચિત ઠરાવો પર વિસ્તૃત ચર્ચાઓ કરવામાં આવી. ચર્ચાઓમાં કેન્દ્રીય સમાજ, ઉમિયા માતાજી વાંઢાય અને સંસ્કાર ધામના પ્રમુખોમાં ખૂબ રસ પૂર્વક ભાગ લીધો. અંતે ત્યાં આવેલ સૂચનોનો સમાવેશ કરી, સર્વાનુમતે પ્રારૂપને આખરી ઓપ આપવામાં આવ્યો.

**<u>અધિવેશનમાં મંજૂરી:</u>** જ્ઞાતિ અધિવેશન જ્યારે ભરાય ત્યારે વિશેષ સભામાં તૈયાર કરેલ પ્રારૂપમાં જણાવેલ દરેક ઠરાવને લોકો સામે વાંચીને રજૂ કરવામાં આવ્યા અને દરેક ઠરાવો પર લોકોની મંજૂરી લેવામાં આવી.

**<u>સર્વાનુમતે બધા ઠરાવો પાસ:</u>** ક. ક. પા. સનાતની જ્ઞાતિના ઇતિહાસમાં પહેલવહેલું સનાતની અધિવેશન દિનાંક 14-May-2023ના નખત્રાણા ખાતે ભવ્યાતિ-ભવ્ય રીતે યોજાયું. ઉપર જણાવેલ પ્રક્રિયા અનુસરીને એ અધિવેશનમાં ક. ક. પા. સનાતની જ્ઞાતિના રીતરિવાજો અને નીતિ નિયમોને સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા. લગભગ 50 હજારથી વધારે લોકોની અભૂતપૂર્વ હાજરી વચ્ચે દરેક ઠરાવો સર્વાનુમતે પસાર થયા, જે એક ઐતિહાસિક ઘટના છે, જેની ખાસ નોંધ લેવા વિનંતી. આવી રીતે પસાર કરેલ ઠરાવોને આ પુસ્તકના પેજ 144 માં પ્રકાશિત કરેલ છે, જેણે જોઈ લેવા વિનંતી.



## 5. અવલોકન

**<u>વિભાગો:</u>** આ અધિવેશનમાં સહુલિયતને ધ્યાનમાં રાખવા ઘડેલ ઠરાવોને ત્રણ (૩) વિભાગો ગોઠવવામાં આવ્યા છે.

1. રીત રિવાજો (ઠરાવ ૧ થી ૧૭)
2. નીતિ નિયમો (ઠરાવ ૧૮ થી ૨૫)
3. ભલામણ / માર્ગદર્શન (માર્ગદર્શન ૧ થી ૩)

એ વખતે પ્રવર્તમાન જ્ઞાતિના રીત રિવાજોની સરખામણીમાં જે ફેરફારો કરવામાં આવ્યા છે એ આ પ્રમાણે છે.

### વિભાગ ૧ - રીત રિવાજો અંગે

**<u>આર્થિક પરિસ્થિતિ અનુરૂપ:</u>** ઠરાવ ક્રમ 1 થી 17 સુધી જન્મ, સગપણ, લગ્ન, મામેરું, છૂટાછેડા, કુદરતી ઘરભંગ, મરણ પછીના ખર્ચ વગેરે વિધિઓ અને સામાજિક વ્યવહારો અંગે છે. જ્ઞાતિની આર્થિક પરિસ્થિતિ અને આજના સમય અનુસાર જ્ઞાતિનો નાનામાં નાનો વર્ગ સ્વમાનથી પોતાના સામાજિક અને પારિવારિક વ્યવહારો પાળી શકે એનું ધ્યાન રાખવામાં આવે. સાથે-સાથે લગ્ન પાછળમાં દેખાદેખીના કારણે થતા અનેક ખોટા ખર્ચને ટાળવાનો પણ હેતુ હોય છે. લગ્ન વખતે થતા ખર્ચ પર અંકુશ લાવવા હેતુ આર્થિક વ્યવહારોની મર્યાદા નક્કી કરવામાં આવે. તેમજ યોગ્ય વિધિઓ પણ નક્કી કરવામાં આવે. આવું કરીને જ્ઞાતિ હિતનો સંદેશ આપવાનો પ્રયત્ન કરવામાં આવે છે અને લોકોને યોગ્ય માર્ગદર્શન આપવામાં આવે છે.

સુધારાઓ તરફ નજર કરીએ તો, ગત રીતરિવાજોની સરખામણીમાં અમુક જગ્યાએ રકમમાં સુધારો કર્યો છે. અમુક જગ્યાએ રકમના બદલે કોઈ વસ્તુ આપવાનું નક્કી કરેલ છે તો અમુક જગ્યાએ વસ્તુના બદલે રકમ નક્કી કરેલ છે. તેવીજ રીતે અમુક બાબતોમાં જ્યાં અગાઉ ખુલાસો નહોતો ત્યાં હવે ખુલાસો કરવામાં આવેલ છે. વર્ષોથી પળાતી અમુક પ્રથાઓ વિષે જ્યાં ગત રીત રિવાજો અંગે યોગ્ય ખૂલસાઓ કરી અમુકમાં પ્રથાઓ પર બંધી મૂકવામાં આવેલ છે, તો અન્યને સ્વીકૃતિ આપવામાં આવી છે. જેથી વધુ પારદર્શિતા વધી છે. આવા નાના મોટા સુધારાઓ પાછળ બહુ મોટો સૈદ્ધાંતિક ફેરફાર ન હોવાથી અહીં આ બાબતે વધૂ માહિતી નથી આપવામાં આવી. આ અંગે લાગુ જ્ઞાતિ રીત રિવાજો અને નીતિ નિયમો જોઈ લેવા વિનંતી.

**<u>મર્યાદિત સંખ્યામાં પ્રસંગ કરવા પર જોર:</u>** પ્રસંગમાં ખોટા તાયફાઓ પાછળ થતી પૈસાની બરબાદી રોકવા ઘણા પ્રસંગોમાં સીમિત સંખ્યામાં કાર્યક્રમ કરવા પર વિશેષ જોર આ વખતે આપવામાં આવ્યું છે. આ અંગે લાગુ પડતા ઠરાવોમાં યોગ્ય સ્પષ્ટતા કરેલ છે.

**<u>ઠરાવોમાં કરેલ અમુક મહત્વના સુધારા નીચે જણાવ્યા પ્રમાણે છે;</u>**

**<u>ઠરાવ ક્રમ 5 – લગ્નના દિવસે ટીલા-ચાંદલા વિધિ:</u>** હસ્ત મેળાપ એટલે લગ્નના દિવસે, ટીલા-ચાંદલા વિધિ ટાળવાનું નક્કી કરવામાં આવેલ છે.

**<u>ઠરાવ ક્રમ 9 – લગ્ન વિવાહ સંબંધ:</u>** આમાં એક નવી વાત ઉમેરવામાં આવી છે. જેમાં હસ્તમેળાપ વિધિની ગરિમા સચવાય એ માટે કન્યાએ નાચ-ગાન/ડાન્સ કરતા લગ્ન મંડપમાં ન આવવું અને વરરાજાએ કન્યાને સામે લેવા જવું નહીં, એ ઠરાવેલ છે. લગ્ન વિધિઓની ગરિમા અને મર્યાદા સાચવવા આ કુપ્રથા પર બંધી મુકેલ છે, જે આપ સમજી શકો છો.

તેમજ બીજી એક નોંધ પાત્ર બંધી છે, વરઘોડા દરમિયાન જાહેર જગ્યા ઉપર થતા નાચ-ગાન/ડાન્સ અને ગોળ કરવા પર. આપણી બહેન દીકરીઓ જાહેર જગ્યામાં ડાન્સ કરે ત્યારે કોણ જાણે કેવા વિધર્મીઓ તેમજ હલકા લોકો આપણી બહેન દીકરીઓ પર ખોટી નજર નાખે. તેના સંભવિત ખરાબ પરિણામોથી બચવાનો ખૂબ સારો ઉદ્દેશ આ ઠરાવમાં શામેલ કરેલ છે.

**<u>ઠરાવ 9 (અ) – સિમન્ત પ્રસંગ (ગર્ભ સંસ્કાર):</u>** આ તદ્દન નવો ઠરાવ છે. જ્ઞાતિમાં અમુક કુરિવાજો તેમજ અશોભનીય કુપ્રથાઓ ઘૂસી ન જાય એના માટે લીધેલ નિર્ણયોમાંનો આ એક નિર્ણય છે. લગભગ દરેક સમાજોમાંથી આ પ્રથા પર બંધી મૂકવાની માંગ આવેલ હતી. જેમાં બેબીશાવર (Baby Shower), પ્રિ વેડિંગ (Pre-wedding) શૂટિંગ જેવા અશોભનીય તાયફાઓ કરવા નહીં એવું નક્કી કરેલ છે.

**<u>ઠરાવ 10 – સમૂહ લગ્ન સંબંધે:</u>** અહીં બે (૨) નવા નિયમો ઘડવામાં આવેલ છે.

1. માંડવા વિષે - સમૂહ લગ્નમાં જોડાતા પરિવારોએ ઘેર માંડવાનો પ્રસંગ સાદગીથી મર્યાદિત સંખ્યામાં કરવો.
2. મોટા જમણ અથવા તો રિસેપ્શન જેવા તાયફા કરવા નહીં.

આના પાછળનો ઉદ્દેશ તમે સમજી શકો છો કે સમૂહ લગ્નનો મૂળ હેતુ સચવાય. જે ખોટા અને બિન જરૂરી ખર્ચને ટાળવાનું હોય છે. નાનામાં નાના વર્ગને આર્થિક મદદ મળે તેમજ સ્વમાન ભેર આ શુભ પ્રસંગ પૂરો કરી શકે એટલા માટે જ્યારે સમૂહ લગ્નમાં દાતાઓ દાન આપતા હોય, સમાજમાં કાર્યકરો મહેનત કરતા હોય, આગેવાનો પોતાનો કીંમતી સમય આપતા હોય, તેમજ સમાજ વ્યવસ્થાનું પણ ખૂબ મોટું યોગદાન હોય, ત્યારે દરેક પરિવારની ફરજ બને છે કે આવા ઉચ્ચ પ્રસંગોની ગરિમા સચવાય અને સમાજ અને કાર્યકરોની કદર પણ થાય. તેમજ સમૂહ લગ્નનો મૂળ ઉદ્દેશ સચવાય.

**<u>ઠરાવ 12 – પુનઃ લગ્ન સંબંધ:</u>** ગત રીત રિવાજોમાં માત્ર બહેનોના પુનઃલગ્નની વાત લખી હતી. હવે આ અંગે વધુ સ્પષ્ટીકરણ કરી, પુરુષોના પુનઃલગ્નની પણ વાત સમાવી લેવામાં આવેલ છે તેમજ બાળકોને સાથે રાખવાની સ્પષ્ટતા કરેલ છે. હિન્દુ ધર્મ શાસ્ત્રો પ્રમાણે પુનઃ લગ્ન ચોરી વિધિથી ન કરી શકાય એટલે ચોરી વિધિ સિવાય અન્ય શાસ્ત્રોક્ત વિધિથી પુનઃલગ્ન કરવાની વાત કરેલ છે.

**<u>ઠરાવ 13 – છૂટાછેડા સંબંધે:</u>** છૂટાછેડા બાબતે આપણી અનાદિ કાળથી ચાલતી પ્રથા/પરંપરા/પ્રણાલી રહી છે કે છૂટાછેડા અંગેનો સામાજિક રીતે ન્યાય સમિતિનો નિર્ણય આખરી ગણાશે. આ પ્રથા/પરંપરા/પ્રણાલીને અહીં લેખિત સ્વરૂપ નોંધ લીધેલ છે.

આ અંગે એક નવી પેટા કલમ (૩) પણ ઉમેરવામાં આવી છે. જેમાં આપણી આ પરંપરાને કાયદાકીય જોગવાઈ અનુસાર “કસ્ટમરી ડિવોર્સ” (Customary Divorce) ની કલમનો ઉપયોગ કરવાનું સૂચન આપેલ છે. આ ઠરાવનું સુપેરે અમલ થાય એ હેતુથી સમાજની ન્યાય સમિતિ દ્વારા એમના નિયમોમાં યોગ્ય ફેરફારો કરવામાં આવેલ છે, જેની નોંધ લેવા વિનંતી.

**<u>ઠરાવ 14 – મરણ પછીના ખર્ચ (દાડા) સંબંધે:</u>** મરણ બાદ બારસ વિધિ માટે દિવસની ગણતરી ક્યારથી શૂરુ કરવી એના વિષે લોકોમાં ક્યાંક મૂંઝવણ દેખાતી હતી. ક્યાંક મરણના દિવસથી જ ગણતરી શરૂ કરવામાં આવતી, તો ક્યાંક મરણનો દિવસ ગણવામાં આવતો નહીં. આ ઠરાવ મારફતે સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે.. દેહત્યાગ/મરણના દિવસને પણ ગણવાનો રહેશે.

બીજો સુધારો અહીં એ છે કે, ઘણા લોકો એમના પ્રિયજનોના મૃત્યુ પાછળ તેના સ્મરણાર્થે કોઈ દાન આપતા હોય છે. એમને ભલામણ અને વિનંતી કરવામાં આવેલ છે કે આવી રકમો સમાજના કેળવણી, હોસ્પિટલ અથવા સમાજ ઉન્નતિના કાર્યોમાં આપે તો સમાજ કલ્યાણનું કામ થાય.

**<u>ઠરાવ 15 – કુદરતી ઘર ભંગ થાય તે સંબંધે:</u>** આ ઠરાવની નોંધ (૨) તરફ ધ્યાન આપવા જેવું છે. હાલના સમય કાળમાં આપણે જોઈએ છીએ કે કુદરતી ઘર ભંગ થવાની પરિસ્થિતિ પછી, દીકરીના સાસરા પરિવારોની મિલકતોને લઈને વિવાદો વધતા જાય છે. આવા વિવાદો અંકુશમાં રહે તે માટે ઠરાવેલ છે કે આપણી જ્ઞાતિની પ્રથમથીજ (અનાદિ કાળથી) ચાલી આવતી પરંપરા પ્રમાણે જો દીકરી પુનઃલગ્ન કરે તો પહેલા સાસરા પરિવારની મિલકતમાં ભાગ માંગી શકે નહીં.

## વિભાગ ૨ – જ્ઞાતિના નીતિ નિયમો અંગે

આ વિભાગ જ્ઞાતિની "ધાર્મિક તેમજ સામાજિક સમસ્યાઓ"ના નિવારણ માટે છે. સનાતની શતાબ્દી મહોત્સવ નિમિત્તે યોજાયેલ પ્રથમ સનાતની અધિવેશનમાં, લોકોની લાગણી અને માંગણી હતી કે સેંકડો વર્ષોથી ચાલતી સતપંથ સમસ્યાના કાયમી અંત લાવવા માટે કોઈ ઠોસ પગલાં ભરવા જોઈએ.

ધાર્મિક તેમજ સામાજિક પ્રશ્નો અંગે, ઠરાવ ક્રમ ૧૮ – બાહ્ય આચરણ અંગે અને ઠરાવ ક્રમ ૨૩ (જૂનો ઠરાવ ૧૯)માં કોઈ ખાસ સુધારો કરેલ નથી.

બાકીના ઠરાવો એટલે કે ૧૯ થી ૨૨ અને ૨૪ થી ૨૫ તદ્દન નવા ઠરાવો છે. આ ઠરાવોનું પ્રારૂપ તૈયાર કરતી વખતે નીચે જણાવેલ મહત્વની બાબતોનો ખાસ આધાર લેવામાં આવ્યો છે.

1. સંત ઓધવરામ, સંત દયાલરામ, સંત વાલરામ, સ્વામી સચ્ચિદાનંદ મહારાજ - પેટલાદ જેવા સનાતની જ્ઞાતિ સુધારક સંતોની સમય સમય પર કરેલ આજ્ઞાઓ.
2. સનાતનીઓની કેન્દ્રીય સમાજ દ્વારા દિનાંક 25-Mar-2010ના બહાર પાડેલું "શ્વેત પત્ર".
3. ઉમિયા માતાજી ઊંઝાના ભીષ્મ પિતામહ ગણાતા, દીર્ઘ દૃષ્ટા, આદરણીય વડીલ શ્રી મણિભાઈ મમીની સતપંથ સમસ્યાના કાયમી ઉકેલ માટે આપેલ વખતો વખતના સૂચનો, જેમાં સતપંથીઓ સાથે નવા લગ્ન સંબંધો પર બંધી અને સંયુક્ત સમાજો અને સામાજિક મિલકતોને જુદી કરવાનું સૂચન આપેલ.
4. દિનાંક 21-Jul-2013ના અમદાવાદ ખાતે મળેલ કેન્દ્રીય સમાજના ટ્રસ્ટીઓ, હોદેદારો, તમામ ઝોનના પ્રમુખશ્રીઓ, મંત્રીશ્રીઓ, ઝોન પ્રતિનિધિશ્રીઓ તેમજ યુવાસંઘના હોદેદારોની સંયુક્ત મિટિંગમાં સતપંથ અંગે નક્કી કરેલ સિદ્ધાંતો અને ઠરાવો.
5. સતપંથ સમસ્યાના ઉકેલ અંગે કડવા પાટીદાર કુળદેવી ઉમિયા માતાજી સંસ્થાન ઊંઝા દ્વારા દિનાંક 08-Oct-2017ના આપેલ ચુકાદો.
6. કેન્દ્રીય સમાજ, શ્રી ઉમિયા માતાજી વાંઢાય, અને સંસ્કાર ધામ તેમજ દેશભરના દરેક ઝોન અને ઘટક સમાજોના પ્રતિનિધિઓની દિનાંક 26-Aug-2018ના ઊંઝાના ચુકાદા અંગે બોલાવવામાં આવેલ વિશેષ સભા.
7. એવા સનાતની લડવૈયાઓ કે જેઓએ અંગત સ્વાર્થ વગર, સનાતની જ્ઞાતિના હિત માટે, સતપંથ સામે જબરદસ્ત લડત આપી હોય. તેવા સન્માનનીય તેમજ આદરણીય આગેવાનોના અનુભવો અને તેમના અભિપ્રાયો.
8. તેમજ એવા લોકો કે જેમનો સનાતની અવાજ દબાવવા સતપંથીઓ દ્વારા જેમને બદનામ કરવામાં આવ્યા હોય, અથવા મવાળો દ્વારા જેમની ઉપેક્ષા કરવામાં આવી હોય, એમના વિચારો પણ લેવામાં આવેલ છે.

9. સનાતન માટે કામ કરવાના કારણે જેઓનું શોષણ કરવામાં આવ્યું હોય, તેમજ આ મોહિમમાં જેઓએ મોટા યોગદાનો આપ્યા હોય અને જેના કારણે જેઓને અન્યો દ્વારા કરેલ ખરાબ વ્યવહારોને સહન કરવા પડ્યા હોય, વગેરે, એવા બધાજ લોકોના બલિદાનો નિરર્થક ન થાય એનું ખાસ ધ્યાન રાખવા હેતુ એમના પણ મંતવ્યોને આવરી લેવાનો પ્રયત્ન કરવામાં આવેલ છે.

10. તેમજ આ લેખમાં ઉપર જણાવેલ "જ્ઞાતિની આર્થિક, ધાર્મિક અને સામાજિક પરિસ્થિતિ" તથા "મક્કમ અભિગમ પાછળના કારણો"ના વિભાગમાં જણાવેલ મુદ્દાઓને પણ ખાસ ધ્યાનમાં રાખેલ છે.

આના પરથી ખ્યાલ આવશે કે આ ઠરાવો તૈયાર કરવા પાછળ ખૂબ જ વિચાર-મંથન કરવામાં આવ્યું છે. જ્ઞાતિને લાંબા ગાળે બહોળો લાભ મળે એના માટે બની શકે એટલી જરૂરી બધીજ બાબતોનું ધ્યાન રાખવામાં આવ્યું છે.

**હવે આપણે એ ઠરાવો પાછળના અભિગમનું અવલોકન કરીશું;**

**ઠરાવ 19 – સનાતની ઓળખ બાબતે:** હાલ અમુક વર્ષોથી સતપંથીઓ દ્વારા એવો ખોટો પ્રચાર કરવામાં આવે છે કે તેઓ પણ સનાતની છે. સતપંથ એ પણ સનાતન જ છે. પોતાની સમાજના નામમાં પણ "સતપંથ સનાતન" કે "સનાતન સતપંથ" જેવા શબ્દો ભ્રામક શબ્દો મુકેલ છે. સહજ છે કે જે સતપંથ હોય એ સનાતન ન હોય અને જે સનાતન હોય એ સતપંથ ન હોય. માટે આપ સમજી ગયા હશો કે સતપંથમાંથી જ્ઞાતિ બહાર થયેલ લોકોએ પોતાની અલગ બનાવેલ સનાતની જ્ઞાતિ/સમાજમાં સતપંથીઓનું કોઈ સ્થાન નથી. અજાણ્યા લોકો એમના ખોટા પ્રચારના શિકાર ન બને એ હેતુથી, ઘણા સમયથી ચાલતો આ ખોટો પ્રચારનો પ્રત્યુત્તર આપવા, સ્પષ્ટ સંદેશ આપવાનો પ્રયાસ આ ઠરાવ મારફતે કરવામાં આવે છે કે, ક. ક. પા. જ્ઞાતિમાં બે પેટા જ્ઞાતિઓ છે, એક સનાતન જ્ઞાતિ અને બીજી સતપંથ જ્ઞાતિ. કોઈ કારણસર કોઈની ઓળખ બાબતે શંકા હોય તો તેના વિષય નિર્ણય લેવાનો અધિકાર અને પ્રક્રિયા આ ઠરાવમાં જણાવેલ છે.

**ઠરાવ 20 – માત્ર સનાતન ધર્મ પાળવા બાબતે:** અમુક લોકો પોતાની બિન-હિન્દુ ધાર્મિક ઓળખ છુપાવીને હિન્દુ સનાતન જ્ઞાતિમાં ઘૂસવાનો પ્રયત્ન કરે છે. આવી રીતે મેળવેલ હિન્દુ ઓળખનો દુરુપયોગ પોતાના બિન-હિન્દુ ધર્મને બચાવવા કરે છે. તેમ હાલના દિવસોમાં બિન-સાંપ્રદાયિકવાદનો પ્રચાર કરી ભોળા યુવાનો તેમજ લોકોને ભરમાવી હિન્દુ ધર્મથી વિમુખ કરવા માટે, જાહેર જનતામાં થતા પ્રયત્નોની ખોટી અસરથી બચાવવા માટે, આ ઠરાવ ઘડવામાં આવ્યો છે. તેની સાથે-સાથે અગર ચોરી છૂપી કોઈ સનાતન સમાજનો સભ્ય બની ગયો હોય, તો તેને સમાજમાંથી દૂર કરવાનો ઠરાવ કરેલ છે. આથી સનાતન સમાજના રક્ષણનો હેતુ સ્પષ્ટ દેખાય છે.

**ઠરાવ 21 – સતપંથીઓ જોડે લગ્ન સંબંધ બાબતે:** આગળ જતાં જ્ઞાતિને સતપંથ સમસ્યાથી સંપૂર્ણ પણે મુક્ત કરવા માટે જરૂરી છે કે સતપંથીઓ સાથે નવા લગ્ન સંબંધો ન થાય. સંત ઓધવરામ મહારાજનો પણ આજ અભિગમ રહ્યો હતો. માટે થયેલ જૂના સંબંધોને કેવી રીતે જાળવી રાખવા અને તેમને આપવાનું મામેરું તેમજ મરણ પ્રસંગે કેવો વ્યવહાર કરવો એનો આ ઠરાવ છે. તેમજ સતપંથીઓ સાથે નવા લગ્ન સંબંધો ન કરવા એવો પણ ઠરાવ કરવામાં આવેલ છે.

લગ્ન સંબંધોથી પરિવારો એક બીજા સાથે ગૂંથાયેલા હોય. પરિવારોથી જ્ઞાતિ બનતી હોય. માટે જો જ્ઞાતિને સતપંથની સમસ્યાથી મુક્ત કરવી હોય તો પરિવારોના સતપંથ સાથેના સંબંધો બંધ થવા જોઈએ. ભારત દેશના ઇતિહાસ પરથી શિખ લેશું તો આપણને દેખાશે કે ભારતનું જો ધાર્મિક રીતે પતન થયું હોય તો એના મુખ્ય કારણમાં મુસલમાનો સાથે થયેલ બેટી વ્યવહાર છે. એક વખત લગ્ન ગ્રંથિથી જોડાઈ ગયા બાદ એના સાથે સંબંધ કાપવા લોઢાના ચણા ચાવવા જેવું છે. દેશ અને ધર્મનું હિત જાળવવામાં સંબંધ ક્યાંકને ક્યાંક આડા આવેજ. દાખલા તરીકે મુસલમાન રાજા અકબરના લગ્ન રાજપૂતોની દીકરી જોધાબાઈ સાથે થયા એટલે શક્તિશાળી રાજપૂતો અકબરનો વિરોધ કરી શક્યા નહીં. અને ભારતમાં મુસલમાન

રાજ મજબૂત બની ગયું. ભારતના ધાર્મિક ઇતિહાસમાં હિન્દુઓની આ બીજી મોટી ભૂલ જણાય છે. જેથી ખબર પડે છે કે આવી બાબતોમાં જો સમસ્યાનો અંત લાવવો હોય તો વિરોધી કે દુશ્મન સાથે બેટી વ્યવહાર કરવો નહીં.

**<u>ઠરાવ 22 – સતપંથીઓ જોડે સામાજિક અને ધાર્મિક કાર્યક્રમમાં ભાગ લેવા બાબતે:</u>** ધાર્મિક અને સામાજિક કાર્યક્રમો અલગ કરવાથી આપણી યુવાન પેઢીને તેમજ અન્ય જ્ઞાતિઓને પણ ખબર પડે કે સતપંથ અને સનાતન જ્ઞાતિઓ અલગ છે. સંયુક્ત સામાજિક/ધાર્મિક કાર્યક્રમો કરવાથી સતપંથીઓને સનાતની ઓળખ મળે છે, જેનાથી સતપંથનું ઇસ્લામી બીજ અને ઇસ્લામી ઓળખ છુપાવવામાં એમને મદદ મળે છે. ઘણી વખત આવા કાર્યક્રમોમાં સતપંથીઓ સાથે નવા સગપણો પણ થઈ જતા હોય છે, જે ઉપર જણાવ્યા પ્રમાણે અનિચ્છનીય છે. માટે આવા સગપણો થવાનો અવકાશ ઘટાડવા માટે આવા કાર્યક્રમોમાં ભાગ ન લેવાનો ઠરાવ કરેલ છે.

**<u>ઠરાવ 24 – સતપંથ સમસ્યાનો અંત લાવવા બાબતે:</u>** આપણે અગાઉ જોયું કે જ્ઞાતિમાંથી સતપંથ સમસ્યાનો કાયમી અંત લાવવા માટે સમય પાકી ગયો છે. જેના વિષે આપણે આ લેખમાં ધાર્મિક અને સામાજિક પરિસ્થિતિ તેમજ મક્કમ અભિગમ પાછળના કારણો વિસ્તૃત જોયા. માટે આ અંગે ફરીથી એ વાતનું અહીં પુનરાવર્તન નહીં કરવામાં આવે.

પણ એક વાત આપણાં સૌએ ધ્યાને રાખવી જરૂરી છે. એ છે કે સતપંથીઓ મૂળ સનાતન ધર્મના પ્રવાહમાં ભળી જાય એ હેતુથી ઉદાર અને મોટું મન રાખી એમના માટે સનાતન સમાજના દરવાજાઓ ભૂતકાળમાં ખુલ્લા રાખ્યા હતા. પણ હાલના અમુક વર્ષોમાં એનો ખૂબ દુરુપયોગ કરવામાં આવ્યો છે. એવા ઘણા દાખલાઓ જોવા મળ્યા છે કે, મનથી નહીં, પણ માત્ર સનાતની ઓળખ મેળવવા માટે માત્ર ઔપચારિક (બાહ્ય દેખાવ) માટે, સનાતની બન્યાનો ડોળ કરે છે. આવી રીતે અમુક ગામમાં બાહ્ય સનાતની બને અને થોડા લોકો સતપંથમાં જ રહે. આ સતપંથીઓ સતપંથની તમામ સામાજિક અને ધાર્મિક મિલકતો સાચવે અને ભોગવે, તેમજ ગામમાં સતપંથને જીવતો રાખે. બીજી બાજુ બનેલ બનાવટી સનાતનીઓ ચોરી-છૂપી આવા સતપંથીઓ પાસેથી સતપંથની ધાર્મિક પૂજાઓ, વિધિઓ, કર્મકાંડો અને માનતાઓ કરાવે. સતપંથને પરોક્ષ ટેકો આપી ગામમાંથી સતપંથની સમસ્યાનો અંત ન આવે એવા પ્રયત્નો કરતા રહે. ભવિષ્યમાં સનાતની ઉદારતાનો આ રીતે થતો દુરુપયોગને બંધ કરવા માટે આ ઠરાવ કરવામાં આવેલ છે.

સનાતની જ્ઞાતિ સુરક્ષિત રહે, એમના સાથે રમતો ન થાય એ સુનિશ્ચિત કરવા સતપંથીઓ માટે દિનાંક 14-May-2023 પછી સનાતની સમાજના દરવાજાઓ મહદ અંશે બંધ કરવામાં આવેલ છે. પણ આ નિર્ણયને યોગ્ય રીતે લચીલો બનાવવા જરૂરી છૂટછાટ પણ આપવામાં આવેલ છે. અગર કોઈ ગામના તમામ સતપંથીઓ સંપૂર્ણ રીતે સતપંથ છોડીને ગામની સતપંથની તમામ મિલકતો સાથે જો સનાતન સમાજમાં આવવા માંગતા હોય તો તેમને સમાવેશ કરવામાં આવશે, એવું ઠરાવેલ છે.

અમુક ખાસ કિસ્સામાં દરવાજા ખોલવાની સત્તા કેન્દ્રીય સમાજને આપેલ છે, જેના અંગે વધુ જાણકારી ઠરાવ ક્રમ 25ના અવલોકનમાં આપણે નીચે જોઈશું.

**<u>ઠરાવ 25 – માર્ગદર્શન અને છણાવટ કરવાનો અધિકાર બાબતે:</u>** આ ઠરાવમાં સનાતનીઓની માતૃ સંસ્થા એટલે કે શ્રી કેન્દ્રીય સમાજ (અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ)ને જ્ઞાતિના રીત રિવાજો અને નીતિ નિયમો અંગે જરૂર જણાય તો યોગ્ય માર્ગદર્શન અને છણાવટ કરવાનો અધિકાર આપેલ છે.

તેમજ સાચા / જેન્યુઇન (Genuine) કિસ્સામાં પૂરી તપાસ કર્યા બાદ, જો એવું લાગે કે સતપંથ અને એના ઇસ્લામી બીજને સંપૂર્ણ રીતે ત્યાગીને કોઈ પરિવાર સનાતનમાં આવવા માંગે છે અને તેની સહમતી ગામના સનાતની સમાજ તેમજ સનાતની લડવૈયા આગેવાનોની છે, તો બધી બાબતોની પૂરતી તપાસ કરી, યોગ્ય નિર્ણય કેન્દ્રીય સમાજ લઈ શકે, એના માટે નિયમોમાં યોગ્ય રીતે ફેરફાર કરવાનો અધિકાર કેન્દ્રીય સમાજને આપેલ છે. પણ આમ કરતી વખતે, જ્ઞાતિના નીતિ

નિયમોનો મૂળ મકસદ સચવાય અને એને કોઈ પણ રીતે નુકસાન ન થાય એવા રીતે નિયમોમાં ફેરફાર કરી શકાશે. માટે જુઓ તો દરવાજાઓ બંધ કર્યાની સાથે, યોગ્ય કિસ્સાઓમાં (Case to Case Basis) જરૂરત પ્રમાણે, દરવાજાઓ ખુલ્લા પણ કરી શકવાની સુંદર વ્યવસ્થા આ ઠરાવ મારફતે ગોઠવવામાં આવેલ છે.

આવો અધિકાર કેન્દ્ર સમાજને એટલા માટે આપવામાં આવ્યો છે કે કારણ કે છેલ્લા અમુક વર્ષોથી આપણે જોતા આવ્યા છીએ કે પીરાણા દ્વારા ખૂબ ભ્રામક પ્રચાર પદ્ધતિઓ અપનાવવામાં આવેલ છે. સતપંથને સનાતન કહેડાવવું, હિન્દુ સાધુઓના મોઢે સતપંથના વખાણ કરાવવા, ઈમામશાહનું નામ બદલી હંસતેજ રાખવું, સતપંથ હિન્દુ ધર્મ છે એવી ભ્રામક જાહેરાતો કરવી, થોડાજ દિવસો પહેલાં હાલ પીરાણામાં ઈમામશાહની કબરને સમાધિ રૂપ આપવું, સતપંથના સાધુઓનું સનાતનીઓના મંદિરોમાં જવું, એકતા-સંપ-સંગઠનની બનાવટી વાતો વગેરે કરીને સામાન્ય સનાતનીઓને મૂંઝવણમાં નાખવાના પ્રયત્નો કરવામાં આવે છે.

આવી અનેક રમતો રોજ-રોજ ચાલે છે. આવી જૂઠી વાતોથી મોટોમાં મોટા લોકો શિકાર બની જાય, તેનો એક ઉત્તમ દાખલો છે ઉમિયા માતાજી ઊંઝાનો એક હાલનો છે. કોઈ દબાણ, મજબૂરીમાં કે ભ્રમણામાં આવીને હાલ ઉમિયા માતાજી ઊંઝા દ્વારા 25-Jun-2024ના જાહેર સમાચારો પત્રોમાં જે જાહેરાત પ્રકાશિત કરેલ છે, જેમાં પૂરતી તપાસ કર્યા વગર સનાતનીઓને વિશ્વાસમાં લીધા વગર સતપંથીઓ તરફી નિવેદન બહાર પાડેલ. સનાતની કેન્દ્ર સમાજ દ્વારા તપાસ કરવા માટે સંપર્ક કરવાનો પ્રયત્ન કરેલ ત્યારે ઊંઝાના મંત્રી ફોન પર આવવાની હિંમત કરી શકતા નહોતા, એવું દેખાઈ આવ્યું. આ અંગે કેન્દ્ર સમાજે દિનાંક 28-Jun-2024નો ખુલ્લો પત્ર ઉમિયા માતાજી ઊંઝાને લખ્યો જેમાં એમની ષડયંત્રની પોલ ખોલી નાખી. તથા દિનાંક 13-Jul-2024ના કચ્છ મિત્ર સમાચાર પત્રમાં પણ “જાહેર જનતા જોગ ખુલાસો” પ્રકાશિત કરેલ છે.

તેમના તરફથી હાલ દિનાંક 25-Jun-2024ના એક તદ્દન ખોટી જાહેરાત જાહેર સમાચાર પત્રોમાં પ્રકાશિત કરેલ છે, જેનાથી અજાણ્યા લોકો 100% ભરમાય. આનો યોગ્ય પ્રત્યુત્તર કેન્દ્રીય સમાજે આપેલ છે. તેમાં દિનાંક 28-Jun-2024નો “જાહેર પત્ર” અને દિનાંક 13-Jul-2024ના કચ્છ મિત્ર સમાચાર પત્રમાં “જાહેર જનતા જોગ ખુલાસો” પ્રકાશિત કરેલ છે. આવી ભ્રામક પરિસ્થિતિનું સાચું આકલન કરી યોગ્ય નિર્ણય લેવાની ક્ષમતા બધાય લોકોમાં ન હોય. જે લોકો પાસે આવી શક્તિઓ છે એની સાથે સંકલનમાં રહી કેન્દ્રીય સમાજ યોગ્ય નિર્ણય લેવા માટે સક્ષમ હોવાના કારણે આ અધિકાર કેન્દ્રીય સમાજને આપવામાં આવેલ છે.

## વિભાગ ૩ – ભલામણ / માર્ગદર્શન

આ વિભાગમાં આપેલ માર્ગદર્શનોથી જ્ઞાતિને અમુક બાબતોમાં દિશા સૂચન વિષે જાણવા મળે છે. અમુક બાબતોમાં નિયમો ઘડવામાં કે તેનું પાલન કરાવવામાં મોટી મુશ્કેલીઓ નડતી હોય અથવા તો અનુકૂળ સમય પાક્યો ન હોય. એવી બાબતોમાં અહીં માર્ગદર્શન આપવામાં આવેલ છે. આવી બાબતોમાં કેવા નિર્ણયો લેવા જોઈએ એ અંગે લોકોને માર્ગદર્શન આપેલ છે. આમાં કૂલ 3 બાબતો છે. જે સહજ વાંચવાથી એના પાછળનો હેતુઓ સમજાઈ જાય એમ છે, માટે એના વિષે અહીં વધારે નથી કહેવું.

પણ ત્રીજા મુદ્દા વિષે એક વાત કહેવી જરૂરી છે. સંયુક્ત મિલકતો બાબતે. અહીં એ સમજવું જોઈ કે સતપંથ સમસ્યાનો કાયમી ઉકેલ ત્યારે આવશે કે જ્યારે સનાતન અને સતપંથ સમાજની સંયુક્ત મિલકતો પણ સંપૂર્ણ રીતે જુદી પડી જશે. એ દિશામાં જ્ઞાતિ આગળ વધે અને જ્યાં-જ્યાં શક્ય હોય, ત્યાં-ત્યાં લોકો પોત પોતાની સામાજિક કે સંસ્થાની મિલકતો અનુકૂળતાએ જુદી/સ્વતંત્ર કરતા જાય એવું માર્ગદર્શન આપેલ છે.

# 6. વિશ્લેષણ

## જ્ઞાતિના રીત રિવાજ વિષે

જ્ઞાતિના રીત રિવાજોને લેખિત રૂપે ઘડવાનો ઇતિહાસ લગભગ 80 વર્ષો જૂનો છે. જ્ઞાતિ સુધાર કાર્યમાં આ રીત રિવાજોની કેવી મોટી પાયાની ભૂમિકા રહી છે, એ આપણે આ લેખમાં અગાઉ જોયું.

**નાનામાં નાનો વર્ગ પાળી શકે:** અહીં જે આર્થિક બાબતે ન્યૂનતમ માપદંડ (Standard) રાખેલ છે એને લોકો એને ધ્યાનમાં રાખીને વ્યવહાર કરે એવી જ્ઞાતિ અપેક્ષા રાખે છે. આ માપદંડથી વધારે વ્યવહાર કરવાની માંગ કોઈ પણ ન કરી શકે, એ વાત એકદમ સ્પષ્ટ છે. માટે આ મહત્વનો નિયમ છે. નાનામાં નાનો વર્ગ આ નિયમને પાળી શકે, એનું ખાસ ધ્યાન રાખીને આ માપદંડ નક્કી કરવામાં આવ્યા છે.

**નિયમો ન પાળે તો શું:** અજાણતામાં અમુક લોકો પ્રશ્ન કરતા હોય છે કે આવા નિયમોને બધા ક્યાં પાળે છે? જો કોઈ પાળે નહીં, તો એના સામે સમાજ શું કરે? એવા પ્રશ્નો કરે છે. જ્ઞાતિના રીત રિવાજો એક એવી ધુરી છે જેને કેન્દ્રમાં રાખી સામાજિક રીતે લોકો એક બીજા સાથે જોડાયેલા હોય છે. સમાજે નક્કી કરેલ ધોરણોથી લોકોને દિશા સૂચન મળે છે. કેવો વ્યવહાર થશે કે કરવો પડશે એનો ખુલાસો હોય છે. પ્રસંગોમાં કયા રિવાજો આવકાર દાયક અને કયા રિવાજો તિલાંજલિ આપવા જેવા છે, એ ખબર પડે છે. જો આ દિશા સૂચન ન હોય, તો બધાજ મન મરજી પ્રમાણે વર્તે અને કોણ જાણે નવા રિવાજોના નામે કેવી-કેવી કુપ્રથાઓ પ્રસ્થાપિત થતી જાય. જે બધાના હિતમાં નથી.

સમાજ પાસે કોર્ટ કે પોલીસ જેવી વ્યવસ્થા નથી, એ વાત પણ આપણે ધ્યાનમાં રાખવી જોઈએ. માટે સમાજ પાસે નિયમોનું ચુસ્ત પાલન કરાવવા માટે સીમિત વિકલ્પો હોય છે. સમાજ પાસે જાગૃતિ, ભલામણ, સમજાવટ અને અસહકાર જેવા સાધનો હોય છે. જેની ભલે ગતિ ધીમી હોય, પણ અસરકારકતા સચોટ હોય છે. જે પરિવારો સંતુલનમાં, બંને પક્ષની સહમતીથી, જ્ઞાતિમાં ખોટો સંદેશ ન જાય એનું ધ્યાન રાખીને, રીત રિવાજો પાળે છે, એ પરિવારોનું ભાવિ ઊંજળું રહે છે. આવા સારા સંસ્કારોની સારી અસર એમની ભાવિ પેઢી પર પણ પડતી હોય છે. માટે જ્ઞાતિના રીત રિવાજો પાળવા એ મોટા વર્ગના પરિવારો માટે પણ ખૂબ જ લાભ દાયી છે.

**પ્રત્યક્ષ/દેખીતો સ્પષ્ટ લાભ:** આવા નિયમોના કારણે આજે ક. ક. પા. સનાતની જ્ઞાતિમાં દહેજ જેવા દૂષણો નથી. લગ્નમાં દીકરી પક્ષને નીચા બતાડવા માટે દીકરા પક્ષ દ્વારા કરવામાં આવતા ખોટા નાટકો, જે અમુક અન્ય જ્ઞાતિઓમાં જોવા મળે છે, એ આપણી જ્ઞાતિમાં નથી. આવા નિયમો થકી આપણે જ્ઞાતિમાં દીકરીઓ માટે, અને પરિણામે દરેક પરિવારો માટે, ખૂબ સુંદર વાતાવરણ ઊભું કરી શક્યા છીએ. આપણને ખબર છે કે આપણી દીકરી જ્ઞાતિમાં જ્યાં પણ પરણીને જશે, ત્યાં એને માન, સન્માન, સુરક્ષા અને સ્વમાન મળશે. જે સુખી જીવનનો મૂળભૂત આધાર છે. આપણાં આ રીત રિવાજોથી અન્ય જ્ઞાતિઓ પણ પ્રેરણા લે છે અને આપણને આદરની નજરથી જોવે છે. માટે આ રીત રિવાજો આપણાં માટે જરૂરી તેમજ ખૂબ જ ગૌરવદાયી છે.

**દૂરદર્શિતા:** સમૂહ લગ્ન વિષે, વર્ષ 1960માં પસાર કરેલ જ્ઞાતિ રીત રિવાજોમાં સમૂહ લગ્ન યોજવા એવો ઠરાવ (ક્રમ ૯) પાસ કરવામાં આવેલ હતો. એ આપણાં સનાતની આગેવાનોની દૂરદર્શિતા દર્શાવે છે. ભલે એને મૂર્તિમંત થતાં બીજા બે દાયકાઓ લાગ્યા, પણ જ્ઞાતિએ પોતાની દિશા 1960માં નક્કી કરી લીધી હતી. શરૂઆતમાં લોકોને વાત ગળે ઉતરી ન હોય, પણ ધીરે-ધીરે લોકો સ્વીકારવા અને પાળવા લાગ્યા. કહેવાનો આશય અહીં એ છે કે, જ્ઞાતિની દિશા નક્કી કરેલ હોય, તો એનો લાભ અવશ્ય મળે છે, એનો આ દાખલો છે.

## જ્ઞાતિના નીતિ નિયમો વિષે

કોઈ પણ જ્ઞાતિ કે સમાજ ધર્મ વિહોણો ન હોઈ શકે. સમાજ અને ધર્મ એક સિક્કાની બે બાજુઓ છે. સમાજ હોય ત્યાં ધર્મ હોય છે અને ધર્મ હોય ત્યાં સમાજ હોય છે. કોઈ કહે કે હું નાસ્તિક છું, તો નાસ્તિકતા પણ એક ધર્મ છે. માટે ધર્મ વિહોણો સમાજ કે જ્ઞાતિ હોતી નથી. જ્ઞાતિ કે સમાજનું અસ્તિત્વ જેના પર નિર્ભર હોય એવી સામાજિક અને ધાર્મિક બાબતોને આવરી લેતા જરૂરી સુધારાઓ આ વિભાગમાં કરેલ છે. તેમાં ખાસ કરીને સતપંથ સમસ્યાથી જ્ઞાતિને મુક્ત કરવા માટેનો મુદ્દો અહીં આવરી લેવામાં આવેલ છે.

**<u>500 વર્ષોની પીડા:</u>** સતપંથની સમસ્યાથી જ્ઞાતિ છેલ્લા 500 વર્ષોથી પીડાઈ રહી છે. તેમાં લગભગ 200 વર્ષો તો પહેલી સનાતની જાગૃતિને થયા છે. છેલ્લા 100 વર્ષોથી પણ વધારે સમયથી સતત સનાતની ક્રાંતિ ચાલી રહી છે, જેના થકી ક. ક. પા. સનાતની જ્ઞાતિનો પાયો પડ્યો અને સનાતની સમાજ ઊભો થયો.

**<u>ઘરવાપસી માટે ખૂબ લાંબો સમય આપવામાં આવ્યો:</u>** પહેલાં અજાણતામાં લોકો સતપંથમાં ફસાયા હતા. પણ આજે 100-100 વર્ષો થઈ ગયા સનાતની ક્રાંતિ અને ઘરવાપસીને. તેમ છતાં જો આજે અમુક લોકો એવું કહેતા હોય કે ધર્મ પરિવર્તન રાતોરાત ન થાય એને સમય લાગે, તો એમને કહો કે 200 વર્ષો અને તેમાંય ખાસ 100 વર્ષો કઈં ઓછા નથી. આવા લોકોને બીજા 500 વર્ષો આપશો તોય ઓછા પડશે. સાફ છે કે આવી વાતો માત્ર સમય ઠેલીને પોતાનું અસ્તિત્વ સતપંથમાં ટકાવી રાખવા માટેના ખોટા બહાનાઓ છે.

**<u>સાચી શ્રદ્ધાનો અભાવ:</u>** આજે પ્રશ્ન અજ્ઞાનતાનો નથી પણ સાચી શ્રદ્ધાનો છે. જો આ લોકોની શ્રદ્ધા ખરેખર સનાતનમાં હોય, તો એમના લાખો ભાઇઓની જેમ સતપંથને છોડી સનાતની બનવાથી એમને કોણ રોકી રહ્યું છે? નિષ્ઠા સાચી હોય, તો બધાજ રસ્તાઓ નીકળે. નહીં તો સતપંથ ન છોડવાના હજારો બહાનાઓ મળી જાય.

સતપંથીઓ તરફી જાહેર જનતામાં એવો પ્રચાર કરવામાં આવે છે કે કઈં ભારતમાં અરબ દેશોથી મુસલમાન આવડી મોટી સંખ્યામાં ભારત નથી આવ્યા. આતો અહીંના જ હિન્દુઓ છે જે મુસલમાન બની ગયા છે. ભૂતકાળમાં દબાણ કે કોઈ મજબૂરીના કારણે મુસલમાન બનેલા લોકોને તે વખતના હિન્દુઓએ પાછા હિન્દુ સમાજમાં ભળાવ્યાં નહીં, તેનું પરિણામ છે કે આજે ભારતમાં મુસલમાનોની સંખ્યા આવડી વધી ગઈ છે. માટે તમે સતપંથનો વિરોધ ન કરો. પણ ઊંડાણથી વિચાર કરશો તો ખ્યાલ આવશે કે આ દાખલો સતપંથ માટે ફિટ/યોગ્ય નથી. અહીં છેલ્લા 100 વર્ષોથી સનાતની સમાજ સતપંથીઓને કોઈ પણ શરત વગર, પૂરા માન-સન્માનથી સ્વીકારે છે. ઉપરના દાખલામાં હિન્દુ સમાજ સ્વીકારતો નહોતો, પણ અહીં તો સતપંથીઓને પ્રેમથી સ્વીકારવામાં આવે છે. તો પછી સતપંથીઓ સનાતન સમાજમાં કેમ ભળતા નથી? જો એમની સાચી શ્રદ્ધા સનાતન ધર્મમાં છે તો પછી સતપંથ કેમ છોડતા નથી? અને જો સતપંથ નથી છોડતા તો પછી એમની શ્રદ્ધા સનાતન ધર્મમાં તો નથી. માત્ર સનાતની હિન્દુ હોવાનું લેબલ જોઈએ છે.

**<u>દરવાજા બંધ કરવાનો સમય પાકી ગયો:</u>** આ લેખમાં અગાઉ ઉપર જણાવેલ "જ્ઞાતિની ધાર્મિક અને આર્થિક પરિસ્થિતિ" તેમજ "મક્કમ અભિગમ પાછળના કારણો" પ્રકરણમાં જણાવેલ મુદ્દાઓનો અભ્યાસ કરીશું તો જણાશે કે સનાતની જ્ઞાતિ પોતાની ઘરવાપસીનું કાર્ય પૂર્ણ કરવા માટે દરવાજા બંધ કરવાનું જે પગલું ભર્યું છે એ પગલાં માટે સમય પાકી ગયો છે, તેમજ ખૂબ અનુકૂળ પણ છે. માટે હવે વધારે સમય આપીને મોડું કરવું એ સનાતની જ્ઞાતિના હિતમાં નથી.

**<u>ખુલ્લા દરવાજાઓની ઊલટી અસર:</u>** હિન્દુઓના ઘરવાપસીના પ્રયત્નો સામે વિધર્મીઓ પણ લોકોને પોતાના ધર્મમાં ખેંચી લેવા સતત પ્રયત્નો કરે, એ સ્વભાવિક છે. માટે જરૂરી છે કે એક વખત જ્ઞાતિનો બહુ મોટા વર્ગની ઘરવાપસી થઈ જાય, ત્યારે એ દરવાજાઓ બંધ કરવાના. નહીં તો દરવાજાઓ જેના માટે ખુલ્લા રાખવામાં આવેલ હોય એનો દુરુપયોગ કરી, એજ દરવાજાઓથી લોકોને ફરીથી વિધર્મ તરફ ખેંચી લઈ જવાના પ્રયત્નો થાય.

**દરવાજાઓ અનિયંત્રિત રીતે ખુલ્લા રાખવાથી નુકસાન:** કોઈ પણ જ્ઞાતિમાં બધાજ લોકો એક સાથે ઘરવાપસી કરે એ શક્ય નથી. જે લોકો સતપંથના વહીવટમાં હોય, એમના પ્રચારકો હોય કે જેમને સતપંથમાંથી આર્થિક કે અન્ય બાબતે લાભ મળતો હોય, એ લોકો કોઈ દિવસ સતપંથ છોડે નહીં અને બીજાને સતપંથ છોડવા આપે નહીં. એના માટે લોકોની મતિ ભ્રમિત કરવામાં આવે, ફોસલાવવામાં આવે, લાલચો આપવામાં આવે, ખોટો અહમ ઊભો કરવામાં આવે. કોઈકને શ્રદ્ધા કે અંધશ્રદ્ધા હોય કે ભલે સૈયદ ઈમામશાહ ઉર્ફે હંસતેજ મુસલમાન છે પણ અમને ફળે છે, તો કોઈકની ખરે ખર ઇસ્લામમાં જ શ્રદ્ધા હોય. આવા લોકોને ગમે તેટલો સમય આપો, એ સનાતનમાં નથીજ આવવાના. કદાચ કોઈ દબાણ વશ આવે તો પણ સનાતન સમાજમાં આવીને એ નુકસાન જ કરે. માટે હવે દરવાજાઓ ખુલ્લા રાખવાથી સનાતન ધર્મને કોઈ લાભ નથી પણ ઊલટું નુકસાન જ છે.

**ઘરવાપસીની જવાબદારી માત્ર સનાતનીઓની નથી:** સેંકડો વર્ષોથી (500 વર્ષોથી) સતપંથ સમસ્યાને લઈને સનાતનીઓ યાતનાઓ ભોગવી રહ્યા છે, એનો અંત લાવવો જરૂરી છે. સતપંથીઓની ઘરવાપસી સનાતનીઓની કિંમત પર તો ન જ થઈ શકે. સતપંથીઓની ઘરવાપસી થવી એ જરૂરી છે, પણ એની જવાબદારી ફક્ત સનાતનીઓની નથી પણ સતપંથીઓની મુખ્ય છે.

**ઘરવાપસીની લડાઈ સતપંથ સમાજમાં શરુ થઈ:** હવે સમયની માંગ છે કે સતપંથ સમાજમાં અંદરથી ઘરવાપસીની લડાઈ ચાલુ થાય. એક રીતે જુવો તો, દરવાજાઓ બંધ કરીને સતપંથ અંગે ઘરવાપસીની લડાઈ સનાતન સમાજથી કાઢીને સતપંથ સમાજમાં દાખલ થઈ ગઈ. હવે પછી સનાતની સમાજનો કીંમતી સમય અને શક્તિઓ બચાવી, સમાજ સુરક્ષિત કરી, આ લડાઈ સતપંથ સમાજની અંદર શરુ થઈ છે. હવે બહારથી રહીને સતપંથીઓને ખરા અર્થમાં સતપંથ અને એના ઇસ્લામી બીજને છોડવા માટે પ્રેરિત કરવાના છે.

**મવાળો (સમાજ દ્રોહીઓ) પર અંકુશ:** તેમજ મવાળો (સમાજ દ્રોહી)ને સમાજમાં માથાકૂટ કરવા અને સમાજનો વિકાસ અટકાવવાની તકોને ખતમ કરવું પણ ખૂબ જરૂરી છે. સનાતની સમાજોને સતપંથના વિવાદોથી કાયમી ધોરણે મુક્ત કરવા માટે દરવાજા બંધ કરવા એ ખૂબ સારું પગલું છે. સનાતની જ્ઞાતિના ઇતિહાસમાં આ એક ગૌરવ ભેર ઐતિહાસિક પગલું છે, જેનું ભાવિ પેઢી પર ખૂબ સારું પરિણામ આવશે.

**પરિણામો મળવામાં સમય લાગશે:** આપણે સમજીએ છીએ કે આના પરિણામો રાતોરાત નહીં આવે પણ ધીરે-ધીરે સમય જતા સો ટકા સારા પરિણામ આવશે. દાખલા તરીકે વર્ષ 1977માં જ્ઞાતિ રીત રિવાજની કલમ 18 જેમાં દફનવિધિ બંધ કરવાનો નિર્ણય લેવાયો હતો, ત્યારે શુરૂઆતમાં જ્ઞાતિમાં આ બાબતે થોડો અણગમો હતો અને વિરોધ થયો. પણ આજે એ નિર્ણય મહદ અંશે પળાય છે. દિશા સૂચન સ્પષ્ટ હોવાથી ધીરે-ધીરે લોકો આ નિયમ પાળવા લાગ્યા.

**દરવાજાઓ બંધ કરવાના સારા પરિણામો:** દરવાજા સંભવિત બંધ કરવાની ઘોષણા સૌથી પહેલાં દી. 12-Aug-2022ની સામાન્ય સભામાં કરવામાં આવી હતી. ત્યાર પછી પીરાણામાં ઘણા ફેરફારોમાં બહુ મોટો વેગ આવ્યો દી. 15-Jul-2023ના ઈમામશાહનું નામ બદલીને હંસતેજ રાખવું અને દરગાહને મંદિર નામ આપવું, દી. 26-Feb-2024ના મહાદેવ અને હનુમાનનું મંદિર ઊભું કરવું, દી. 07-May-2024ના ઈમામશાહની કબરને સમાધિનું રૂપ આપવું વગેરે. પીરાણામાં કરવામાં આવેલ આવા ફેરફારોથી સાબિત થાય છે કે સનાતનીઓ દ્વારા દરવાજા બંધ કરવાના નિર્ણયથી પીરાણાને હિન્દુ તરફી ફેરફારો કરવા પર મજબૂર થવું પડ્યું છે. એ લોકો સ્વીકારે કે ન સ્વીકારે, પણ વાસ્તવિકતા સાફ છે. જે કામ સેંકડો વર્ષોથી નહોતું થતું, એ કામ સનાતનીઓના દરવાજા બંધ કરવાના કડક નિર્ણયથી થયું છે. અહીં એક વાત કરવી ખૂબ જરૂરી છે કે સનાતનીઓ ખૂબ સારી રીતે સમજે છે કે આ ફેરફારો ફક્ત બાહ્ય છે, સતપંથનું ઇસ્લામી બીજ નિકાળવા માટેના આ ફેરફારો નથી. એટલે કોઈ માણસ આવા ભ્રામક ફેરફારોથી છેતરાશો નહીં, એની ખાસ ચેતવણી રાખજો.

આ ઘટનાઓ એ પણ સાબિત કરે છે કે સનાતન બાબતની લડાઈ સતપંથ સમાજની અંદર શરૂ કરાવવામાં સનાતની મોહિમ સફળ થઈ છે. માટે વાત અહીં એ છે કે દરવાજા બંધ કરવાના નિર્ણયથી સતપંથ જ્ઞાતિમાં મોટા હિન્દુ તરફી ફેરફારો (ભલે દેખાવ પૂરતા હોય) કરવાની ફરજ પડી છે, જે દરવાજા બંધ કરવાના નિર્ણયની સાર્થકતાનું સૌથી મોટું પ્રમાણ છે.

**ફેરફારો દેખાવ પૂરતા નહીં પણ વાસ્તવિક ઘરવાપસી માટે હોવા જોઈએ:** સતપંથ સમાજમાં સનાતનનો ઝંડો બુલંદ થતો આપણે જોઈ રહ્યા છીએ. કેટલા ફેરફારો સાચા છે, કેટલા માત્ર દેખાવ પૂરતા છે, કેટલા છેતરવા વાળા છે, એના પર સનાતનીઓ બારીકાઈથી નજર રાખી રહ્યા છે અને યોગ્ય સમયે, યોગ્ય નિર્ણય લેશે, એ કહેવાની જરૂરત નથી. સતપંથીઓના હવે પછીના નીચે જણાવેલ વ્યવહારો પરથી એમની ભવિષ્યની દિશા સમજાશે.

- શું એ લોકો સતપંથના તમામ શાસ્ત્રોને તિલાંજલિ આપશે (સુધારા નહીં, ભાષાંતર નહીં – સંપૂર્ણ રીતે રદ્દ) અને તેની જગ્યાએ ગીતા પ્રેસ ગોરખપુર દ્વારા પ્રકાશિત શુદ્ધ સનાતન હિન્દુ ધર્મના શાસ્ત્રો પળાશે?
- શું ઈમામશાહને સંપૂર્ણ રીતે કાઢી નાખશે? (એનું બદલેલું નામ હંસતેજના નામે પકડી નહીં રાખે ને?)
- શું મુસલમાન મૌલા અલી (નિષ્કલંકી નારાયણ)ને સતપંથમાંથી વિદાય આપશે?
- શું સનાતન સમાજ તરફ એમનું વૈમનસ્ય છોડશે? (તમામ કોર્ટ કેસો બિન શરતી પાછા ખેંચશે? અને જે જે સનાતનીઓની સંસ્થાઓ અને મિલકતો પર ખોટો કબજો મેળવેલ છે, એ પાછી આપશે?)
- એકતા-સંપ-સંગઠનના નામે સનાતનીઓને ઉશ્કેરી સતપંથીઓ જોડે સામાજિક અને ધાર્મિક કાર્યક્રમ ગોઠવવાની રમતો ક્યારે બંધ કરશે?
- સતપંથની સામાજિક અને ધાર્મિક મિલકતો સનાતન સમાજમાં ભળાવ્યા સિવાય ખરી એકતા ન થઈ શકે. એટલે આ કાર્ય ક્યારે કરશે?

**આશા અને અપેક્ષા:** આજે ભલે દરવાજા બંધ કરી રહ્યા છીએ પણ ખાતરી છે કે કાલે સતપંથી લોકોમાંથી જ ભગવાન લક્ષ્મીનારાયણ ફરી પ્રગટ થશે અને ફરીથી સનાતન ચળવળ એમનાંમાં જાગશે. સાચી વાત સમજાશે ત્યારે એમાંથી જ પીરાણા સતપંથનો વિરોધ જરૂર એક દિવસ થશે.

ભલે સનાતન જ્ઞાતિના દરવાજા બંધ કર્યા છે, પણ સામાન્ય સતપંથીઓ માટે સદભાવના દરવાજા બંધ નથી કર્યા. આ લેખના માધ્યમથી કોઇની પણ, તેમજ સતપંથ સમાજ, તેના સામાન્ય લોકો, કે એમના બધાજ આગેવાનો કે બધાજ સાધુઓને ઉતારી પાડવા, બદનામ કરવા કે એમની લાગણીઓ દુભાવવાનો કોઈ પ્રયાસ કરવાનો આશય નથી. માત્ર અમારા વિચારો વ્યક્ત કરેલ છે. સતપંથ સમાજમાં સનાતન ધર્મ પ્રત્યે સાચી જાગૃતિ આવે અને ઇસ્લામી બીજનો સંપૂર્ણ ત્યાગ કરે શુદ્ધ સનાતની બને એવો સદભાવ છે અને એના માટે એમને શુભેચ્છા પણ છે.

**ફળશ્રુતિ - વિકાસની નવી લહેરના મંડાણ:** એમાં કોઈ શંકા નથી કે ક. ક. પા. જ્ઞાતિના ઘરવાપસીના ઇતિહાસમાં સતપંથીઓ માટે દરવાજા બંધ કરવાનો નિર્ણય એક મહત્વનું સીમાચિન્હ સાબિત થશે. સફળ ઘરવાપસીનું આ છેલ્લું પગથિયું છે. કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ આ છેલ્લા પગથિયાંને પણ સફળતાપૂર્વક પાર કરીને સમસ્ત હિન્દુ સમાજને સાચા અર્થમાં ગૌરવવંત કરશે. આવું કરીને ભારતમાં, પોતાની મેળે કોઈ જ્ઞાતિઅંદરથી વિધર્મ સામે લડી હોય અને ખરા અર્થમાં ઘરવાપસી પરિપૂર્ણ કરી હોય એના દાખલાઓ જૂજ હશે. એમાં કચ્છ કડવા પાટીદાર સનાતન જ્ઞાતિનો દાખલો હવે પછી મોખરે રહેશે, એ સ્પષ્ટ છે.

સનાતન સમાજમાં હજી કેટલા દિવસ સતપંથીઓને છાવરવાની નીતિ અપનાવવી? સહન કરવાની પણ એક સીમા હોય છે, જેણે બહુ પહેલાં ઓળંગાઈ જવાયું છે. આ નીતિ નિયમો દ્વારા ઘરવાપસીના દરવાજાનો થતો દુરુપયોગ, સનાતનીની લાગણીઓની અવહેલના અને એમની ઉચ્ચ ભાવનાઓ અને લાગણીઓની સતત થતી ઉપેક્ષા તેમજ સનાતનીઓનો વિકાસને રૂંધાઇ ન રહે એ માટે દરવાજાઓ ઉપર યોગ્ય અંકુશ મૂકવામાં આવ્યો છે. સાથે ખાસ યોગ્ય કિસ્સાઓ પૂરતા,

સતપંથ છોડી દીધાની સંપૂર્ણ ખાતરી કર્યા બાદ જ, જરૂર જણાય તો નિયંત્રણ પૂર્વક (Case to Case Basis) દરવાજો ખોલવા માટે જે નિયમ ઘડ્યો, એ ખરેખર સનાતનીઓની સૂઝબૂઝ અને દીર્ઘ દૃષ્ટિનો પરિચય આપે છે. જે ઉજ્જવળ સમાજ નિર્માણ માટે જરૂરી છે.

આ કાર્યને સરળ અને વેગવંતું બનાવવા, વિધર્મીઓ દ્વારા સરકારી વગ અને કાયદાકીય આંટીઘૂંટીનો ગેરલાભ લઈને સનાતનીઓનો વિકાસ અટકાવવાની શક્યતા ખૂબ ઓછી કરવા એવી વ્યવસ્થા ઊભી કરી રહ્યા છે, જે આજના જમાનાના અનુરૂપ આધુનિક સંગઠન / સંસ્થા હોય. જેના અંગે યોગ્ય સમયે જાહેરાત કરવામાં આવશે.

ઉપર જણાવેલ તમામ બાબતોનો સાર એ છે કે પ્રથમ સનાતની અધિવેશનની મુખ્ય ફળશ્રુતિ તરીકે કચ્છ કડવા પાટીદાર સનાતની જ્ઞાતિની સંપૂર્ણ રીતે ઘરવાપસી સુનિશ્ચિત કરવા માટે, ઘરવાપસી પ્રક્રિયાના છેલ્લા તબક્કાનું છેલ્લું ચરણ – 2, એટલે ઇસ્લામી માનસિકતાથી મુક્ત કરવું અને યુક્તિ પૂર્વક દરવાજાઓ બંધ કરવાની સાથે જરૂરી કિસ્સાઓમાં નિયંત્રણ પૂર્વક ખોલી પણ શકાય એવી વ્યવસ્થા ગોઠવેલ છે. એમાં કોઈ શક નથી કે આવું થવાથી સનાતનીઓ વધુ મજબૂત બનશે, વધુ સુરક્ષિત રહેશે અને સનાતની જ્ઞાતિમાં વિકાસની નવી લહેર આવશે.

જય લક્ષ્મીનારાયણ. જય મા ઉમિયા. જય સનાતન.



# કચ્છ કડવા પાટીદાર સનાતની જ્ઞાતિ અધિવેશન

નખત્રાણા-કચ્છ

તા. ૧૪-૦૫-૨૦૨૩

# જ્ઞાતિ રીત રિવાજો

## પૃષ્ઠભૂમિ

હિન્દુ ધર્મમાં જેવી રીતે મહાકુંભ મેળાનું મહત્વ છે આપણી જ્ઞાતિમાં પણ તેવું જ મહત્વ અધિવેશનનું છે. દર બાર વર્ષે યોજાતા મહાકુંભમાં ભારતભરના ધર્માચાર્યો, સંતો, ઋષિઓ, મહર્ષિઓ કોઈ પવિત્ર સ્થળે ભેગા મળી હિંદુ ધર્મની પ્રવર્તમાન આધ્યાત્મિક સ્થિતિનું ચિંતન અને સમીક્ષા કરે છે. જરૂર જણાય ત્યાં ફેરફારો કરી ધર્મને ચેતનવંતો બનાવવાના પ્રયત્નો કરે છે. ભારત વર્ષના સાધુ-સંતો ૧૨ વર્ષનું ભાથુ આપીને આધ્યાત્મિક ક્ષેત્રે સુસજ્જ કરી શ્રેષ્ઠ ભારતના નિર્માણ માટે સૌને પ્રેરણા આપે છે. તેવી જ રીતે આપણી સમાજમાં પણ દર ૧૦-૧૨ વર્ષે જ્ઞાતિનું અધિવેશન યોજાય છે. એક પ્રકારે આ પણ આપણી સમાજનો મહાકુંભ જ છે. તેમાં સમયની માંગ પ્રમાણે સમૂહ ચિંતન અને સમીક્ષા કરી રીતિ રિવાજોમાં જરૂરી ફેરફાર કરવામાં આવે છે.

યોગ્ય સમયે લીધેલા નિર્ણયો ભવિષ્યને ઉજ્જવળ અને સોનેરી બનાવે છે. સમાજમાં સમજદાર વડીલો, યુવાનો અને નારી શક્તિએ સમાજના સર્વાંગી ઉત્કર્ષ માટે લીધેલ નિર્ણયોનું સમયાંતરે અવલોકન અને મૂલ્યાંકન થાય એ સમાજ હંમેશા પ્રગતિ અને સમૃદ્ધિ તરફ નિરંતર ગતિ કરતો રહે છે.

જ્ઞાતિના ઠરાવો ઘડવા પાછળના કારણો જોઈશું તો ખ્યાલ આવશે કે એ એવા રિવાજો વિશે છે જે આપણી જ્ઞાતિમાં એક્વાયક્તા તો લાવે જ છે પણ સાથે સાથે જ્ઞાતિમાં સંપ-સંગઠન-એકતા વધારવા માટે એને એવી રીતે ઘડવામાં આવ્યા છે કે જ્ઞાતિનું નાનામાં નાનું ઘર આ ઠરાવોને સ્વમાન અને ગૌરવ ભેર પાળી શકે, અને કોઈ વધુ ઉદાર ચિત્તે વ્યવહાર કરે તો તેને અતિશયોક્તિની સીમાનું ભાન પણ કરાવે છે. આ ઠરાવો પાળવાના તો છે જ. એમાં કોઈ બેમત નથી. પણ શબ્દસઃ પાલનની અપેક્ષાએ ઠરાવો પાછળનો ઉચ્ચ ભાવ અને ઉદ્દેશો સચવાય એ વધારે મહત્વનું છે. આ ઠરાવોથી આપણને ખબર પડે કે આપણાં પ્રસંગોના કયા પડાવે /વખતે કેટલો અને કેવો વ્યવહાર કરવો જોઈએ.

### ઠરાવ નંબર ૧ : જ્ઞાતિના રીત રિવાજોના ઠરાવો અંગે

કચ્છ કડવા પાટીદાર સનાતન જ્ઞાતિની આગેવાનીમાં અગાઉ છેલ્લી વખત તા.૧૨-મે-૨૦૧૦ના પંચમ અધિવેશનમાં જ્ઞાતિ રીત રિવાજોના ઠરાવો પસાર કરેલ હતા. સમય, પરિસ્થિતિ અને સંજોગો અનુસાર આ રીત રિવાજોમાં બદલાવ કરવાની જરૂરત જણાઇ રહી છે. જે આજે તારીખ ૧૪ મે-૨૦૨૩ ના રોજ સવારે ૯:૦૦ કલાકે કચ્છ કડવા પાટીદાર સનાતન જ્ઞાતિના પહેલા અધિવેશનમાં સમયોચિત જરૂરી સુધારા વધારા તેમજ નવા ઠરાવો કરવાની આથી જ્ઞાતિજનો મંજૂરી આપે છે. જે એજ દિવસથી અમલમાં આવશે.

### ઠરાવ નંબર ૨ : બોલામણા સંબંધે

(૧) બાળકના જન્મ પછી બોલાવવાના પ્રસંગે બાળકની માતાના સગા ભાઈ-બહેનો તથા કાકાઈ ભાઈઓને જવાનું રહેશે.

(૨) આવા પ્રસંગે એકટાણાથી વધુ રોકાવું નહીં.

(૩) મર્યાદિત સંખ્યામાં જવું.

## ઠરાવ નંબર ૩ : પછેડો / જીયાણું આપવા સંબંધે

(૧) દીકરીને ત્યાં બાળક જન્મ નિમિત્તે પછેડો બંને પક્ષોની અનુકૂળતા પ્રમાણે આપવો.

(૨) વિવેક બુદ્ધિથી મર્યાદિત સંખ્યામાં જવું,

**નોંધ :** ઠરાવ નં. ૨ અને ૩ માં સમાવિષ્ટ પ્રસંગો શક્ય હોય ત્યાં સુધી સાથે યોજવા

## ઠરાવ નંબર ૪ : સગપણ કરવા સંબંધે

(અ) બાળકોની તદ્દન નાની વયે સગપણ કરવા નહીં. સગપણ કરવા માટે વય મર્યાદા નીચે મુજબ રહેશે.

(૧) છોકરાની વય ઓછામાં ઓછી ૨૦ વર્ષ

(૨) છોકરીની વય ઓછામાં ઓછી ૧૭ વર્ષ

**નોંધ :** ચાલુ અભ્યાસ દરમ્યાન પણ સગપણ થઈ શકશે.

(બ) સગપણ કરતી વખતે દીકરાના માવિત્રોએ નીચે મુજબની વસ્તુઓ આપવી.

(૧) સોપારી નંગ-૧.

(૨) ટોપરા અથવા નાળિયર નંગ-૨ અને મીઠાઈ

(૩) ઉમિયા માતાજી અથવા લક્ષ્મીનારાયણ ભગવાનનો ચાંદીનો સિક્કો.

**નોંધ :** ઉપર જણાવેલ સિવાય કોઈ લેતી દેતી કરવી નહીં.

(ક) બને ત્યાં સુધી સામ સામે સગપણ કરવા નહીં.

(ડ) સોપારી સગપણ થયા બાદ, તદ્દન અનિવાર્ય અને પ્રતિકૂળ સંજોગો સિવાય થયેલ સગપણ ફોક કરવું જોઈએ નહીં.

## ઠરાવ નંબર ૫ : સગાઈ (ટીલા - ચાંદલા વિધિ) સંબંધે

સગાઈ (ટીલા) સંબંધે દીકરાના માવિત્રોએ નીચે મુજબની વસ્તુઓ આપવી

(૧) કપડાની જોડી – ૧

(૨) ગોળ અથવા મીઠાઇ

(૩) શુભ શુકનના રૂપિયા ૫૦૧ રોકડા આપવા

(૪) પગના સાંકળા જોડી ૧

(૫) નાકની સળી હેમની નંગ ૧

(૬) આ પ્રસંગે વિવેક બુદ્ધિથી મર્યાદિત સંખ્યામાં જવું

(૭) એક ટાણાથી વધારે રોકાવું નહીં (અતિદૂરના સ્થળેથી આ પ્રસંગે આવનારે અનુકૂળતા મુજબ વર્તવું.

(૮) પ્રિવેડિંગ, રીંગ સેરેમની જેવી ખોટી પ્રથા આપણી સંસ્કૃતિને અનુરુપ ના હોતા તે સદંતર બંધ કરવી. આનું ઉલ્લંઘન સામાજિક ગુન્હો ગણાશે.

**નોંધ ૧ :** ઠરાવ નંબર ૪ અને ૫ ના પ્રસંગો શક્ય બને ત્યાં સુધી સાથે જ ગોઠવવા

**નોંધ ૨ :** હસ્ત મેળાપના દિવસે ટીલા – ચાંદલા વિધિ ટાળવી.

## ઠરાવ નંબર ૬ : તહેવારના લાગા સંબંધે

સગપણ થયા પછીના પ્રથમ વર્ષે આવતા તહેવારોમાં દીકરાના માવતરે પુત્રવધૂને લાગા (સપેતરુ) દિવાળી, હોળી, જન્માષ્ટમી વગેરે તહેવારો પર યોગ્ય મીઠાઈઓ આપવી.

## ઠરાવ નંબર ૭ : લગ્ન લખવા તથા વધાવવા સંબંધે

(૧) લગ્ન લખતી વખતે કન્યા પક્ષે લગ્નપત્રિકાના પુડામાં શુભ શુકન તરીકે રૂ. ૧૦૦ મુકવા.

(૨) લગ્ન વધાવતી વખતે વર પક્ષે શુભ શુકન તરીકે રૂ. ૧૦૦ આપીને લગ્ન વધાવવું.
(૩) લગ્ન પત્રિકા વધાવવા લઈ જવા માટે કન્યા પક્ષ તરફથી ૨ થી ૪ માણસોએ વરપક્ષના ઘરે જવું.

**નોંધ :** વધુ અંતર હોય તો સંદેશ વ્યવહારનો ઉપયોગ કરવો.

## ઠરાવ નંબર ૮ : મામેરા સંબંધે

(૧) મામેરામાં ભાણેજને વાઘાના કપડા વગેરે તેમજ બહેનને તથા બનેવીને કપડાની જોડી આપવી. તે સિવાયના બાકીનાઓને પહેરામણી બદલ રૂ. ૨૦૦ રોકડા આપવા અને જમણ તેમજ દાગીના વગેરે ગુપ્તપણે આપવું.

(૨) મામેરાની વળતરમાં ભાઈને શાલ અને ભાભીને સાડી તથા બ્લાઉઝ આપી શકાશે.

(૩) મામેરું બેઠું ભરવું અને તેની જાહેરાત કરવી નહીં.

(૪) મામેરામાં મર્યાદિત સંખ્યામાં જવું

**નોંધ ૧ :** મામાએ કન્યાને વાઘાના કપડામાં માત્ર પાનેતર, બ્લાઉઝ અને ચણિયો આપવાનો રહેશે.

**નોંધ ૨ :** હાથ પગના અંગૂઠા ધોવાની પ્રથા સદંતર બંધ કરવી.

## ઠરાવ નંબર ૯ : લગ્ન (વિવાહ) સંબંધ

(૧) વર અને અણવર સિવાય જાનમાં વધારેમાં વધારે ૧૫૦ માણસો જઈ શકશે. અને કન્યાપક્ષે જાનને એક ટાણું જમાડવી.

**નોંધ :** બહુ દૂરથી આવનાર જાનને અનિવાર્ય સંજોગોમાં અનુકૂળતા મુજબ વ્યવસ્થા કરવી.

(૨) લગ્ન પ્રસંગે વરપક્ષે લાગા તરીકે નીચે મુજબ આપવાનું રહેશે.

(ક) જાન તોરણે લેતા સમયે ગોતીડાવાળી બેનને પોખવાના રૂ. ૧૦૦/- વરપક્ષે આપવા

(ખ) વરપક્ષ જાન લઈને કન્યાપક્ષને ત્યાં પધારે ત્યારે કન્યા માટે ચુંદડી (ઘરચોળું) વરપક્ષ તરફથી કન્યાને આપવાનું રહેશે. જે પહેરીને કન્યા લગ્નમંડપમાં પધારશે.

(ગ) કાંકણની જોડી નંગ ૧

(ઘ) મંગળસૂત્ર ૧.

(ચ) મોડિયો નંગ ૧

(છ) પડલું ભરવું નહિ

(૩) કન્યા પક્ષ તરફથી વરપક્ષને નીચે મુજબના લાગા આપવાના રહેશે.

(ક) જમાઈને રોકડા રૂ. ૫૦૦ અથવા કપડાં

(ખ) વરના પિતાને રૂ. ૨૦૦ અથવા કપડાં

(ગ) વરની માતાને રૂ. ૨૦૦ અથવા કપડાં

(ઘ) વરના દાદાને રૂ. ૨૦૦ અથવા કપડાં

(ચ) વરની દાદીને રૂ. ૨૦૦ અથવા કપડાં

(છ) બાકીના કુટુંબીજનોને (કાકા-કાકી, જેઠ-જેઠાણી, દેર-દેરાણી, નણંદ વગેરે) પહેરામણીના રૂા. ૧૦૦/- આપવા.

(જ) મા-માટલું આપવું.

(ઝ) કાંસાની થાળી નંગ ૧, વાટકી નંગ ૧ અને ચમચી નંગ ૨

(ટ) કન્યાદાનમાં પોતાની શક્તિ મુજબ રોકડું આપવું અને તેની જાહેરાત કરવી નહીં.

(ઠ) હસ્તમેળાપ વિધિની ગરિમા સચવાય એ માટે લગ્ન મંડપમાં કન્યાએ નાચ-ગાન/ડાન્સ કરતાં ન આવવું અને વરરાજાએ કન્યાને સામે લેવા જવું નહીં.

(૪) નવદંપતીને વરપક્ષ વાળા આશીર્વાદ આપી શકશે.

(૫) લગ્ન વિધિ પૂરી થયા બાદ કન્યા વરના ઉતારે જાય ત્યારે નવવધૂના સ્વાગત રૂપે વરપક્ષ તરફથી માત્ર મીઠાઇ આપવાની રહેશે.

(૬) લગ્ન પ્રસંગે બન્ને પક્ષોએ ખુશાલીથી ભેટ તરીકે નીચે મુજબ દાન પુણ્ય કરવાનું રહેશે.

(ક) ઉમિયા માતાજીને ભેટ યથા શક્તિ મુજબ મોકલાવવી.

(ખ) સ્થાનિક મંદિરે ધર્માદામાં યથાશક્તિ ભેટ આપવી.

(ગ) વરપક્ષ તેમજ કન્યાપક્ષે આ શુભ પ્રસંગ નિમિત્તે શિક્ષણભેટ કેન્દ્રીય સમાજને મોકલાવવી.

**નોંધ :**

(૧) આ પ્રસંગમાં કોઈપણ જાતનો પ્રસાદ કે મુખવાસ વહેંચવાનો નહીં.

(૨) અનિચ્છનીય પ્રથા જેવી કે ફેરા ફરતી વખતે વર-કન્યાના પગ પકડવા, બારણું રોકવું, પગરખાં છુપાવવાં, ખોળામાંથી રૂપિયા ઉપાડવા જેવી પ્રથાઓ સદંતર બંધ કરવી.

(૩) નવદંપતીએ પ્રથમ દિવસે વર કન્યા દ્વારા સામસામે અપાતી ભેટ સોગાદ કોઇપણ સંજોગોમાં આપવી નહીં.

(૪) નવવધૂને પિયરપક્ષ તરફથી મળેલ દાયજો બતાવવો નહીં.

(૫) કન્યાપક્ષવાળાએ વરપક્ષના અણવરને સ્વેચ્છાએ રૂા. ૨૦૦/- રોકડા આપવા.

(૬) કન્યાપક્ષવાળાએ વરપક્ષની લોણારીને સ્વેચ્છાએ રૂા. ૨૦૦/ રોકડા આપવા.

(૭) હલ્દી/મહેંદી રસમ સદંતર બંધ કરવી, પારંપારિક પીઠી વિધિ કરી શકાશે.

(૮) વરઘ સમયે લોણારી પ્રથા બંધ કરવી.

(૯) વરઘોડા દરમિયાન જાહેર જગ્યા ઉપર થતાં નાચ-ગાન/ડાન્સ અને ગોળ કરવી નહીં.

## ઠરાવ નંબર ૯ (અ) : સિમંત પ્રસંગ (ગર્ભ સંસ્કાર)

(દીકરીના ગર્ભધારણના સાતમા માસે પ્રસંગ)

દીકરીના ઘેર બાળ જન્મ પહેલા ગર્ભધારણના સાતમા મહિને સિમંત પ્રસંગ ઉજવવામાં આવે છે આ પ્રસંગે...

(૧) કન્યા પક્ષ તરફથી મર્યાદિત સંખ્યામાં પરિવારની મહિલા સભ્યોએ આપણી સમાજની પરંપરા મુજબ સિમંત વિધીનો સુટકો સાદગી પૂર્ણ કરવો. જેમા, વરપક્ષના માત્ર પરિવારજનો હાજર રહી શકશે.

(૨) આ શુભ પ્રસંગે વરપક્ષ વાળાએ બેબીશાવર, પ્રી બેબી શૂટિંગ જેવા અશોભનીય તાયફાઓ કરવા નહીં.

## ઠરાવ નંબર ૧૦ : સમૂહ લગ્ન સંબંધે

(૧) આપણી જ્ઞાતિમાં સમૂહ લગ્નો દર વર્ષે અનુકૂળતાએ થઈ શકશે.

(૨) કોઈપણ ગામ કે કુટુંબ સમૂહલગ્ન (એકસાથે એક જ દિવસે લગ્ન) કરવા માંગતા હોય તો કોઈ પણ ગામમાં બન્ને પક્ષવાળાએ વાંધો લેવો નહીં. આ સમૂહલગ્ન પ્રથાને જો કોઈપણ તોડવા પ્રયત્ન કરે તો તેને કુટુંબ તથા ગામ સમજાવે અને જો ન સમજે તો તેને સહકાર આપવો નહીં.

(૩) સમૂહલગ્નનો હેતુ સમય, શક્તિ, નાણાનો બચાવ અને સંગઠન ભાવના વધે તે માટે આયોજન કરવામાં આવે છે. જેથી સભ્યોએ સમૂહ લગ્નમાં જોડાઇ સહકાર આપવો.

(૪) સમૂહલગ્નમાં જોડાતા પરિવારે ઘેર માંડવાનો પ્રસંગ સાદગીથી મર્યાદિત સંખ્યામાં કરવો.

(૫) સમૂહલગ્નમાં જોડાતા પરિવારે મોટા જમણ અથવા તો રિશેપ્સન જેવા તાયફા કરવા નહીં.

## ઠરાવ નંબર ૧૧ : આણા સંબંધે

લગ્નબાદ કન્યાપક્ષ તરફથી સગા સંબંધી સાથે દીકરીનું ઘર જોવાની / આણાંની પ્રથા શક્ય હોય તો ટાળવી.

## ઠરાવ નંબર ૧૨ : પુનઃ લગ્ન સંબંધ

(૧) કોઈપણ સ્ત્રી અથવા પુરુષ વિધવા અથવા વિધુર બને અથવા જ્ઞાતિ રીત મુજબ છુટાછેડા મેળવે તેનું પુનઃલગ્ન થઈ શકશે. સંજોગો અનુસાર પુનઃ લગ્નમાં બાળકો સાથે રાખી શકાશે.

(૨) આવા પુનઃલગ્નનું સગપણ કરતી વખતે વરપક્ષ તરફથી રૂ.૫૦૧ આપવા.

**નોંધ :**પુનઃ લગ્ન વખતે સાથે રહેલ બાળકોના ભવિષ્યની સુરક્ષા માટેનું કાયદાકીય લખાણ સામેલ કરવાનું રહેશે.

(૩) આવા પુનઃ લગ્નમાં વર અને અણવર સિવાય વધારેમાં વધારે ૫૦ માણસોએ જવું અને એક ટાણું જમવાનું રહેશે.

(૪) આવા પ્રસંગે વરપક્ષે નીચે મુજબ કપડાં તથા દાગીના આપવાના રહેશે.

(ક) કપડા ની જોડી ૧ કન્યા માટે

(ખ)નાકની સળી હેમની નંગ ૧

(ગ)મઢેલું કંકણ નંગ ૧

(ઘ) પગના સાંકળા જોડ નંગ ૧

(ચ) મંગળસૂત્ર આપવું

(છ)આ ઉપરાંત દાગીના કે રોકડ રકમ આપવી નહીં

(જ)જો બાળકો સાથે હોય તો કપડાંની જોડ ૧

(ઝ) પાછા આણા સદંતર બંધ કરવામાં આવે છે

(૫) ચોરી સિવાય શાસ્ત્રોક્ત વિધિ મુજબ પુનઃલગ્ન વિધિ કરવી.

## ઠરાવ નંબર ૧૩ : છૂટાછેડા સંબંધે

(૧) એક વખત સમજી વિચારીને લગ્નગ્રંથિથી જોડાયા બાદ છુટાછેડા લઈ શકાશે નહીં. પરંતુ અનિવાર્ય સંજોગો ઉપસ્થિત થતા પ્રશ્નોમાં કુટુંબો/સમાજો દ્વારા સમાધાનના પ્રયાસો સફળ ન નિવડે ત્યારે છુટાછેડા લઈ શકાશે.

**નોંધ :** છૂટાછેડા અંગેનો સામાજિક રીતે ન્યાય સમિતિનો નિર્ણય આખરી ગણાશે.

(૨) સમાજના કોઈપણ ભાઈએ એક પત્નીની હયાતીમાં બીજી પત્ની કરવી નહીં. કાનુનના ઓથે રહી “રખાત” નામનું કલંકીત દૂષણ અપનાવી શકાશે નહીં. એવું નિંદિત કાર્ય કરશે અથવા જે કોઈ સાથ સહકાર આપશે, તેઓ પણ સામાજિક ગુનાહને પાત્ર ગણાશે. આ કાર્ય કરનાર અને કરાવનાર પાસેથી સમાજ જરૂરી ખુલાસાઓ મેળવશે અને તે અંગે સમાજના નિયમની અવગણના કરનારને કોઇપણ સામાજિક સંગઠન કે સંસ્થાઓના સભ્યપદેથી દૂર કરી શકાશે. આવા દૂષણો ન થાય તે માટે કુટુંબ, પાંખડી કે ગામની તકેદારી સમિતિના સભ્યો અને કાર્યકર્તાઓએ તકેદારી રાખવાની રહેશે.

(૩) આપણી જ્ઞાતિમાં સમાજ દ્વારા સ્થાપિત વ્યવસ્થા મારફતે છૂટાછેડા લેવાની પરંપરા પ્રથમથી જ છે. આવી પરંપરાને કાયદાકીય જોગવાઈમાં Costomary Divorce તરીકે માન્યતા મળેલ છે. માટે, છૂટાછેડાના લખાણ / ચુકાદામાં કાયદાકીય જોગવાઈ અનુસાર “કસ્ટમરી ડિવોર્સ”ની કલમનો ઉપયોગ કરવાનો રહેશે.

(૪) આ ઠરાવનું પાલન કરવાની મુખ્ય જવાબદારી ઘટક/ઝોન સમાજની રહેશે.

## ઠરાવ નંબર ૧૪ : મરણ પછીના ખર્ચ (દાડા) સંબંધે

(૧) મૃત્યુ પામનાર વ્યક્તિની ધાર્મિક વિધિ બાદ બ્રાહ્મણો અને નીયાણીઓને જમાડવા પરંતુ તેરમું કરવું નહીં.

(૨) મૃત્યુ પામનાર વ્યક્તિ પાછળ તેના સ્મરણાર્થે કોઈ રકમ આપવા માગતા હોય તો તેઓને સમાજના કેળવણી ફંડ, હોસ્પિટલ ફંડ અથવા એવા સામાજિક ઉન્નતિના કાર્યોમાં તે રકમ આપવા આ સભા અત્રેથી ભલામણ કરે છે.

(૩) મરણ બાદની વિધિઓ માટે દિવસની ગણતરી **દેહત્યાગના** દિવસથી કરવાની રહેશે.

**નોંધ :**

(૧) દૂરના સ્થળે રહેતા સંબંધીઓએ રૂબરૂ નહીં જતા સંદેશ વ્યવહારનો ઉપયોગ કરી શકશે.

(૨) અત્યારના સમયે બેસણાની વિધિ દિવસો શક્ય તેટલા ઘટાડી શકાશે.

(૩) મરણ બાદ અપાતી પાઘડી જેવી પ્રથાને સદંતર બંધ કરવી.

## ઠરાવ નંબર ૧૫ : કુદરતી ઘર ભંગ થાય તે સંબંધે

(૧) દીકરીને સાસરાના ઘરે મોકલ્યા પછી મૃત્યુ પામે તો દીકરીને જીવિત સમય દરમિયાન આપેલ દાનની કોઈપણ વસ્તુ પાછી લેવી નહીં.

(૨) જમાઈનું મૃત્યુ થાય તેવા પ્રસંગે દીકરીના માવિત્ર તે દીકરીને ત્યાંથી લઈ જવા માગતા હોય તો દીકરીના માવિત્રોએ આપેલ દાગીના સિવાય બીજું કંઈ પણ પાછું લઈ શકાશે નહીં.

(૩) જો દીકરીને બાળકો હોય અને તે દીકરીની સાથે આવતા હોય ત્યારે માવિત્રો તરફથી અપાયેલ દાગીના અને દાયજો તેમજ સસરા પક્ષે આપેલ દાગીના સાથે પરત આપવાના રહેશે.

**નોંધ ૧:** જમાઈનું મૃત્યુ થાય ત્યારે દીકરીને તાત્કાલિક ઘર મૂકાવીને ઉઠાડી લેવાના બદલે તેના ભવિષ્યનો વિચાર કરવા ઉચિત સમય આપવો જોઈએ, ભવિષ્યના નિર્ણયમાં દીકરીનો પણ અભિપ્રાય લેવો જોઈએ.

**નોંધ ૨ :** આપણી જ્ઞાતિની પ્રથમથી જ પરંપરા રહી છે, કે દીકરી પુનઃ લગ્ન કરે તો પહેલા સાસરા પરિવારની મિલકતમાં ભાગ માંગી શકે નહીં.

## ઠરાવ નંબર ૧૬ : શિક્ષણ સંબંધે

(૧) આ સભા જ્ઞાતિજનોને ખાસ ભલામણ કરે છે કે આ પ્રગતિશીલ યુગને અનુસરીને સૌ પોતાના બાળકો (પુત્ર પુત્રીઓ)ને ઉચ્ચ શિક્ષણ ફરજિયાત અપાવે. પોતાના સંતાનોને ઉચ્ચ શિક્ષણ આપવાની ધગશ ધરાવનારને સમાજ અત્યંત ઉત્સાહ આપે છે અને તેની કદર કરે છે.

(૨) સમાજે શરૂ કરેલ શિક્ષણ નિધિ ફંડમાં ઉદાર હાથે ભેટ નોંધાવવી જેથી જરુરિયાતમંદ પરિવારના સંતાનોને શિક્ષણ નિધિ દ્વારા મદદ કરી શકાય.

(૩) દેશ - પરદેશમાં વસતા સમાજના ભાઈ બહેનોએ પોતાના ઘરમાં માતૃભાષા ગુજરાતીનો ઉપયોગ કરવો જોઈએ તેવી આ સભા ભલામણ કરે છે.

## ઠરાવ નંબર ૧૭ : લગ્ન વિધિ બાબત

દરેક ગામ, કંપાઓ તેમજ અન્ય સ્થળોએ લગ્ન વિધિ અંગેની બ્રાહ્મણોની પદ્ધતિ અલગ હોય છે. તેમાં અલગ અલગ પદ્ધતિના કારણે મનદુઃખ ન થાય તે માટે સમાજે વિવાહ સંસ્કારની પુસ્તિકા પ્રકાશિત કરેલ છે. તે મુજબ જ દરેક જગ્યાએ લગ્ન વિધિ કરવી જોઈએ તેવો સમાજ આગ્રહ રાખે છે.

**નોંધ :**

(૧) સરકારશ્રીના નિયમો મુજબ લગ્ન નોંધણી ફરજિયાત હોવાથી રજીસ્ટ્રેશન ઓફિસે ફરજિયાત નોંધ કરાવવી.

(૨) બ્રાહ્મણ અને બન્ને પરિવારોની ઉપસ્થિતિમાં સાદાઈ/ફુલહારથી થતા લગ્નો શાસ્ત્રોક્ત કરવા જોઈએ.

# જ્ઞાતિના નીતિ નિયમો

## ઠરાવ નંબર ૧૮ : બાહ્ય આચરણો અંગે

જ્ઞાતિમાં સંપૂર્ણ એકવાયકતા જળવાય તે માટે કચ્છ - ગુજરાત અને ભારત તેમજ વિદેશમાં વસતા આપણા સમાજના જ્ઞાતિજનોએ જન્મથી મરણોત્તર સુધીના સંસ્કારો સનાતન હિંદુ રીત રિવાજો મુજબ પાળવાના રહેશે. મરણ પછી અગ્નિ સંસ્કાર વિધિ કરવાની રહેશે.

## ઠરાવ નંબર ૧૯ : સનાતની ઓળખ બાબતે

કોઈ પણ વ્યક્તિ જે કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિનો હોય એ વ્યક્તિ સનાતની જ્ઞાતિનો સભ્ય છે કે નહીં, અથવા બનવા લાયક છે કે નહીં, અથવા માત્ર સનાતન ધર્મ પાળે છે કે નહીં (સનાતન સાથે અન્ય ધર્મ પાળતો હોવો ના જોઇએ), તેના ઉપર યોગ્ય તપાસ કરી આખરી નિર્ણય લેવાનો સર્વોચ્ચ અધિકાર માત્ર શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજને જ રહેશે. એના દ્વારા લેવામાં આવેલ નિર્ણય સર્વેને બંધનકર્તા રહેશે અને તેના વિરુદ્ધ કોઈ પણ ફરિયાદ કરી શકશે નહીં.

## ઠરાવ નંબર ૨૦ : માત્ર સનાતન ધર્મ પાળવા બાબતે

શ્રીસમાજના સ્થાપક વડવાઓના અભિગમને અનુસરી આ સમાજ (એટલે કે સનાતન સમાજ એટલે કે સનાતની જ્ઞાતિ) સનાતન હિન્દુ પરંપરાને જાળવીને હંમેશને માટે કાર્ય કરવાનો આદેશ હતો તેથી આ સમાજ તેજ વિચારધારા પર કાર્ય કરશે અને સમાજમાં સનાતન હિન્દુ ધર્મનો પ્રચાર-પ્રસાર કરશે. આ સમાજમાં માત્ર સનાતન ધર્મ પાળનાર લોકો જ સભ્ય રહેશે. ગેર-સનાતની રીત-રિવાજો, પરંપરાઓ, માન્યતાઓને સમાજમાંથી નાબૂદ કરવા પ્રયાસો કરતા રહેશે.

કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિનો કોઇ પણ સનાતની સભ્ય જો સનાતન ધર્મ ત્યાગે અથવા વિધર્મ સ્વીકારે, જેમ કે ઉપર જણાવ્યા પ્રમાણે સતપંથ ધર્મ કે અન્ય કોઈ ધર્મ સ્વીકારે, અથવા તો સતપંથ સમાજ કે સંગઠનનો સભ્ય બને તો તેનું જ્ઞાતિના સભ્ય તરીકે પોતાની મેળે તે દિવસથી જ સભ્યપદ રદ થયેલું ગણાશે. જેથી એ વ્યક્તિ જન્મથી જ સનાતની જ્ઞાતિનો નથી એવું માનવામાં આવશે. પરિણામે સનાતની જ્ઞાતિના તમામ હક્કો અને લાભોથી સંપૂર્ણ રીતે વંચિત થયેલો ગણાશે. સનાતની જ્ઞાતિ/સમાજનું સભ્યપદ રદ થવાના કારણે એવા સભ્યને જ્ઞાતિની તમામ સંસ્થાઓ દ્વારા કે વ્યક્તિઓ દ્વારા કોઈ પણ પ્રકારનું વળતર આપવામાં આવશે નહીં. એ સભ્યએ આપેલ દાનની રકમ કે સભ્ય ફી કે અન્ય કોઈ પણ નાણામાં કે જ્ઞાતિ કે સમાજની કોઈ પણ મિલકતમાં ભાગ માંગી શકશે નહીં, તેમજ એને કંઇ આપવામાં આવશે નહીં.

## ઠરાવ નંબર ૨૧ : સતપંથીઓ જોડે લગ્ન સંબંધ બાબતે

આપણી સનાતની જ્ઞાતિના દીકરા-દીકરીના નવાં લગ્ન તેમજ સગપણો હિન્દુ સનાતન ધર્મ ન પાળતા પરિવારો સાથે ન થાય એવો સંત ઓધવરામ મહારાજ તેમજ આપણી સનાતન જ્ઞાતિના સુધારક વડીલોનો અભિગમ રહ્યો હતો. માટે એ અભિગમને સફળ અને યથાર્થ કરવાની જવાબદારી દરેક સનાતની જ્ઞાતિજનોની રહેશે.

આપણી જ્ઞાતિના પંચમ અધિવેશનમાં સનાતનની સ્પષ્ટ નીતિ જાહેર કર્યા પહેલા (વર્ષ 2010 પહેલાં), દિકરા-દિકરીના સગપણ/લગ્ન સતપંથ ધર્મ પાળતા હોય તેવા પરિવારમાં થયેલ હોય, તો તેવા સંબંધો વિવેક બુધ્ધીથી જાળવી રાખવાના રહેશે. દિકરા કે દિકરીને ત્યાં લગ્ન વ્યવહારિક પ્રસંગ હોય તો મામેરા વગેરે પ્રસંગે સીમીત સંખ્યામાં જવું. વધારેમાં વધારે દિકરીના દાદા કુટુંબના લોકોએ જવાનું રહેશે. દિકરીને ત્યાં મરણ પ્રસંગ હોય ત્યારે મરણની વિધિ સનાતન હિન્દુ વૈદિક ધર્મ મુજબ (એટલે કે અગ્નિસંસ્કાર) થયેલ હોય તો જ જવાનું રહેશે અન્યથા જવાનું રહેશે નહી.

**નોંધ ૧ :** સર્વે જ્ઞાતિ જનોએ ખાસ ધ્યાન રાખવું કે એવા કોઈ દેખાવો કે વ્યવહારો ના કરવા કે જેથી અન્ય લોકો પ્રેરાય અને આવા સંબંધોને પ્રોત્સાહન મળે. આવા નવા સંબંધો ના બંધાવા જોઈએ એની ખાસ તકેદારી લેવાની રહેશે.

**નોંધ ૨ :** સ્થાનિક પરિસ્થિતિને ધ્યાને રાખી, આ ઠરાવનું ચુસ્ત પણે પાલન કરવા માટે, ઝોન અને સ્થાનિક સમાજ જરૂરિયાત પ્રમાણે જરૂરી પગલાં લઇ શકશે.

**નોંધ ૩ :** આપણી જ્ઞાતિની પ્રથમથીજ પરંપરા રહી છે કે, દીકરી અન્ય જ્ઞાતિમાં પરણે તો એ આપણી જ્ઞાતિની સભ્ય રહેતી નથી, પરિણામે દીકરી / નિયાણી તરીકે મળતા સામાજિક લાભોથી વંચિત થઈ જાય છે.

